# નિવેદન

---

પરમાત્માની કૃપાએ આ પુસ્તકથી 'જ્યંબક સ્મારક ગ્રંથમાળા' ચોથા વર્ષમાં પ્રવેશ કરે છે. આવા બારીક સમયમાં સુહૃદયી ગ્રાહક-બન્ધુઓએ પોતાના નામ ગ્રાહક તરીકે ચાલુ રાખી જે પ્રોત્સાહન આપ્યું છે, તે બદલ સર્વનો આભાર માનું છું.

પ્રસ્તુત પુસ્તક (સિરાજદૌલા, મીરકાસિમ વગેરે ગ્રંથોના લેખક) બંગાળાના એક સંશોધક મંડળના પ્રમુખ શ્રીયુત્ મહાશય અક્ષયકુમાર મૈત્રેયના 'ફિરંગી વણિક' નામના મૂળ બંગાળી પુસ્તકનો અનુવાદ છે. જેની અંદર ભારતવર્ષના વાણિજ્યની પાયમાલી, વાસ્કો-ડા-ગામાનું ભારતવર્ષમા પ્રથમ આગમન ને કલીકોટની ખૂનરેજી, વગેરે બનાવોની માહીતી આપનાર આ અમૂલ્ય ગ્રંથ-ઇતિહાસ છે. આવા અમૂલ્ય પુસ્તકનો લાભ લેવા કયો દેશપ્રેમી આતુર ન બને ? દરેકને વાચવાની ખાસ ભલામણ છે.

આ પુસ્તકનું ભાષાન્તર કરવા મારા મિત્ર ભાઇ દેવજી ગોરધનદાસે પુરતો યત્ન કર્યો છે તેમ છતા કોઇ કોઇ સ્થળે ભાષાદોષ દૃષ્ટિગોચર થાય તો વાચકવર્ગ અમારા દરેક પુસ્તકની માફક આમા પણ દરગુજર કરશે. યોગ્ય સૂચના થતા બીજી વખત તે ઉપર પુરતું લક્ષ્ય આપવામા આવશે.

આ સ્થળે મૂળ લેખક મહાશય અક્ષયકુમાર મૈત્રયના ઋણમાંથી મુક્ત થતા મને અનહદ આનંદ થાય છે તે સાથે ભગરૂપી ઉપજે

છે કે આવા અમૂલ્ય ગ્રંથોનું ભાષાંતર ગુર્જર પ્રજા સમક્ષ રજુ કરી શકવા હું ભાગ્યશાળી નીવડ્યો.

ભાઇ દેવજી ગોરધનદાસે જે મહેનત લઇ પ્રસ્તુત પુસ્તક મને યોગ્ય સમયે તૈયાર કરી મારા કાર્યમાં મદદગાર થઇ-શક્યા છે, તે બદલ તેમનો આભારી છું-દશમુ પુસ્તક મોટું હોવાથી ગ્રાહકોને બારમુ પુસ્તક પહેલું આપવામા આવે છે. અગીઆરમું પણ છપાય છે.

પ્રસ્તુત પુસ્તક પછી મ.ળાંના ચોથા વર્ષનું ૨ જું પુસ્તક ૧૯૫૭ નો બળવો ભાગ ૩ જો ગ્રાહકોને સમર્પિત કરવામાં આવશે. જેમાં બળવાની સંપૂર્ણ હકીકતો પૂર્ણ થાય છે. બીજાં પુસ્તકોની ચુંટણી ચાલુ જ છે. અસ્તુ.

| | |
|---|---|
| અક્ષય તૃતીયા.<br>રવિવાર તા. ૨૬-૪-૨૫<br>મુંબાઇ, નં. ૩. | વિનીત.<br>લાભશંકર જીવરાજ જોશી. |

# પ્રસ્તાવના



"ફિરંગી વેપારીઓ" મા જે ઐતિહાસિક તથ્ય સંકલિત થયું છે, તે આજે આપણા દેશની યુનીવર્સિટીનાં કોઇ પણ પાઠ્ય પુસ્તકમાં મળી આવતું નથી. પરંતુ તે આધુનિક સભ્યસમાજની આશ્ચર્યજનક ભાગ્ય પરિવર્તનની પ્રધાન કથા છે. જેમ કૌતુહલપૂર્ણ છે તેમ ભારતવાસીઓ માટે તો શિક્ષાપ્રદ પણ છે.

આ ઇતિહાસ મુસલમાન લેખકો તો લખી ગયા છે. "ગુલામહુશેન સલેમી" નામના પ્રસિદ્ધ લેખક "રિયાઝ–ઉસ–સલાતિન"માં ફારસી ભાષામા ભારતવર્ષ માટે ઘણું લખી ગયો છે; તેમાં હિંદના વેપાર અને 'ફિરંગી વેપારીઓ' માટે ઘણું નવું જાણવાનું મળી આવે છે.

વાણિજ્યમા જ લક્ષ્મીનો વાસ છે, તે પ્રાચીન ભારતશાસ્ત્રોનું વાક્ય છે. હજી પણ તે સૂત્ર પ્રચલિતજ છે. પરંતુ તેની સમુચિત મર્યાદા રક્ષા ક્રમે ક્રમે અન્તર્હિત થઇ ગઇ છે. વાણિજ્યમા વિશ્વાસ પ્રાધાન્ય છે પરંતુ તે પણ ધીમે ધીમે છાયારૂપે થતો જાય છે. આ સર્વ કારણો ભારતવાણિજ્યના ગૌરવનાં મુખ્ય કારણો હતાં. ભારતવર્ષના જનસમાજના અસદ્ગુણે અસદ્ભાવે પીડા પામ્યા છે તે આ 'ફિરંગી વેપારીઓ' વાચ્યાથી સમજાશે

વાસ્કો-ડા-ગામાએ આટલાંટિક "માર્ગે ભારતવર્ષ શોધી કાઢ્યું" તે યશોગાન ઇતિહાસમા આપવામા આવ્યુ છે, પરંતુ તેણે જે ઉપાયો લીધા હતા તથા શાંતિપ્રિય ભારતમાં જે આગ સળગાવી એશિયામાં

જે નાસ વર્તાઈ ગયો હતો તે ત્યાંથી "ફિરંગી વેપારીઓ" ઉપર ઘણુંજ પેદા થશે.

ભારતવર્ષ નહોત તો—ભારતવાણિજ્ય તો ક્યાંથી જ હોત? તેમ યુરોપ આ નવજીવન કેમ પ્રાપ્ત કરી શકત? ભારતવર્ષમાં 'ફિરંગી વેપારીઓએ' આવી વેપાર વણજથી સમૃદ્ધ બની યુરોપને જાગૃત કર્યું હતું. પરોક્ષભાવે ભારતવર્ષેજ યુરોપને યુગાન્તરમાં ખેંચાવા સહાય કરી છે, જાગૃત કર્યો છે. આ ઇતિહાસ કાંઈક આગળ ખ્યાલ આપી વાંચકને નવું શિખવશે તો લખનાર કૃતકૃત્ય માનશે.

હું લેખક કે વિદ્વાન હોવાનો દાવો કરતો નથી, તેમ તે મારો વ્યવસાય પણ નથી, પરંતુ મને સાહિત્ય સેવાની જે હોંશ છે તે જો આ 'ફિરંગી વેપારીઓ' કાંઈક આદરપાત્ર થશે તો મારી મહેનત સફળ માનીશ.

મારા આ પ્રથમ પ્રયત્નો છે, તેમાં અનેક દોષો જણાશે, પરંતુ આશા છે કે વાચક દોષો તરફ નહિ જોતાં ઉદ્દેશને લક્ષી દરગુજર કરશે.

વસંત પંચમી. } લી. સાહિત્યસેવક
} ઠક્કર દેવજી ગોરધનદાસ ભીમજી.
પોરબંદર ૧૯૮૧ } મુંબઈ અને પોરબંદર

# અનુક્રમણિકા.







પૃ. ૧૦-૧૧-૧૨. કુલ પૃષ્ઠ ૬૩૫૦ ચાલુ વર્ષ ૪ થું.

# "ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા"

શરૂઆતમા પ્રવેશક ફી. રૂ. ૧) (ઐતિહાસિક પુસ્તકો.) લવાજમ રૂ. ૫-૪-૦

ઇતિહાસમાં જ ખરેખરૂં તત્ત્વજ્ઞાન રહેલું છે.

વર્ષ ૧ લું:—

૧ રાજા રામકૃષ્ણ:—જેમા મીરજાફરના સમયનો હૃદયભેદક ઇતિહાસ પૃ. ૪૦૦ રૂ. ૩

૨ સિરાજદ્દૌલા—જેમા જગપ્રસિદ્ધ કાળી કોટડીના બનાવને કલ્પનામય બનાવ ગણાવેલો છે. પૃ. ૫૦૦ રૂ. ૩-૮-૦

૩ હિન્દના હીરા—હિન્દના ચાલુ સમયના મહાન પુરૂષોના ટૂંકા સચિત્ર જીવન ચરિત્રો. પૃ. ૨૨૫ રૂ. ૧-૪-૦

વર્ષ ૨ જું:—

૧ વજીરનંદિની ગુલબેગમ—(ખલાસ થવા આવી છે) અફગાનિસ્થાનની ઐતિહાસિક નવલકથા. મ. રૂ. ૨-૮-૦

૨ મીર કાસિમ—(ખલાસ થઇ જવા આવી છે) નવાબ સિરાજદ્દૌલા પછીનો ઇતિહાસ મ. રૂ. ૨-૦-૦

૩ બળવો ભા. ૧ (ખલાસ થઇ જવા આવી છે) કયા દુર્ગુણે આપણને સદાને માટે પરવશ બનાવ્યા, તે આ ઇતિહાસ વાંચવાથી સમજાશે. પૃ. ૬૨૫ મ. રૂ. ૪-૦-૦

વર્ષ ૩ જું:—

૧ રમાસુંદરી—દરેકને ખાસ વાંચવાની ભલામણ છે. સૌરાષ્ટ્ર તથા બીજાં માસિકોએ આ પુસ્તકની મુક્તકંઠે પ્રશંસા કરેલી છે. કિ. રૂ. ૨-૮-૦

૨ ૧૮૫૭ ના બળવો ભા. ૨—મીરત, કાનપુર વિગેરેની ખૂનરેજીના બનાવોથી ભરપૂર.

૩ નારાયણી—(ઐતિહાસિક) રૂ. ૨-૦-૦ વધારામા પતિવ્રતા ગાન્ધારી આર્યરમણી ને બંગ શિક્ષક કલકત્તાનું સુંદર બાઇન્ડીંગ—ગ્રાહકને પોણી કિંમતે.

વર્ષ ૪ થું:—

૧ ફિરંગિ વેપારીઓ—(ઇતિહાસ) ભારતવર્ષના વાણિજ્યની પાયમાલી, ક્લીકોટમાં ખૂનરેજી વિગેરેની માહીતી આપનાર.

૨ ૧૮૫૭ નો બળવો ભા. ૩—(સમાપ્ત) આ ત્રીજા ભાગમા બળવાની સંપૂર્ણ હકીકતો પૂર્ણ થાય છે.

૩ કુટીલ કારભારી—સામાજિક સ્વદેશભક્તિનો ઉપદેશ આપતી નવલકથા.

પાછલા વર્ષના સેટ ખલાસ થઇ જવા આવ્યા છે. ૧૯૨૨-૨૩ ના સેટના રૂ. ૬-૪-૦ લેવામાં આવે છે. પ્રવેશિક ફી. રૂ. ૧) જુદી.

લખોઃ—

| | |
|---|---|
| ૧ન્નર જોશી એન્ડ કું૦<br>કીદાસ સુરજીના માળો<br>વડગાદી-માંડવી.<br>મુંબાઇ નં. ૩ | લાભશંકર જીવરાજ જોશી.<br>દેસાઇની પોળ,-ખાડિયા.-અમદાવાદ. |

## સંગ્રહ કરવા યોગ્ય

### અમૂલ્ય

# ઐતિહાસિક પુસ્તકો

" ઇતિહાસમાં જ ખરેખરૂં તત્ત્વજ્ઞાન રહેલું છે "

( નેપોલિયન )

આજની દુનિયામા જેઓ પોતાનું સ્થાન સાચવી રહ્યા છે, તેમને ઉપરનું વાક્ય વેદવાક્ય સમ લાગે છે. સંસારમા જેનું સ્થાન સુરક્ષિત નથી તેને મરણશરણ થતા શી વાર? પરંતુ પશ્ચિમની કયી વસ્તુ પર આપણને મોહ નથી? પુસ્તકો માટે પણ કયા ઓછો મોહ છે? કોઇ અંગ્રેજે લખેલાં હિંદુસ્તાનના ઇતિહાસના પુસ્તકો ખરીદવા માટે આપણે જેટલી આતુરતા બતાવીએ છીએ તેથી અર્ધી પણ આતુરતા હિંદીને હાથે લખાયેલા ઐતિહાસિક પુસ્તક માટે નથી બતાવતા. એ જ બતાવી આપે છે કે, આપણી મુક્તિ બહુ દૂર છે.

નીચે આપેલા ત્રણ ઐતિહાસિક પુસ્તકો પ્રખ્યાત બંગાળી વિદ્વાનોએ પુરતી શોધખોળ કર્યા પછી લખ્યા છે. વળી તેમણે અંગ્રેજી તથા બંગાળી ભાષામાં કેટલાયે પુસ્તકો રચી પુરાતત્ત્વજ્ઞ તરીકે ખ્યાતિ મેળવી છે. આ પુસ્તકોનો અનુવાદ હિંદની ઘણી ખરી ભાષાઓમાં થઇ ગયા છે. આવા અમૂલ્ય પુસ્તકો વાંચવાને કયો દેશપ્રેમી ઇચ્છા નહીં રાખે?

—રાજા રામકૃષ્ણ —(પ્રતો ખલાસ થવા આવી છે.)

આ અઢારમા સૈકાની ઐતિહાસિક નવલકથા છે જ્યારે બંગ માતાને ચારે બાજૂએથી મરાઠાઓ, મોગલો અને અંગ્રેજો દોહી રહ્યા હતા, સ્ત્રીઓને બહાર નીકળવુ પણ સલામતી ભર્યું ન હતું. તેઓના ત્રાસને લીધે પોતાનું સ્વાભાવિક સૌંદર્ય વિકૃત કરવું પડતું હતું એક બાજૂ દુકાળ ભયંકર ડોળા કાઢતો દેખાવ દે છે ને બીજી બાજુ અહેસુલ ઉઘરાવવામાં સરકાર તરફથી અમલ ઝુલમો રાકડી પ્રજા પર વરસ્યા કરે છે આવા હૃદયદ્રાવક વર્ણનો વાચતા વાચકોને પોતાની અવનતિના મૂળોનો ખ્યાલ આવશે જનક વૈદેહિ જેવા રાજા રામકૃષ્ણ કંપની સરકારના અમલદારોના કેવા અસહ્ય અત્યાચારો સહન કરે છે તેનું દર્દ ભર્યું વાચન વાચતા વાચકનું હૃદય પણ દુખી થાય છે પાકું સુંદર સોનેરી પૂંઠું. કિ. ૩-૮-૦

સિરાજદ્દોલા:—

આપણુ અદ્વિતીય ખાહુબળ, આપણો વેપાર, આપણુ શિલ્પ-ચાતુર્ય, આપણું સાદું જીવન, આપણી સંસ્કૃતિ વગેરે જાણવા માટે આપણે ઐતિહાસિક પુસ્તકોનો અભ્યાસ કરવો જ જોઇએ આપણી

કાયરતા, નિર્વીર્યતા ને દરિદ્રતા દૂર કરવા માટે ભૂતકાળને સજીવન કરી જોવો પડશે. પ્રાચીન સમયમાં દેશની દોલત દેશમાં જ રહેતી. સાત સમુદ્ર ઓળંગીને દેશપાર જતી નહીં ! જે સમયે આપણે આપણું સર્વસ્વ ગુમાવ્યું, આપણું સ્વાતંત્ર્ય ખોયું અને પોતાની હિંદમાતાને કેવી રીતે સદાને માટે પરાધીન બનાવી; આ સર્વે બાબતોનું પ્રતિબિંબ બરાબર નિરખવા માટે આ પુસ્તક જરૂર સંગ્રહવું જોઇએ. કિંમત ૩-૮-૦

**મીર કાસીમઃ—**

આ અને તે પછીનું પુસ્તક પ્રખ્યાત પુરાતત્ત્વજ્ઞ અક્ષયકુમાર મૈત્રેયને લખ્યું છે જેઓ બંગાળના એક સંશોધક મંડળના પ્રમુખ છે. આ પુસ્તકમા અંગ્રેજો વેપાર કરવા આવ્યા તે સમયનો ઇતિહાસ છે. જ્યારે પૈસો એ જ અગ્રેજોનો પરમાર્થ થઈ પડયો હતો. તે વખતના અગ્રેજોના જુલ્મથી સ્ત્રીઓને અકાળે મરણને આધીન થવું પડતું હતું. તે વખતે વીજળીની ઝડપે દેશમા થતી ઉથલપાથલો અને કલ્પનામા પણ ન આવી શકે તેવા દુખોની પરંપરા વાચતા આપણા રૂવા ખડા થઇ જાય છે. આપણા નવાબો અને રાજાઓની મૂર્ખતા માટે તો કહેવું જ શું ! તેમની નિર્બળતા, ભિખારીની જેવી અવસ્થા અને અંગ્રેજ અધિકારીઓ પગલે પગલે દેતા અસખ્ય દુ.ખોના વર્ણનો વાચતા આપણને આપણી ગુલામી માટે અને પૂર્વજોની મંદતા માટે સામો ખ્યાલ આવે છે. અંગ્રેજોનું પેટ પણ એટલુ બધું ખાલી હતું કે, ગમે તેટલા પૈસા નાખવામા આવે તો પણ ખાલી ને ખાલી દેખાતું. સેનાપતિ કલાઇવે સિરાજદૌલા પાસેથી દ્રવ્યથી ભરેલી સાતમો પેટીઓ લીધી હતી છતા તેને સતોષ નહોતો થયો.

મીર કાસીમ જેવો એક પણ નવાબ નથી થયો તેની મુરાદ અંગ્રેજોને હડાવી મુસલમાની રાજ્ય સ્થાપવાની હતી અને તે માટે તેણે અગણિત કષ્ટો સહન કર્યા હતા

આપણા તે વખતના દેશીઓની નિમકહરામી માટે તો કહેવું જ શું ! આપણે કેટલા બધા પતિત થયા હતા તે આ ઐતિહાસિક ગ્રંથ પરથી બરાબર જાણી શકાય છે. જ્યા સુધી આવા ગ્રંથો વાંચીને આપણી ત્રુટિઓ ન વિચારી લેઇએ ત્યા સુધી ઉન્નતિની આશા દૂરની દૂર છે. આવી અનેક બાબતોથી ભરેલું આ પુસ્તક છે એક વાર તો દરકે દરેક માણસે વાચવું જોઇએ કિ રૂ. ૨-૦-૦.

### ૧૮૫૭ બળવાનો ઇતિહાસ —

આ બનાવથી કયો હિંદી અજાણ હશે ? છતા તેનો યથાર્થ ઇતિહાસ ઘણાયે નથી જાણતા આ બનાવ વિષે ઘણા અંગ્રેજોએ ગ્રંથો લખ્યા છે, અને તે દરેકમા હિંદીઓને ઘણો જ અન્યાય કરવામા આવ્યો છે. પ્રસ્તુત ગ્રંથમા તે દરેકને તેમના જ લેખો પરથી રદીયા આપવામા આવ્યા છે આ બનાવ શાથી બન્યો ? શા માટે એ ત્રાસજનક આક્રમણને લીધે બ્રિટીશ સત્તા ડગમગવા લાગી ? જે પ્રજા, જે લોકો રાજાને દેવતા માની પૂજે છે, તે પ્રજા, તે લોકો એકાએક બળવાખોર શાથી બની ગયા ? વગેરે આપણે દરેકે જાણવુ જોઇએ. જે સમયે એક રાતમા જ આપણને સ્વતંત્રતા મળનાર હતી, તેમ છતા આપણા કયા દુર્ગુણે આપણને સદાને માટે પરવશ બનાવ્યા ! એ હકીકત આ ઇતિહાસ વાચવાથી બરાબર સમજાશે ! મોને પુસ્તકોના પુઠા પાકા અને સુંદર સોનેરી છે ભા. ૧ ૩ ૪-૦-૦ ભા ૨ રૂ ૪-૦-૦ ભા ૩ જો છપાય છે

રમાસુંદરી:—

આ એક સામાજિક નવલકથા છે છતાં બીજી નવલકથાની માફક યુવાન, બાળક કે સ્ત્રીઓને નુકસાનકારક કોઇ પણ વસ્તુ આપવામાં આવી નથી. એક જ માબાપનાં બાળકો કેમ સાથે નથી રહી શકતા, તેનો સુંદર સાચો ચિતાર આપવામાં આવ્યો છે. •પિતાના મરણ બાદ મોટા ભાઈ બીજા નાના ભાઇઓ તરફ કેવી સ્વાર્થી વર્તણુક ચલાવે છે, ઘરની માલીક થઇ પડેલા મોટા ભાભીનું એકલપેટાપણું આ બે બાબતો દરેક સહૃદયી વાચકને રડાવ્યા સિવાય રહેશે નહીં.

અનાથ નાનો ભાઇ રામપ્રસાદ દૈવકૃપાથી કેવી રીતે સનાથ થાય છે, તે બાબત અદ્‌ભુત લાગવા છતા તદ્દન સ્વાભાવિક છે. રામપ્રસાદની ત્યાગવૃત્તિ તથા સજ્જનતામાથી વાચકને ઘણું ઘણું શીખવાનું મળે તેમ છે. વાચતા વાચતા જરૂર અશ્રુ આવ્યા વગર રહેશે નહિ. સૌરાષ્ટ્ર તથા બીજાં માસિકોએ આ પુસ્તકની મુક્તકંઠે પ્રશંસા કરેલી છે. પાકુ, સોનેરી પુઠું સુંદર બાઇન્ડીંગ. કિં. ૨–૮–૦

નારાયણી:—

બળવા પછીના પ્રસંગની આ ઐતિહાસિક નવલકથા છે. જે જમીનદારો માથું ઉંચકે તેવાઓને કેવી રીતે પાયમાલ કરી શકવામા આવે છે, તેનું સરસ બ્યાન છે આવા પાપી કાર્યમા અંગ્રેજોને આપણા દેશી લોકો પોતાની પાપવૃત્તિ પોષવાને અનેક રીતે મદદગાર થાય છે. જેમ અત્યારે અનેક દેશદ્રોહીઓ છે તેમ તે વખતે પણ તેવા લોકોની કંઇ અછત નહોતી. પ્રાચીન ઇતિહાસ પરથી નીકળતું સત્ય સમજી તદનુસાર ભવિષ્યનો કાર્યક્રમ રચાયે તો ઘણો લાભ થઇ શકે. પાકું સોનેરી સરસ પુઠું. કિં. ૨–૦–૦

ॐ तत्सत् परमात्मने नमः

## स्व० त्र्यंबक स्मारक ग्रंथमाळा

वर्ष ४ थुं. पुस्तक १२ मुं

# ફિરંગિ વહેપારીઓ



# ફિરંગિ વેપારીઓ

## પ્રકરણ પહેલું.

---

### જુનો વાણિજ્ય માર્ગ

*In no year does India drain our Empire of less than fifty five millions of Sesterces giving back her own wares in exchange, which are sold at one hundred times their prime cost—Pliny.*

જગદ્વિખ્યાત સામ્રાજ્યના અભ્યુદય સમયમા પણ તેના સુપરિચિત ઇતિહાસ લેખક મર્મપીડિત થઇ લખી ગયા છે કે-" રોમન સામ્રાજ્ય દર વર્ષે ભારતવર્ષને છુટે હાથે તેની વસ્તુઓનું સોગણું દામ આપી, અઢળક ધન આપે છે." આ વાતો આજે આપણને સ્વપ્ન જેવી જ લાગશે, પરંતુ તે સ્વપ્ના નથી, તે ઐતિહાસિક સત્ય છે.

એક સમયે ભારત વર્ષ પોતાના શિલ્પદ્રવ્યો અને બીજી અનેક વસ્તુઓ દૂર દેશોમાં મોકલી ભારે અર્થલાભે સમૃદ્ધ થતું હતું. તેના વિગતવાર આંકડા અને હકીકત માટેનો તે જમાનો ન હોઇ, આજે તેની સંપૂર્ણ હકીકતો મળી આવતી નથી.

તે જમાનામાં એવી હકીકતો લિપિબદ્ધ કરવાની જરૂર જણાતી નહોતી. એ સમયે પૂર્વ નિવાસી જનોની દૃષ્ટિમાં પશ્ચિમની વસ્તી

અભણ અને જંગલી તરીકે જ જાણવામાં હતી. ભારતવર્ષના જુના સાહિત્યમાં તેમનું સાધારણ નામ "મ્લેચ્છદેશ" લખાતું અને તે પ્રમાણે કાંઇપણ ઉલ્લેખ નિષ્પ્રયોજન હતો. અત્યારે ભાગ્યના ચક્રની વિપરીત ગતિને લઇને તે જરૂરીયાત જણાય છે.

જે દેશ ગ્રાહક હતો, તે દેશ આજે વિક્રેતા થયો છે. તે કેમ થયું, કેટલા કાળે થયું, આ અણુચિન્તિ ભાગ્યની વિપરિત ઘટનાનો ઇતિહાસ જાણવાનું કુતુહલ કોને ન થાય?

આ ઇતિહાસ હિંદવાસીઓને સર્વથા શોચનીય હોવા છતાં પણ શિક્ષાપ્રદ છે. પાશ્ચાત્ય પંડિત વર્ગ પૂર્ણ ઇતિહાસનું શોધન કરી બહાર પાડે છે. ઐતિહાસિક લેખકો ભારતવર્ષ સાથેના મ્લેચ્છદેશનો પૂર્વ વાણીજ્ય વ્યવહાર પ્રગટ કરી, આજની સભ્ય સમાજને વિસ્મય પમાડે છે. કાળબળે તે વહન દીશા બદલી આજે ઉલટી દીશામાં વહન કરે છે. આજે શિક્ષા-દીક્ષા અને હુન્નર આપણને યુરોપ શિખવે છે. તે પણ એક સમય હતો કે જ્યારે સમસ્ત જગતને હુન્નર સંસ્કાર અને શિક્ષણ ભારતવર્ષ શિખવતું આજે યુરોપ સમૃદ્ધ જ્ઞાન ધરાવે છે તેનો મૂળ ગુરૂ અને દાતા ભારતવર્ષ જ છે જેનો ઇતિહાસ અચુક અને ચિરસ્મરણીય શાક્ષી પુરે છે.

ભારતવર્ષ તેના હુન્નર માટે જગાવખ્યાત હતું પણ પશ્ચિમદેશને તેનો ભૌગોલિક પરિચય નહોતો. તેમ ભારતવર્ષને તો તેમની જરૂરજ નહોતી. સર્વે પરસ્પર કલ્પનાથી જ સંતોષ માનતા. પશ્ચિમ જન સમાજ ભારતવર્ષની અલૌકિકતા અને સમૃદ્ધિની વાતો સાંભળી મુગ્ધ બની ગયો હતો અને ભારતવર્ષના હુન્નરની વસ્તુઓના વ્યાપાર માત્રમાં ધનાઢય થતું હતું. ભારતવર્ષ યુરોપના સમાજને કલ્પવૃક્ષ હતું, પરંતુ

તેનો પ્રત્યક્ષ પરિચય બહુ મોંઘો અને દુર્ઘટ હતો. ખરેખર તે સમયે ભારતવર્ષે સમસ્ત જગતની કલ્પવૃક્ષ પ્રમાણે દરેક કામનાઓ પુરી પશ્ચિમ જનસાધારણનો અટલ અંધવિશ્વાસ સંપાદન કર્યો હતો. કલ્પવૃક્ષ ક્રમેક્રમે શાખા પત્રહીન નીરસ થઇ ગયું છે અને સમય જતાં માત્ર લાકડાનું ઠુંઠું બની જશે. પરંતુ આ કલ્પવૃક્ષને કેળવવાની દિશા પશ્ચિમ સમાજને પડેલા જુના સંસ્કારો છોડયા સિવાય બદલાશે નહિ.

ભારતવર્ષનો વ્યાપાર પૂર્વ અને પશ્ચિમથી સમસ્ત જગતમાં સમૃદ્ધ હતો. પૂર્વ દેશોથી કયે રસ્તે કેટલે સુધી વિસ્તાર પામ્યો હતો તે સાથે આપણી વર્તમાન આલોચનાને સંબંધ નથી. પશ્ચિમ સાથેના વ્યવહારનો વિચાર કરતાં ભારતવર્ષની પશ્ચિમ સીમા તરફ જોઇએ. સીમાનો અધિકાંશ કેવલ માતંગ તરંગવત્ સમુદ્ર છે. બાકીનો જે થોડો જમીન માર્ગ છે તે પણ મોટા પર્વતો દુર્લંઘ્ય નદ અને નદીઓવાળો છે. આ પ્રમાણે પશ્ચિમ સાથેના વ્યવહાર વિસ્તારને વિઘ્નો અને મુસ્કેલીઓનો પાર ન હતો.[૧] છતા પણ ઘણા જુના સમયથી તેવા

---

૧ *The most ancient of the three routes was the middle through Syria–Hunter's History of British India.*

જલમાર્ગો જ જુના વાણિજ્ય પંથ હતા, પરંતુ તેનું કોઇ પ્રમાણ મળી આવતું નથી. ભુમાર્ગે જ સ્વાભાવિક વાણિજ્યના જુના માર્ગો સંભવે છે. સાંભળવા પ્રમાણે સ્થળ માર્ગે જ ભારતવર્ષની વસ્તુઓ અનેક દિશાઓમાં મોકલવામાં આવતી હતી. તેથી સર વિલ્યમ હન્ટર જેવા સુજ્ઞ ઇતિહાસ લેખક જલમાર્ગને જ સૌથી જુના માર્ગ તરીકે વ્યક્ત કરે છે પરંતુ તે ઉપર ભરોસો મુકી શકાતો નથી.

રસ્તેથી થતો વ્યવહાર દીનપ્રતિદિન વધતો જ જતો હતો. તે રસ્તે થતો વ્યવહાર ભારે મોંઘો પડતો. આ માર્ગનો આરંભ સિન્ધુકાંઠેથી હતો અને ત્યાંથી પર્વતો ઉપર થઇ તે માર્ગ બહુ ફાંટાઓથી વિભક્ત થઇ પશ્ચિમ તરફ માટેનો પશ્ચિમ તરફ વહાણુ લઇ કાસ્પીયન સમુદ્રના કીનારા ઉપર ઉત્તર અને દક્ષિણ કિનારા પર જતો, અને તે વ્યવહાર જલમાર્ગથી જોડાઇ જતો હતો. કાસ્પીયન સમુદ્રના દક્ષિણ કીનારાનો વ્યવહાર ભૂમધ્ય સમુદ્રના વ્યવહાર સાથે મળી જતો હતો અને બીજી શાખાઓ કાસ્પીયન સમુદ્રના દક્ષિણ કાંઠાની વસાહતમાં જતી. ભૂમધ્ય સમુદ્રનો વ્યવહાર અને વ્યાપાર મિસર દેશ સુધી લંબાયો હતો. આ માર્ગ જુના વખતમા " કાસ્પીયન માર્ગ " નામથી ઓળખાતો તેમાં ભુમધ્ય સમુદ્રનો વ્યવહાર પણ પ્રાધાન્ય હતો તેથી ".ભુમધ્ય સમુદ્ર માર્ગ " નામથી પણ ઓળખાતો.

આ રસ્તે જતી વસ્તુઓ કાસ્પીયન આંતર પ્રદેશ, કાળા સમુદ્રના બંદરો અને ભુમધ્ય સમુદ્રનાં બંદરો સુધી જ જતી નહિ, પણ તેથી આગળ ઉત્તર આફ્રિકા, આજના સુધરેલ યુરોપના ઉંડામા ઉંડા પ્રદેશ સુધી પહોચી, ભારતવર્ષનું ગૌરવ વધારતી, તેમની સાથે ભારતવર્ષ સાથેનો વાણીજ્ય વ્યાપાર વધારતી અને વધારવા લલચાવતી.

ભારતવર્ષના હુન્નરે જગતને મોહાંધ બનાવ્યું હતું, ભારતની વસ્તુઓના વ્યાપારથી તેઓ પણ સમૃદ્ધ થતા અને ભારત ભૂમિને કેટલું અઢળક ધન આપતાં તેનો નિર્ણય થઇ શકનો નથી. બીજા દેશોના વ્યાપારીઓ ભારતભૂમીના વ્યાપારીઓ પાસેથી અનેક વસ્તુઓ લઇ જતા અને તે જલમાર્ગે અને પૃથ્વીમાર્ગે વિવિધ દેશોમા વેચી ધનાઢ્ય થતા હતા. ભારતવર્ષ આ પુરાતન વાણીજ્યથી આખી દુનીયા પાસે ધન લેનાર જ હતું–તે પણ સમય હતો.

સ્થલવાણીજ્ય ઘણું સુદૃઢ અને સુપ્રસિદ્ધ હતુ, ઘોડા ઉપર તો કયારે હોડીથી અને ઉંટ ઉપર સેંકડો કોશની લાંબી મજલે વેપારીઓ હિંદુસ્તાન પહોચતા રસ્તામા લાંબો રેતાળ પ્રદેશ મોટા ડુંગરોવાળા વિકટ રસ્તાની ભારે મુસકેલીયોથી ઘણો થોડો માલ લઇ જઇ શકાતો, તેમા ચોર તસ્કરનુ કમીશન અને લુટનો હિસાબ ગણતા દૈત્ય સમાન જબરો માણસ જ વ્યાપાર કરી શકતો અને તે બહુ મોઘો વેચ્યા વગર પોસાય જ નહિ. આવું મુલ્ય ભારતના દ્રવ્યોનું હતું છતા સોગણી કિંમતે હિદુસ્તાનની ચીજો યુરોપની સમાજ હરતેમુખે લેતી અને કૃતકૃત્ય માનતી

જલમાર્ગ અનિશ્ચિત હતો, સાનુકૂળ પવન હવા અને તોફાનોની અગવડો છતા નૌકાવિદ્યાવિશારદ નાવિકજનોના સાહસે અને કૌશલે જલમાર્ગ જમીનમાર્ગ કરતા વધુ લાભજનક જણાતા દીનપ્રતિદિન વધુ વિસ્તારને પામતો ગયો. આ માર્ગ હિદુસ્તાનના પશ્ચિમ કીનારાના સર્વે બદરોએ થઇ ઇરાન અરબસ્તાન અને મિસરદેશના વિવિધ "બદર" સુધી વિસ્તારને પામ્યો હતો. ઇરાની અખાત માર્ફત જતો. માલ જમીનમાર્ગના વ્યવહારમા જૂદા જૂદા માર્ગે વહેચાઇ જતો, મિસરના બદરોએ જતો માલ મિસરમા પ્રસરી જતો. જલમાર્ગના એ બે માર્ગ સુવિખ્યાત હતા. જમીનમાર્ગની માફક જલમાર્ગે પણ અનેક દેશના સાહસીક વ્યાપારીઓ ભારત વાણીજ્ય ભંડાર વહન કરી અર્થોપાર્જન કરતા. જળ કે સ્થળંપથે એક જ લક્ષ્ય હતું. પૂર્વનો માલ પશ્ચિમમા વેચવો અને ત્યાથી ધન ઘસડી લાવવું. આ વ્યવહાર સદીઓની સદી ચાલી, ભારતવર્ષનું નામ અને વ્યાપારને જગતના ખુણે ખુણામા પ્રખ્યાત કર્યા હતા.

જલ માર્ગનો વ્યવહાર એટલે વહાણવટું હિંદુસ્તાન કોઇ પશ્ચિમ દેશ પાસેથી શિખ્યું નથી. જુની દંતકથાઓ પશ્ચિમ કાંઠાના બંદરોના વ્યાપારીઓની જુની કહાણીઓ સાંભળતાં, આ વ્યવહાર ઘણો સ્વતંત્ર હતો. નાવિક વિદ્યા હજી કચ્છમાં અને કાઠીયાવાડના પશ્ચિમ બંદરોમાં દેશી ભાષામાં જ શિખાય છે, જેને "માલમિ" કહે છે. તે શિક્ષણ પામેલા માણસોને આફ્રીકા અને અરબસ્તાન જતાં વહાણોમાં મોટા દરમાયા મળે છે. સ્ટીમરોમાં સમુદ્રમાર્ગ માટે એક અનુભવી અમલદાર રહે છે જેને "માલમ" કહે છે. દરીયામાર્ગના ખલાસીનો ધંધો દીવની વસ્તીના બાપનો જ છે. સ્ટીમરોમાં કામ કરતા ખલાસીઓ દીવ તરફના જ હોય છે, જેનો દરીયાઇ અનુભવ અને દેશી નૌકાશિક્ષણ યુરોપના સારામાં સારા ખલાસી કે એન્જીનીઅર કરતાં હજી પણ સરસાઇ ભોગવે છે.

સુદૂર પશ્ચિમ જનસમાજમાં ભારતીય દરેક વસ્તુ ભારતવર્ષની તરીકે ઓળખાતી નહિ. તે જે બંદર અગર દેશથી આવતી તે નામથી પણ ઓળખાતી. આજે જે લાલ રંગ "ટર્કિ રેડ", નામથી ઓળખાય છે, તે એક વખત "એડ્રિયાનોપલ રેડ" નામે ઓળખાતો. તે પ્રમાણે સર્વે ભારતવર્ષની વસ્તુઓ બીજાં નામે ઓળખાતી. એક દંતકથા પ્રચલિત છે કે એક સમય જામનગરના જામસાહેબ પાસે, એક રંગરેજ એક કસુંબો ભેટ કરવા માટે લાવ્યો, ( કસુંબો ટર્કી રેડની માફક એક રંગનું નામ છે. તે રંગ બહુધા સાડીને જ દેવાનો હોઇ સાડીઓ પણ "કસુંબા" ના નામથી જ સંબોધાય છે. ) રીતિ મુજબ જામસાહેબે તે કસુંબો સ્વિકારી યોગ્ય ઇનામ રંગરેજને આપવા માટે હુકમ કર્યો. પરંતુ તે રંગરેજ ત્યાંથી વિનયપૂર્વક સલામ કરી

ચાલ્યા જવાને બદલે ત્યાં જ ઉભો રહ્યો. એટલે જામસાહેબે તેને પુછ્યું– "કેમ રંગરેજ તમારી શું ઇચ્છા છે." ત્યારે રંગરેજે કહ્યું, "નામદાર આપના તરફના ઇનામને માટેજ હું આપની પાસે નથી આવ્યો. મારે તે કસુંબાના રંગની ખુબીઓ આપને બતાવવી છે અને તે માટે આજ્ઞા મળવી જોઇએ" તે રંગરેજને સંમતિ મલતાં તે સાડી જેવડા સફેદ ૧૦૦ ટુકડા આછા કપડાનાં લાવ્યો, અને ભરદરબાર વચ્ચે પાણીમાં મૂળ કસુંબા સાથે બોળી તે સોએ ટુકડાને તે મૂળ કસુંબામાંથીજ રંગ ચડાવ્યો. તે ટુકડાઓને એવો તો સરખો રંગ ચડયો કે તે મૂળ કસુંબો ઓળખી શકાયો નહિ. આવો હુન્નર હિંદુસ્તાનનો જે મુળ છે, તેની બરોબરી કોઇ પણ દેશનો હુન્નર કેમ કરી શકે? કાળ બળે મૂળ વસ્તુને આજે આદર નથી, તેથી સર્વે હુન્નર હાથમાંથી સરી પડતો ગયો છે અને જશે. અનેક પશ્ચિમ દેશના જુના સાહિત્યમાં ભારતવર્ષ માટે કાંઇ ઉલ્લેખ ન હોવાનું કારણ પણ એજ સંભવે છે કે ભારતવર્ષની વસ્તુઓ બીજા દેશોને નામે વેચાતી તેથી ભારતવર્ષ અજાણ્યો પણ રહ્યો હોય! તેનું માત્ર એકજ દ્રષ્ટાંત મળી આવે છે કે હોમરના અમર કાવ્યમાં ભારતવર્ષનું નામ નથી. તે માટે કેટલાક લેખકોનો એવો મત છે કે હોમર ગત થયા પછી ભારત વાણીજ્ય આટલા વિસ્તારને પામ્યું હતું,[૧] ભારતવર્ષથી જતી વસ્તુઓ માત્ર કારીગીરીની વસ્તુઓજ નહોતી પણ

1 *Homer does not mention the name of India but he was acquainted with the art wares of Sidon a mediterranian outport of the Eastern trade-- Hunter's History af British India Vol. 1; P. 19*

દરેક મોજ મજાહની ચીજો પણ હતી એક ઠેકાણે એક રોમન લેખક લખી ગયો છે કે "ભારતવર્ષથી આવતી વસ્તુઓએ ક્રમે ક્રમે જનસમાજને ભોગવિલાસી બનાવી દીધી છે"[1] આ પ્રમાણે અનેકાનેક પ્રમાણો મળી આવે છે. મિસર ગ્રીસ અને રોમ વગેરે ભારતવર્ષ સાથેના વાણીજ્યથી સમૃદ્ધ થયા હતા એટલુંજ નહિ પણ તે રાજ્યો પણ અનૌકિક ઐશ્વર્યવાન થયા હતા[2] જે પ્રાચીન મિસર સરક્ષણ માટે જગદ્વિખ્યાત હતુ તે સરકારો તેને ભારતવર્ષનાજ છે પ્રાચીન યાહુદીનર પતિ સોલોમન જે અલૌકિક ઐશ્વર્ય વિસ્તાપક વસ્ત્રાલકાર માટે ઇતિહાસમા સુપરિચિત છે, તેણે સર્વ વસ્તુઓ મોટે માગી કીમત આપી ભારતવર્ષથીજ સગ્રહ કરી હતી આ સર્વ અત્યારે પાશ્ચાત્ય પંડિત વર્ગ મુક્તકંઠે સ્વીકારે છે. ભારતવર્ષનુ વાણીજ્ય હસ્તગત કરવા એશિયાની પશ્ચિમે નિરંતર સમર ઘોષણાઓ સભળાતી તે વાણીજ્ય જેને હસ્તગત થતુ તે ટુક સમયમા સમૃદ્ધ થઇ જતો અને જ્યારે તે સત્તા અન્ય કોઇ ખુચવી લેતો કે તે જોત જોતામા ધુળ ધાણી થઇ જતો આ સત્તા અને અધિકાર માટે સર્વ રાજ્યો

*1 If the commerce with India became a source of fortune to the industrious trader, and an important branch of revenue to the Government, the introduction of the products of the East also led to stimulate and increase the already excessive luxury which prevailed at Rome–Researches of* Ancient and Modern India.

*2 Dawar's Portuguese in India–Introduction*

યત્પરો નાસ્તિ મહેનત કરતા. થોડા વખત યાહુદીને હાથ તો થોડો વખત પરશ્યાએ અધિકાર મેળવ્યો. તેની પાસેથી ગ્રીસ અને રોમન રાજ્યે વાણીજ્ય ઝુંટવી લીધું. આમ આ માર્ગ હસ્તગત કરવા અનેક લડાઇઓ થતી હતી, અને ચાલુજ રહેતી હતી.

પરંતુ તે વખતે કોઇ દેશે પ્રયત્ન કરી પોતાના સ્વદેશમાં હુન્નર ઉદ્યોગ શોધ્યો નહિ. માત્ર ભારતવર્ષથી વસ્તુઓ લાવી તેની પેદાશ માત્રમાં મસ્ત રહેતા હતા. તે માર્ગના આધિપત્ય અને માલેકી માટે અન્યોઅન્ય સેંકડો લડાઇઓ કરી વીર શોણીત વસુંધરાને રૂધીરાંકિત કરી છે.

આ સર્વે રાજ્યો અને જાતીઓએ આટઆટલું કરવામાં ભારતવર્ષને ઉની આચ પણ આપી નહોતી પણ ઉલટા વધુ અને વધુ ઉત્તેજીત થઇ ભારતવર્ષને વધારે વ્યાપાર કરાવતા, અને વસ્તુઓની કીંમત વધુ આપતા તેનું મુલ્ય વધારતા. આ પ્રમાણે ભારતવર્ષને તો અર્થ લાભ જ વધતો.

સ્થલ પંથની માફક જળમાર્ગે પ્રતિદ્દિની કલહ કોલાહલ કાઇ ઓછો નહોતો, તેઓ કેવલ મજુરી માટે કેવલ ક્રયવિક્રયના દલાલ થવા માટે, માત્ર ભારતવર્ષના વ્યાપારનો વિસ્તાર કરવા વસ્તુઓનું મુલ્ય વધારી ભારતવર્ષનેજ લાભ આપવા મથ્યા રહ્યા હતા. આ પ્રમાણે જળમાર્ગે મિસર અને આરબ દેશજન[1] ક્રમે ક્રમે નૌકા-

---

*1 Not only jews from earlier times ( from the 6th Century B c) and St. Tomas christians from 68 A D. but also Arab traders (Moplas) both in Pre-Islamic and Islamic times were settled on the Malbar Coast–Rayaz no Salatiu, notes*

બળ વધારી સશક્ત થતા ગયા. ભુમધ્યસાગર તીરે ઇરાની વ્યાપારીઓ સ્થલ માર્ગે ઉંટ ઘોડા અને ગધેડાંનાં વાહનોથી માલ લાવી વ્યાપાર કરતા. પ્રથમ આરબલોકો પોતાના દેશને કીનારે ભારતવર્ષના વહાણોની રાહ જોતા, તેની પાસેથી માલ લઇ આગળ જઇ વેચતા અને છેવટે ભારતવર્ષમાં આવી પરબારો માલ વેચાતો લઇ જવા માંડયા, આ અધિકાર તેમણેજ પહેલો મેળવ્યો હતો.

આ પથે ભારતવર્ષે અન્ય દેશોને શિક્ષા દીક્ષા અને સુસંસ્કાર પ્રેર્યાં હતાં, માનવસમાજને ભારતવર્ષે જ્ઞાન ભંડાર બક્ષી ઉન્નત અને સભ્ય બનાવ્યો હતો. તે માર્ગે આજે ભારતવર્ષનો તે વાણીજય સ્રોત વહેતો નથી. આજે નેવાંનાં પાણી મોભે ચડયાં છે તે કાળની વિચિત્ર ગતી નહી તો બીજું શું?



## પ્રકરણ બીજું.

### ઇસ્લામ વિપ્લવ.

*The Caliph's curtains were of brocade with elephants and lions embroidered in gold. Four elephants caparisoned in peacock-silk stood at the palace-gate, and one back of each were eight men of Sind—Sir. W. Hunter.*

ઇસ્લામ અભ્યુદય કાળ પૃથ્વિના ઇતિહાસમાં એક ચિરસ્મરણીય જમાનો થઇ ગયો છે. ઇસ્લામને નામે જેઓએ ઇતિહાસમાં વિવિધ

કલંકો અને આરોપો મૂકયા છે, ઇસ્લામ દિગ્વજય ઉલ્લેખ જે મહા ભયંકર રીતે ચીતર્યો છે, તેમાં ઘણી અતિશયોક્તિઓજ છે. જેનું નામ જગતમાં અજાણ્યુંજ હતું, તે ઇસ્લામના અચાનક અભ્યુદયે એશિયાંખંડનો પશ્ચિમ પ્રદેશ અધિકારમાં લઇ, જોતજોતામાં એશિયાથી આફ્રિકા અને યુરોપ સુધી પણ પોતાની સત્તાનો વિસ્તાર કર્યો. આ ઉત્કર્ષ યુરોપ વાસીઓથી સહન થઇ શકયો નહિ અને જાતિ દ્વેષે તેમના હૃદયમાં આ સત્તા માટે યત્કિંચિત આદરે પેદા થયો નહિ. પરંતુ યુરોપના અભ્યુદયનું મૂળ કારણ આ વિપ્લવજ હતો તે આગળ જતાં સમજાશે.

ઇસ્લામ કેટલીક પ્રજાની એકત્ર શક્તિની ઉત્પત્તિ હતી. જે બૌદ્ધ, સૌર, અને મુર્તિપુજક રૂપે એશિયાના સમગ્ર પશ્ચિમકિનારે સુખ દુઃખ જયપરાજય અને ઉન્નતિ અવનતિના કાળચક્રમાં ધીમે ધીમે આગળ વધતાં હતાં, તેઓ આ નવા ધર્મની દીક્ષા લઇ એકત્ર થઇ, પ્રબળ શકિત મહાશકિત રૂપે પૃથ્વિના ઇતિહાસમા નવો ધર્મ નવો યુગ અને નવી સત્તા ઉત્પન્ન કરી જગ વિખ્યાત થયા.

અરબસ્તાનની મરૂ ભૂમિમાંથી ઉત્પન્ન થયેલી આ મહાશકિતએ અલ્પ સમયમાં જોતજોતામાં પોતાની અમોઘ શકિતથી દિગ્વિજય મેળવ્યો. [1]ભારતીય વાણીજય વ્યહાર પણ તેના અધિકારમાં આવતાં

---

*1 When the planet of the Muslim faith rose; and the bright effulgence of the Muslim Sun shone on the East and the West, gradually the countries of Hindustan and the Dakhin were recepient of the rays of the moon of the Mahomedan faith,*

વિલંબ લાગ્યો નહિ. ઇસ્લામે જેને પોતાની ધર્મ દીક્ષા આપી, દેશભુક્ત કર્યા અને દિગ્વિજયમાં સાથે લીધા તેઓ કેવલ અસિ દ્વરે ધરાતલ રૂધિરાક્ત કરી જીવન વ્યતિત કરતા નહોતા. તેઓ જેમ આગળ વ્યાપાર કરતા, તેમ પછી પણ વ્યાપારને છોડયો નહોતો. મુસલમાન ખલિફાનાં બસરા, બગદાદ વગેરે શહેરો આ પ્રમાણે જગવિખ્યાત થયાં. ખ્રિસ્તિ સપ્તમ્ શતાબ્દીના આરંભમાં ખલિફા ઉમરની સંસ્થાપિત બસરાનગરી અને અષ્ટમ્ શતાબ્દિના મધ્યે ખલિફા અલમન્સુરની બગદાદનગરી ભારતીય [2]સ્થલ વાણીજ્ય પંથનું કેન્દ્ર સ્થલ બન્યાં હતાં.

જલ માર્ગે ભારતવર્ષના વાણીજ્યનું મુખ્ય સ્થાન કેન્દ્રસ્થ બસરાનગરી ક્રમે મહા ઐશ્વર્યવાન થતું ગયું. યુરોપને ભારતવર્ષની જે વસ્તુઓ મળતી તે વ્યાપાર ઇસ્લામના અધિકારમા આવ્યો, અને યુરોપના પુરાણા સુખ સૌભાગ્યને હાથમાથી સરી પડવાનો વખત આવ્યો.

---

*and Muslims commenced visiting those countries– Riyas–us-salatin P. 399*

*2 The Seracen Arabs, who under the conquering impulse of Islam, next seized the countries of the Indo-Syrian route, soon realised its value. They were a trading not less than a fighting race, and Bussorah and Bagdad under the Caliphs became the opulent head-quarters of the Indian trade– Hanter's History of British India Vol. I P. 29.*

ક્રાઇસ્ટની જન્મભૂમિ મુસલમાનના અધિકારમાં આવતાં ખ્રિસ્તિ ધર્માનુયાયીઓ અને વીરજનો તેના ઉદ્ધારની મહદ્ આકાંક્ષાથી હથીયાર ઉપાડયાં. આ યુદ્ધનું મુખ્ય લક્ષ્ય ને કારણ ઇતિહાસમાં ધર્મ કલહને નામે પ્રખ્યાત થયું છે, પરંતુ આ લડાઇ આ કલહમાં વાણિજ્ય ઉદ્દેષ પણ હતોજ. આ લડાઇમાં વાણીજ્ય વર્ગ અને સાધનો પણ સાથે જોડાયાં હતાં. ભુમધ્ય સમુદ્રમાં વ્યાપાર કરતા વ્યાપારિઓએ પોતાના વહાણોને હથીયારબંધ કર્યાં, સૈનિકોને પણ રાખ્યા. છુટી છવાઇ લડાઇયો અને ગણનામાં આવે તેવાં તોફાનોથી ઘડીભર વ્યાપાર ઝુટવી લેતા તેમ તે ઘડીભરમાં ઝુંટવાઇ જતો. આખરે મધ્ય એશિયામાં તુર્કિ પ્રબળ થયું અને ખ્રિસ્તિ એકાદશ શતાબ્દિથી ચતુર્દશ સતાબ્દિ પર્યંત સ્થલ વાણીજ્યમાંથી યુરોપી નામે પ્રજાનો પગદંડો ઉખેડી નાખ્યો. " મિશરીય માર્ગ " ભારતવર્ષ વાણીજ્ય વધારી બીજા જુના માર્ગોના વ્યાપારને ભાંગી નાખ્યો. સુએજથી નીલ નદી સધી નહેર તૈયાર કરવામા આવી. અને રાતા સમુદ્રમા નવાં બંદરો ખુલ્યા. આ પ્રમાણે મિસર ભારત વાણિજ્યનું પ્રધાન કેન્દ્રસ્થાન થયું. ઇસ્લામની આ ચડતીએ યુરોપને ભારે ધક્કો પહોચાડયો. રાજ્યાધિકાર કરતાં વાણીજ્યાધિકાર તરફ સૌનું વિશેષ લક્ષ્ય હતું. સ્થલ પંથ કરતાં જલ માર્ગે કલહ કોલાહલ વધારે વધતો. ઈસ્લામે સ્થલ પંથે દેશદેશાંતરમાં પોતાનો અધિકાર જમાવ્યો, વિજય પતાકા ફરકાવ્યો, તે પ્રમાણે જળ માર્ગ માટે પણ રણતરણીઓ તૈયાર કરી જલ માર્ગે યુદ્ધનું સાધન તૈયાર કર્યું. તે વખતમાં ભુમધ્ય સાગરને કિનારે જે વસાહતો હતી તેઓ નિર્વિવાદ વાણીજ્ય ઉપરજ હતી. પરંતુ આવો વખત આવતાં જેને જેમ ઠીક લાગે તેમ કરવા માંડયું હતું.

કોઇ વ્યાપારજ કરતું તો કોઇ લુંટફાટ કરતું. આ રીતે વ્યાપારીઓ અને અન્ય સૌએ પોતાના વડાઓ હથિયારબંધ કર્યા. તેઓ પોતાને ફાવે તે પક્ષમાં લડાઇમાં પણ ઉતરતા. આ અંધાધુંધીના સમયમાં લુંટફાટ અને ચોર લુંટારુ પણ વધી પડયા અને હુમધ્ય સમુદ્રમાં રાજ્યને નામે વ્યાપારને નામે અરાજકતા વ્યાપી ગઇ.

• એક વખત વાણીજ્ય માર્ગ હિન્દુ અને બૌધના અધિકારમાં હતો. પશ્ચિમ રાજ્યોને માલ વેચવા જતાં ધર્મબોધ અને સુસંસ્કારની આપલે થતી અને એકંદરે બૌધ ધર્મને જગત સમસ્તમાં શાન્તિનું સામ્રાજ્ય સ્થાપન કરવું હતું તે શાન્તિ મારેના વિચારો ને આશા ઉત્સાહ નીતિ અને સંસ્કાર આજે ઉડી ગયા અને તે જગ્યાએ જાતિદ્વેષ અને રક્ત પીપાસા પ્રબળ થઇ ઉઠી. આને ઇતિહાસ "ઇસ્લામ વિપ્લવ" તરીકે ઓળખાવે છે.

પશ્ચિમના લેખકોએ આ વિપ્લવને એવો ઓળખ્યો છે કે જે વાચનાં ઇસ્લામને નામે ઘૃણા ઉઠી અને તીરસ્કારજ પેદા થાય. ઈસ્લામ કેવળ ધ્વંસલીલા દાનવ શક્તિ તરીકેજ ઓળખાયો છે માત્ર હાથમાં તરવાર લઇ નરશોણીત વહેવડાવવું તેજ ઇસ્લામ ધર્મ, જગતની જુની કીર્તિના કુહાડેથી ટુકડે ટુકડા કરવા તેજ ધર્મ, પારકું ઝુંટવીજ લેવું તેજ મૂળ લક્ષ્ય, વધુ શું પણ માનવનો સંસ્કારી ઉજ્જ્વલ દીપક ફુંક મારી બુઝાવીજ નાખવો આવી અતૃપ્ત આકાંક્ષા તે ઇસ્લામ ધર્મ. આવું ચિત્ર લેખકોએ દોરી જનસમાજની નજરમાં ઇસ્લામને નારીજ પાડયો હતો. તેનાં મોટાં મોટાં કાવ્યો રચાયાં હતા.

ઇસ્લામે ખરેખર કૃપાણરક્ષે બહુ સમરક્ષેત્રે શોણીત રેડયું હતું. સ્લામે હાથમાં કુહાડો લઇ જુનાં કીર્તિ ચીન્હો નષ્ટ કર્યાં હતા.

ઇસ્લામે જલ અને સ્થલ માર્ગે પરસ્વાપહરણમાં બાકી નહોતું રાખ્યું. પણ સ્વાભાવિક રીતે જોતાં દરેક જાતિઓ પોતાના અભ્યુદયના પ્રારંભે આ નીતિ ગ્રહણ કરે છે. આ ઇતિહાસમાગમનો પ્રથમ પ્રકાર જ હતો, વર્ષાદ આવ્યાં પહેલાંનું તોફાનજ હતું. આ તોફાન શમ્યા પછી ઇસ્લામે જ્ઞાન પ્રચાર અને જંગલી જગતને મનુષ્ય પંક્તિમાં લાવવા અથાગ પ્રયત્ન આદર્યો હતો. ઇસ્લામના જ્ઞાનવિસ્તારેજ યુરોપને નવજીવન આપ્યું છે. પણ ઇસ્લામની ધ્વંસલીલાનું ચિત્ર માત્રજ ઇતિહાસ આપે છે.

ભારતવર્ષથી ઇસ્લામને પ્રથમ વાણીજ્ય સંપર્કજ હતો. તેમાં ભારતવર્ષ વિક્રેતા અને ઇસ્લામ ક્રેતા, ભારતવર્ષ વણીકરાજ અને ઇસ્લામ તેને બીજા દેશોને વેચી દેનાર હતું ઇરાની અખાત અને રાતા સમુદ્ર કાંઠાના વ્યાપારીઓ મૂર્તિપુજક હતા. તેઓ મુસલમાન થયા પછી પણ વ્યાપારજ કરતા અને આ વ્યાપારે સમગ્ર એશિયા ખંડથી ભારતવર્ષનો સંબંધ સુદૃઢ બનાવ્યો હતો. સુદૂર ચીન, જાપાન અને પ્રખર સાગર જલના અસંખ્ય દ્વીપ વગેરે સ્થળોએ અનેક વસ્તુઓ જતી અને ત્યાંથી અનેક વસ્તુઓ આવતી તે ફરી ભારતવર્ષદ્વારા યુરોપને વેચાતી. આ વ્યાપારમાં આરબ જાતીએ પણ સારો ભાગ લેવો શરૂ કર્યો હતો. તેઓના વહાણો સિંહલ થઇને મલબારના પશ્ચિમ બંદરો થઇ હિન્દી મહાસાગરમાં જુને રસ્તે પરસ્યન ગલ્ફ સુધી જતા આવતા. અનેક વસ્તુઓની લેવેચ, અનાજ અને ખાવાની વસ્તુઓ માટે વિધવિધ બંદરોથી વહેવાર કરવા લાગ્યા. તેમાં વ્યાપાર ઉપરાંત હજ માટેનાં યાત્રાળુઓને પણ તેઓ લઇ આવતા જતા હતા.

ઇ. સ. ની આઠમી સદીની શરૂઆતમાં ઉપર પ્રમાણે ઇસ્લામ વાણિજ્ય વ્યવહાર ચાલતો હતો. તેમાં સિન્ધુ અને સમુદ્રના સંગમ ઉપરના હિન્દુ નિવાસીઓ આરબો પ્રત્યે અસદ્‌વ્યવહાર કરવા માંડ્યા અને તેથી જલ માર્ગે ઇસ્લામ શક્તિને સિંધુ ગણ્ય ઉપર આક્રમણ કરવાની ફરજ પડી. ભારતવર્ષ વિરૂદ્ધ હથિયાર ઉપાડવાનો ઇસ્લામને આ પહેલોજ પ્રસંગ હતો જેમાં વિનાકારણ લોહી રેડવાની નામના કે દિગ્વિજયનો ઉદ્દેશ નહોતો. આ માત્ર અન્યાયનો સામો જવાબ જ હતો અને આ કારણે સિન્ધ દેશ ઇસ્લામે સર કરી પોતાના રાજ્ય સાથે જોડી દીધો હતો. ઇસ્લામની રાજધાની બગદાદ શહેરમાં મોટા વિદ્યાલયો ખોલવામાં આવ્યાં. ખલિફાએ હિન્દુ ગ્રીક અને સંસ્કૃત સાહિત્યનું સંશોધન કરાવી, જ્ઞાન પ્રચાર કરવા અરબી ભાષામાં અનુવાદ કરાવ્યા. અલ્પ સમયમાં જ આરબ સાહિત્ય શ્રી વૃદ્ધિ સાધન સંપન્ન થયું અને ગૌરવ સુદૂર યુરોપના દ્વાર સુધી પહોંચી જતાં ત્યાં પણ વિદ્યાલયો ખોલવાના પ્રયાસો થયા. પરંતુ યુરોપ શિક્ષા દિક્ષાહીણ કેવલ કોલાહલમય હતું. ત્યાં ધર્માંધતા જ પ્રસરી રહી હતી, જ્યાં ધર્મને નામે ધર્માન્ધો નીરપરાધ નર નારીને બાંધીને જીવતા જ ચીતામાં ભડકી બાળી મૂકતા હતા. સ્પેઇન જે કાંઇક સરકારી હતું તેમાં ઇસ્લામના વિવિધ વિદ્યાલયો ખુલ્યા, જ્ઞાન વિસ્તાર થયો અને ત્યાંથી યુરોપમાં વિજ્ઞાન ગણીત અને ચિકિત્સા વિદ્યાનો પ્રચાર થવા માંડ્યો.

ભારતવર્ષ ગ્રીસ મિસર વગેરે જુના સભ્ય દેશોનું સયત્ન સંચિત સાહિત્ય અને જ્ઞાનભંડારમાંથી ઇસ્લામે બહુ શ્રમે જે જ્ઞાનરત્નો સંકલિત કર્યાં, તેનો લાભ ક્રમેક્રમે એશિયા, આફ્રિકા અને આફ્રિકાથી યુરોપ સુધી પ્રજાએ લીધો. આ સંસ્કારો જ યુરોપની ચડતીનું

મૂળ કારણ છે. સમગ્ર માનવસમાજના સભ્ય ઇતિહાસમા આ ઇસ્લામની અતુલકીર્તિ સુવર્ણના અક્ષરોથી કોતરવા યોગ્ય છે.

આ પ્રમાણે જ્યારે ઇસ્લામજનસમાજની ઉન્નતિના પુણ્યમાર્ગમાં પ્રવૃત્ત હતું, ત્યારે યુરોપ ભારતવર્ષના વાણીજ્ય માટે પૂર્વાપેક્ષા અધિક ઉત્કંઠિત અને આગ્રહી બન્યુ હતું. ભારત વાણીજ્ય કેમ હસ્તગત થાય તે જ સમસ્ત યુરોપની પ્રબળ આકાંક્ષા હતી માત્ર ભારતવર્ષની બનાવેલી ચીજોનો વ્યાપાર કરવો તે જ માત્ર ધ્યાન હતું જે વર્તમાન આકાંક્ષાઓથી જુદું જ હતું ભારતવર્ષ જેવો હુન્નર ઉપજાવી તૈયાર કરવાનું કૌશલ્ય કે ભારતવર્ષથી શ્રેષ્ઠ થવાની આશા કે કલ્પના કરવાનું કોઇ સાહસ પણ કરતુ નહિ. ભારતવર્ષ સાથેના વ્યાપારની દરેક આશાઓને ઇસ્લામે પોતાના અધિકારમા લઇ લીધી અને તે તુરતમા કોઇ પણ રીતે યુરોપ છુટકી લેવાને શક્તિમાન નહોતું. ઇસ્લામના સ્થળ લશ્કર અને દરીયાઇ રણતરણીઓએ પોતાનુ સર્વ રાજ્ય અજેય કર્યું હતુ. ઇસ્લામના સેના બલે ખુશ્કી માર્ગે પણ યુરોપને ચુપ કરી દીધુ હતું શાક્ત પરિક્ષા માટે યુરોપના ખ્રિસ્તિ વીરો, વારંવાર એશિયાના મુસલમાનોના સામનામા થઇ જતા હતા. ક્યારેક યુરોપીઅનો જીતતા પણ ખરા, પણ તે દીર્ઘકાલ ટકાવી શકતા નહિ. આખરે હતાશ થઇ જુના માર્ગો ઇસ્લામને જ સોંપી કોઇ નવો રસ્તો શોધવા માટે તપાસ કરવા માંડ્યા. જુના માર્ગોથી ભારતવર્ષનો વ્યાપાર ચાલુ જ હતો. પણ હવે યુરોપને ઇસ્લામથી ચુસાએલો વ્યાપાર કાંઇ લાભ આપતો નહિ. માત્ર ઇસ્લામની જ સૌભાગ્યવૃદ્ધિ થતી તે વસ્તુઓનું મ્હોંમાગ્યું મૂલ્ય આપી યુરોપ ઉલટું દીનપ્રતિદીન ચૂસાતા જ માંડ્યુ હતું

આ વખતે યુરોપમા કાન્ડ શિ પ માટે ચર્ચા પણ થઇ. પણ તે માટેના સાધનો માટે પણ પૂર્વના દેશોના મ્હોં સામું જોઇ બેસવું પડે, આ પ્રમાણે યુરોપ નાગમન કરતું હતુ કસ્લામના આ તમાસાથી યુરોપ મુદમતિ થઇ ગયુ હતું, આમ યુરોપ જો ઉદ્યમશુન્ય જ રહેત તો આજે ઇસ્લામ ગન્ય જગત આખાનો સિરતાજ હોત કાળની ગતી વિચિત્ર છે. તડકો છાયો તો આવ્યા જ કરે છે. ઇસ્લામે જે નવા ઉદ્યમથી પ્રાપ્ત કર્યું હતું, તે લાબો સમય ટકી શકયુ નહિ યુરોપ નાહુસ્વમા પરાજિત થયુ હતુ પરાસ્ત થયુ હતુ, પણ યુરોપે પોતાનું હૃદયબળ મનોબળ હજી ખોયુ નહોતું. ગમે તેટી હાર ખાધી હતી પણ પ્રયત્ન થી વિમુખ થતા નહોતા. પૂર્વ અને પશ્ચિમ માનવસમાજનુ આજ પ્રકૃતિગત પ્રબલ પ્રાર્થક્ય છે અને એજ ઇસ્લામની પડતી અને યુરોપની ચડતીનું કુદરતી અને ઇતિહાસિક મુખ્ય કારણ છે એક બાજૂ પાછા પડતા બીજી બાજૂના પ્રયત્નો કરવાનો પ્રશસનીય સ્વભાવે જે યુરોપનો અભ્યુદય સાધ્યો છે તે માનવસમાજ આગળ મોજુદ છે

રાજ્ય તરફની મદદ ન મળે ત્યારે યુરોપના વ્યપારીયો પાચ પદર મળી કંપનીનું સંગઠન કરતા જલમાર્ગે અને સ્થલમાર્ગે જીંદગી ના ભોગે વ્યાપાર ચલાવે માલ લુટતા, જીંદગી ગુમાવતા, ધન ગુમાવતા, તેના દાખલાઓ શિક્ષાપ્રદ છે પુન આ પ્રમાણે કંપની જોડવાનો પ્રયોગ ઘણો જ ફલપ્રદ નીવડયો એ યુરોપી વિવિધ કંપની બંધારણનુ મુળ રહસ્ય

• •

---

## પ્રકરણ ૩ જું

## નવા માર્ગની તપાસમાં.

*The modern first class Powers–Germany, Austria, Russia Italy, Great–Britain were not yet built up Spain was still divided between Castile, Aragon and the Moors. Europe remained a continent of principalities, duchies, counties, little oligarchies and little republics–Sir W. Hunter.*

ઇસ્લામ સામ્રાજ્ય સંગઠન પયત, યુરોપી ખ્રિસ્તિસમાજ ભારત વાણીજ્ય માટે સ્થલમાર્ગની તપાસમા પૂર્વ તરફ માણસો મોકલતા ત્યારે યુરોપ નાના રાજ્યોમા વહેચાયેલુ હતું. ત્યારે એકત્ર બળવાન ગજ્યો પ્રતિષ્ઠા પામી શાસક રૂપે સગઠીત થયા નહોતા. જે બળ અને એકત્રતા અત્યારે રાજ્યોની દેખાય છે, તે બધારણો તે દીવસ બધાયા જ નહોતા. તે વખતે પૂર્વ રાજ્યોની નજરમા પશ્ચિમની વસ્તી અશિક્ષિત જ હતી એક તરફ નાના પ્રકારના શિક્ષણના પ્રભાવે, બીજી બાજૂ એકત્રિત બળવાન ઇસ્લામના પગ તળે કચરાતા યુરોપને સમગ્ર પ્રજાના સંગઠનની જરૂરીયાત જણાઇ જે વાણીજ્ય પ્રધાન યુરોપી મહાનગરો હતા, જેનું ઐશ્વર્ય ખ્રિસ્તિઓનુ ગૌરવ હતું તે આ વિપ્લવ પ્રભાવે જનશૂન્ય થઇ ગયા ત્યાંનો વ્યાપાર પડી ભાગતા, અરણ્ય સમાન દટનપટન સ્થિતિએ પહોચ્યા આથી યુરોપનું હૃદય મહા વ્યથાપૂર્ણ થયુ હતું, હાહાકાર કરી ઊઠ્યું હતું તેવો આર્ત

નાદ જુના ઇતિહાસમાં હજી રણકે છે. આ વ્યથા અન્ય પ્રકારની હતી. આ અવનતીથી તેના ઉપાયની આકાંક્ષા વધુ ને વધુ ઉત્તેજિત થતી હતી. યુરોપ નાનાં ક્ષુદ્ર ગત્રોથી વહેંચાએલું છતાં ધર્માચાર્ય પોપના સુત્રે એકત્ર હતું. પોપથી તે એક નાગીક સુધી યુરોપજનોના હૃદયમા એક જ વિચાર મંથન થતો હતો. તે વ્યાપાર માટે નવો માર્ગ શોધવા માટેનો જ હતો.

આરબ જાતીથી મુસલમાન ધર્મ એશિયા ખંડમાં જળે સ્થળે વ્યાપ્ત થતી વખતે એશિયાનો ઘણો ખરો ભાગ બૌદ્ધ ધર્મ જ પળાતો. દેશભેદ, કાળભેદ, પાત્રભેદ શાક્યસિંહના દાર્શનિક ધર્મ તત્વાનું-સંધાને લોકાચાર જુદાએવો હતો અને જુદા જુદા સંપ્રદાયોમાં વિભક્ત હતો ઇસ્લામના ધર્મપ્રચારે પશ્ચિમ એશિયાખંડ ઇસ્લામ ધર્મ થયો હતો. પણ સર્વ કોઇએ હજી ખલીફાનું રાજ્યશાસન સ્વીકાર્યું ન હતું ધર્મ એક જ છતા રાજ્યતંત્રો જુદા રહેતા, એશિયાના મુસલમાનો દેશ ભેદે નામ ભેદને પામ્યા.

જેણે ક્રાઇસ્ટની જન્મભૂમિ હાથમા લઇ આપ્યા યુરોપને ધર્મ યુદ્ધમા ઘસડયુ હતું, તેની પરોન્નતિને લક્ષી તાતર દેશના મુસલમાન વીરો તે ભૂમિ હસ્તગત કરવા પોતાની સત્તા વધારવા, સ્વતંત્રપણે પૂર્વમાથી પશ્ચિમ તરફ રેળેરેળામાં ચડી આવ્યા. પૂર્વ તરફથી તાતાર અને પશ્ચિમ તરફથી યુરોપનું આક્રમણ શરૂ થયુ, તે વખતે ઇસ્લામને ચુર્ણ કરી એશિયાનો વાણીજ્ય માર્ગ મગી હસ્તગત કરશે, તેનો ભય ઉપસ્થિત થયો હતો. જે મહામંત્ર જે પાઠ શીખી જે નીતિથી સમસ્ત જગતમા યુરોપે પ્રાધાન્ય મેળવ્યું છે, તે નીતિની પ્રથમ આ વખતે શરૂઆત થઇ હતી. તાતારના હાથે ઇસ્લામ રાજ્યને પરાસ્ત

કરાવવા, તાતારને ઉત્સાહ આપવા અને મૈત્રી બાંધવા યુરોપે નજરાણું અને ભેટો સાથે ખાં સાહેબના જયરકંધારે દુત મોકલ્યો.

તાતાર લોકોએ ઇ. સ. ની તેરમી સદીની શરુઆતમાં કાસ્પીયન કાઠો અને કાળા સમુદ્રના કિનારા સુધી સત્તા જમાવી ઘણોખરો વાણીજ્ય માર્ગ હસ્તગત કર્યો હતો. ભલ્ગા નદી અને કાસ્પીયન હદ્દ્ય સંગમ સ્થલ એશિયા અને યુરોપના વાણિજ્યનું પ્રધાન સંધીસ્થાન બન્યુ હતું.

તાતારે ભલ્ગા નદીના સંગમ સ્થલે થાણું સ્થાપ્યું. ભારતીય વ્યાપાર તે સ્થાનેથી સુરક્ષિતપણે સમગ્ર યુરોપને સુલભ થશે તેમ ધારી યુરોપ ધર્માચાર્ય અને તેના અનુગામી પ્રધાન શિષ્ય, ફ્રાસ નરપતિ સેન્ટ લુઈએ તાતારથી મિત્રતા સ્થાપવા નાના પ્રકારે પ્રયત્નો કર્યા.

દૌત્ય સફલ થયુ નહિ. તાતારે આત્મવિક્રય કર્યો નહિ. તેઓને લડાઇથી જીતી શકાય તેમ ન હોવાથી યુરોપે ખિન્ન હૃદયે તાતારનો આવો જવાબ કડવે ઘુટડે ગળી લીધો. શાક્ષાત મનોરથ ભગ્ન થયો પણ અપરોક્ષ રીતે આ દૌત્ય કાર્યમા યુરોપને ઘણું જાણવાનું મળ્યું. સંધિ માટે મોકલેલા દુતોએ કાળા મસુદ્રથી અને કાસ્પીયન કીનારાથી મધ્ય એશિયાના રેતાળ વાણિજ્ય પંથનું જ્ઞાન મેળવ્યુ. ભેદી ઉંદરોએ દરેક માર્ગ જોયા વળી મુસલમાન રાજ્યમા અંદરો અંદર જે તડો જે મતભેદ હતા, જે મદ કલેશે ધ્વંસબીજ ઉપજાવ્યુ હતું, તે પણ જાણી લીધું. માર્ગોનું ભોગોલિક જ્ઞાન સમસ્ત પ્રજાના જાણવામાં આવ્યું. દૌત્ય કાર્ય સફળ ન થયું, અને તે એક ક્ષુદ્ર ઘટના તરીકેજ ઇતિહાસ વર્ણવે છે. આ પ્રમાણે સ્થળ માર્ગ મારેની આશા આ વખત માટે તો યુરોપને છોડવી પડી.

કાળાસમુદ્ર રસ્તે ભારતવર્ષ સાથેના વ્યાપારના માર્ગે રાજદુતો ઉપરાંત નાના ધર્માચાર્યો અને પરિવ્રાજક જનો, પગે ચાલીને ભુપ્રદક્ષિણા કરવા નીકળી પડયા હતા. તેમા માર્કો પોલાર્ડ એક પ્રખ્યાત મુસાફર હતો. માર્કો પોલાર્ડ ખ્રિસ્તિ ત્રયોદશસનાબ્દિ આખરમા એશિયા ખંડમા જળ અને સ્થળ માર્ગે નાના મોટા દેશમાં ફરી વળ્યો, જેની કથા અદ્યાપિ સયત્ને મચવાઇ રહી છે. સ્થળ માર્ગે તે ચીન જઇ આવ્યો અને હિંદ આવી સમુદ્ર કિનારે કિનારે પરસ્યામા બાગ્ત વાણીજ્યના સ્થળ માર્ગો અને જળ માર્ગો સર્વ બારીક દ્રષ્ટિથી અને વ્યવહારીક દ્રષ્ટિથી માર્કોએ જોયા હતા. જ્યારે આ વિશ્વ વિખ્યાત મુસાફર પાછો સ્વદેશ ફર્યો, ત્યારે તેણે યુરોપને સ્થળ માર્ગ કરતા જલમાર્ગ વધારે લાભદાયી કહ્યો અને તેથી જ સ્થલ માર્ગ કરતા જલમાર્ગ માટે જ પ્રયત્નો અખત્વાનો નિર્ણય નક્કી થયો. કાળા મસુદ્ર તીરે થઇ ભુમાર્ગે માર્ગ જોવા એક નિપુણ સંઘ મોકલવામા આવ્યો હતો. તેઓ ભુમધ્ય મસુદ્ર પથે મિસર હતગી મિનિયાના વાણીજ્ય માર્ગની તપાસમા ગયા હતા. ખ્રિસ્તિ ત્રયોદશ શનાબ્દિથી તે પચ્ચશ શતાબ્દિ પર્યન્ત આ પ્રમાણે વિવધ ઉપાયે સ્થલ વાણીજ્ય માટેની તપાસ થયાનું પ્રમાણ પણ મળી આવે છે.

કોઈપણ કામના પ્રારભમા કોઇપણ ભગીરથ કાર્યની શરૂઆતમા જે વિઘ્નો આવે છે, તે એકંદરે સુફલદાના જ થઇ પડે છે. જેની પશ્ચાતે વિચાર બુદ્ધિનો આશ્રય લઈ પ્રયત્નમા મસ્ત રહેવુ જોઇયે, સતત્ પ્રયાસ ચાલુ રહેવો જોઇએ. પૃથ્વિના ઇતિહાસમા આવાં અનેક દ્રષ્ટાંતો મળી આવે છે. યુરોપ આ પ્રમાણે ભગ્નિત થઇ બેસી રહ્યુ નહિ, પણ દીવસ અને રાત, તડકો છાયો વેઠી વર્ષોના વર્ષો અને

સદીઓ સુધી અકલાંત ચરણે એશિયાની રેતાળ ભુમી, મહા ઘોર અરણ્યો તેમ ગિરીશૃંગો ખુંદી વળ્યું. આ પ્રયત્નો એકંદરે વિચારતાં યુરોપને જણાયું કે ફોકટ છે, સ્થલપંથે પહોંચીવળી સિદ્ધિ મેળવવાનો સંભવ નથી.

તે વખતે વરાળથી ચાલતાં સાધનો તૈયાર થયા નહોતાં. તે વખતે શ્યામ ચામડીના મનુષ્ય "કાળા મનુષ્યો" "બ્લેક" ને પૃથ્વિની પુર્વ પશ્ચિમે જવા ફરવાની છુટ હતી, સ્વતંત્રતા હતી. તે સમયે યુરોપના શ્વેત મનુષ્યે, શ્વેતચર્મથી અને રક્તનેત્રે એશિયા વાસીને સભયે મંત્રમુગ્ધ કરી દુર સરી ઉભા રહી સમુચિત સમાદર પ્રદર્શનના શિષ્ટાચારના શિક્ષણે સત્વહિન બનાવી, દષ્ટિ માત્રમા દિગ્વિજય મેળવવાનું અમાનુષિક કૌશલ્ય સંપાદન કર્યું નહોતું. એ દિવસો તો યુરોપના કઠણ દિવસો જ હતા. તે સમયે બૌદ્ધ પ્રભાવ અને સૌજન્ય સદાચારનો ત્યાગ કરી, ખેડુત હલફલની તરવાર બનાવી એશિયા પૂર્વ પ્રફુલવદને કુટીલ ભ્રકુટીએ અશ્વે ચડી પશ્ચિમ તરફ વિજય કરવા તત્પર થયા હતા. આ શ્રેય એશિયાનું જીવન પ્રભાત અને યુરોપની જીવનસંધ્યા હતી. તે વખતે જગતમા એશિયા અને આફ્રિકાના વિજયગીત ગવાતાં હતા. આ વખતે યુરોપથી વાણીજ્ય માર્ગે જેઓ વિચરતા હતા, તેઓએ પોતાનો યત્ન નિષ્ફલ જ જાણ્યો. આ નિરાશાથી યુરોપવાસીઓ માથે હાથ દઇ ઘણા બેશી રહ્યા હતા. જોયું બનતું કર્યું હવે આશા નથી આવા વચનો સમસ્ત યુરોપને મોઢેથી નીકળવા માંડયાં. એક તરફથી નીરાશ થઇ યુરોપે પ્રયત્ન બીજી બાજુથી છોડયા નથી. જે પ્રયત્નમાં નિષ્ફળતા મલે, તેમાં ગમે તે પ્રકારે હૃદયને ભગ્ન ન કરતા, પ્રયાસો ચાલુ રા... .. પરિણામે તે

ઉન્માદના જુસ્સામાં યુરોપને મીઠા ફળ ચાખવાનો જે વખત આવ્યો, તેનું મૂળ આ નિષ્ફળ પ્રયત્નો અને તેમાંથી હિંમત ન હારવાનો સ્વભાવ જ છે.

સ્થળ પથે વ્યર્થ મનોરથ થયા છતાં, તેમ જળમાર્ગના પ્રયત્નોનો આદર કર્યાં છતાં, સ્થળમાર્ગની આશા એકંદરે યુરોપે છોડી તો નહિ જ, અને હજી પણ છોડી નથી. રશિયા હાલ ગોરા, એશિયા અને યુરોપને સંયુક્ત કરવા જે ભાગીરથ પ્રયત્ન કર્યું હતું અને કરે છે, તે મુખ્ય ત્યાંઓ જુના વાણિજ્ય પથો, કે જે માર્ગો ભારતવર્ષના સૌભાગ્ય રશ્મિઓથી સુપરિચિત પુણ્ય પથો છે તે જ પથોદ્વારા બૌદ્ધ સાધુઓ જગત કલ્યાણ માટે વિચર્યાં હતા. વણિકવર્ગ દ્વારા અને તેમના આશ્રયે દેશ દેશાન્તર મુસ્લિમ મતનો પ્રચાર થયો છે તે માર્ગોની બેઉ પાર્શ્વે અદ્યાપિ તે સર્વ ...ીનિ વર્તમાન સ્થિતિમાં બૌદ્ધ વિજયના ધારાવાહિક વિચ્છિન્ન સ્મરણ ચિન્હો અંકિત થએલા છે, તે માર્ગો જ આજે ફરી શોધન અને સ્મરણ થાય છે. આ એશિયાનો મહાપુણ્ય પથ અનેક ઉપમા યોગ્ય છે. આ પથે ગમનાગમનકારી એશિયાવાસી જનો, ઇતિહાસમાં શૌર્ય, વીર્ય, જ્ઞાન સૌભાગ્ય શિલ્પ વિજ્ઞાન અને જ્ઞાન વૈરાગ્યના ગૌરવે પરાક્રાન્ત થઈ ઇતિહાસમાં અમરત્વ પ્રાપ્ત કર્યું છે તે જ આ એશિયાની અમરકીર્તિ પ્રસરાવનારો પુણ્ય પંથ છે જે રસ્તાના વાતાવરણમાં વાયુની લહેરમાં એશિયાનું અતિત ગૌરવ અદ્યાપિ છાયા સ્વરૂપ સુગંધ રૂપે જળવાઈ રહ્યું છે.

યુરોપે જ્યારે જળમાર્ગે ભારતવર્ષમાં ઉતરી પગ મૂક્યો ત્યારે તેઓએ જોયું કે સ્થળમાર્ગે, તેઓના સ્પર્ધીઓ તેઓથી બહુ આગળ આવી ગયા છે જેઓ મિશર રસ્તે નીકળ્યા હતા, તેઓ

હજી ભારતવર્ષમાં જ હતા. જલપંથની સુગમતા અને સરળતા દિન પ્રતિદીન વધવાથી, સ્થલ વાણીજ્ય માટેના પ્રયત્નો ધીમે ધીમે ત્યજાયા અને આ રીતે સ્થળમાર્ગનો વ્હેવાર ભાંગી પડ્યો.

મધ્યયુગમાં યુરોપજનો ભુમંડલનાં વિવિધ અજ્ઞાત પ્રદેશોની શોધ માટેની ડંફાસો મારતા, પણ તે કાંઇ નવું નહોતું જ. પરાપૂર્વથી જાણ થયેલા ભારતવર્ષના ભિન્ન ભિન્ન વાણીજ્ય માર્ગો જ હતા. અને તે તે માર્ગે યુરોપ જે જે ઉન્નતિ પામે છે, તેનો સુયશ ભારતવર્ષને જ ઘટે છે.

ભારતવર્ષ તરફ આવવા માટે સ્થલમાર્ગે જે જે અટકાયતો અને મુશ્કેલીયો યુરોપને હતી, જુનો વાણીજ્યપંથ તેઓ માટે જેવો વિકટ અને દુર્લભ હતો, તેટલી અડચણો યુરોપને જલમાર્ગે આવવા આશંકા નહોતી. એશિયાએ જુના વખતમા સમુદ્રપંથે વાણિજ્ય માટે નૌકા કૌશલ્ય કયા મેળ યું હતું તેનો ક્યાંય ઉલ્લેખ મળી આવતો નથી. જલમાર્ગે મોટું વાણીજ્ય ખેડાતું તે સર્વ કોઇ કબુલ કરે છે. ભારતવર્ષનો કિનારો પૂર્વકાળથી સમુદ્ર યાત્રાના પ્રતિધ્વનીથી ગુંજતો રહેતો. ભુમધ્યસમુદ્ર કાંઠાની પુરાતન પરાક્રાન્ત માનવસમાજ જુના વખતથી જ સમુદ્રપંથ વિચરણથી શિક્ષિત હતી. તો પણ એશિયા અને યુરોપના નૌ વિદ્યામા કેટલુંક જુદાપણું હતું. યુરોપને જે સમુદ્ર ખેડવો પડતો હતો તે મહાન્ જલરાશી મહાસાગર હતો. એશિયાને તેવા મહાસાગરમાં વિચરવા પ્રસગ જ પડ્યો નહોતો. તેઓને તો તેઓના નિયત કાલા મહાસાગરમાં જ વિચરવાનું હતું અને તે રીતે દેશદેશાન્તર ગમનાગમનમાં જ વ્યસ્ત હતા. આ માર્ગે પ્રતિદ્વંદીની અલ્પ સંખ્યા જ હતી. સર્વેનું પ્રધાન લક્ષ્ય ભારતવર્ષનું વાણીજ્ય જ

હતું. આ રીતે એશિયાને ભીમાશલ્ય મહાસાગર યાત્રાની જરૂર જ નહોતી, જલયુદ્ધનું પ્રયોજન પણ નહોતું તેથી કાઇ પણ શિક્ષણ માટે તજવીજ થઇ જ નહોતી યુરોપને તો જલયુદ્ધ રોજ સવારે કરવું પડતું. એક બીજી પ્રજાનું સંઘર્ષન જલમાર્ગે વધારે ઉદ્‌ભવતું. તેથી તે નીપૂણતા તેમણે પરાપૂર્વથી જ મેળવી હતી યુરોપવાસીઓ સ્થલમાર્ગે કરતા જળમાર્ગે જ શૌર્ય બનાવી શકતા હતા. આટલુ છતા પોતાના પાડોશના મહાસાગર સબંધે વિશેષ કાઇ જ્ઞાન તેઓએ મોડે સુધી સંપાદન કર્યું ન હતું જ્યારે જનમાર્ગોની શોધ માટે યુરોપને જરૂર પડી, દરેક દીશાએ પોતાના હાથ ટેકા પડ્યા, ચારે તરફથી હાંકી કઢાયા, ત્યારે પણ મહાસાગર રસ્તે ભારતવર્ષ જવાય તેવો વિશ્વાસ મેળને પડતો નહોતો



## પ્રકરણ ૪ ચોથું



### જુનો જલ વાણિજ્ય પંથ.

*Certain men have supposed, following a foolish tradition, that the Atlantic is united on the South with the Indian Ocean—Joannes Philoponus*

વિદ્યાર્થીઓ જે ઇતિહાસ શીખે છે, તે પ્રમાણે તેઓ તો એમજ સમજ્યા છે કે "વાસ્કોડા ગામાએ જ ભારત વર્ષ આવવાનો જલ માર્ગ શોધી કાઢી યુરોપવાસીઓ માટે જલ માર્ગે નવો વાણીજ્ય વહેવાર પ્રારંભ કર્યો છે આ માર્ગ અતી પુરાતન કાળમાં સંપૂર્ણ

અજાણ્યો જ હતો તેમ કહી શકાતું નથી. મિસર દેશના પંડિતો અને શોધકોને આ જનશ્રુતી સુપરિચિત હતી. આ કલ્પના યુરોપને પણ કેટલેક અંશે હતી ખરી, પરંતુ યુરોપની અજ્ઞાન પ્રજાને આ લોકવાયકા તરફ આસ્થા કે વિશ્વાસ નહોતો. તેઓને આફ્રિકાનો પશ્ચિમ કિનારો થોડા અંતર સુધી જ પરિચિત હતો. ( માછલાં મારવા જવાના ઉપયોગ પુરતો ). તે મહાસાગરમાં દક્ષિણ દિશાએ ક્યાં સુધી કિનારો છે, પશ્ચિમ સમુદ્રથી પુર્વ સમુદ્રનો સંયોગ હશે કે કેમ તે કલ્પી શકતા નહોતા. દક્ષિણે માત્ર અત્યુતપ્ત મરૂભૂમિ જ્યાં મનુષ્ય માત્રનું નામનિશાન નહતું તેવા કઠોર આફ્રિકાને કિનારે કિનારે કોઇ આગળ વધવા હિંમત કરી શકતું નહિ. જે જે કોઇ કલ્પના લાવતું લોકનાયકો લાવતું તે ઉલટું હાસ્યને પાત્ર થતું. આ પ્રમાણે સેંકડો ર્ષો સુધી તે માર્ગની તપાસ જ થઇ નહિ. આ જીંદગી સાટેની ાત હતી, પ્રગાઢ સમુદ્રે જેના કાંઠે જતા તપતા રેતીના ઢગ જ્યાં ાનુષ્યની વસ્તી કે વિશ્રામ ન મળે, ત્યા નિરાધાર અવસ્થામા જવું ે મરવા માટે જ નહિ તો બીજું શું?

સ્થલ વાણીજ્ય મારફતી આશા યુરોપ માટે ખોટી જ હતી. યુરોપને હવે જલ માર્ગ માટે તપાસની પ્રવૃતિની ઉત્કંઠા દિવસો દિવસ વધવા માંડી. એ સમયના જલવાણિજ્ય માર્ગનું જુનું સાહિત્ય સંગ્રહ થવા માંડયું. મિસર થઇને રાતા સમુદ્ર માર્ગે જતો રસ્તો અને વાણિજ્ય વ્યવહાર યુરોપથી અજાણ્યો નહોતો. આ માર્ગે ભારત વર્ષના વ્યાપારીઓ સાગર પાર મિસર રાજ્યમાં આવજા કરતા. આ રસ્તે કોઇ કોઇ ભારતવર્ષના રાજદુતો રોમન સામ્રાજ્યની રાજધાની સુધી પણ આવ્યા હતા એશિયા અને યુરોપના મધ્યસ્થ

આવેલ મિસર દેશ ભારતિય વ્યાપારનું મધ્ય સ્થળ થઇ પડયુ હતું. ભુમધ્ય સમુદ્રમાં થઇ આટલાન્ટિક મહાસાગરનો રસ્તો જગજાહેર હતો, તે માર્ગે રોમન રાજ્યથી ઇગ્લંડને ચાલુ વ્યવહાર હતો. પણ આટલાન્ટિક મહાસાગરની પશ્ચિમે કે દક્ષિણે અનન્ત જલનિધિ માર્ગે અધિક દુર અગ્રેસર થવા કોઇને હિંમત કે લોભ થતો નહિ. તે પણ એક જમાનો હતો. આજે બાળકો અને વિદ્યાર્થીઓ તે દિવસના યુરોપના સુજ્ઞજનોની અજ્ઞાનના વાચના કે સાભળતા હાસ્ય રોકી શકતા નથી તથાપિ પાચસો વર્ષ પહેલા યુરોપની અવસ્થા આ પ્રમાણે શોચનીય જ હતી, જેની યુરોપનો ઇતિહાસ જ સાક્ષી પુરે છે

ખ્રિસ્તી ચુતર્દશ શતાબ્ધીના પર્યટકરાજ મી૦ હેવનનુ નામ હિંદ સાહિત્યના જાણીતું છે. તેણે લાંબો કાળ એશિયા અને આફ્રિકાના અનેકાનેક સ્થળોએ પર્યટન કરવામા ગાળ્યો હતો તેનો સવિસ્તર હેવાલ દરેક ભાષામા અનુદિત અને પ્રચારિત થયો છે. તે હેવાલમા આ જુના માર્ગ માટે વિશેષ વિવરણ છે. મુખ્યત્વે પૃથિના મોટા પાચ બદરો માટે વધુ લખાણુ છે. તે એક કાળા સમુદ્રનું એક મિસર દેશનું એક ચીન સામ્રાજ્યનું અને બે ભારતવર્ષના બંદરો છે. ભારત વર્ષના બદરોમા "કલિકટ" બંદર ઇતિહાસમા ભારે પ્રખ્યાત થયું હતું. ત્યાથી ચડતા કાપડનું નામ "કેલીકો" નામે ઓળખવામા આવતું હતું. આજે યુરોપથી આવતા કાપડમાં હજી તે નામનું કાપડ તૈયાર થઇ આવે છે. આ બંદરોએ ભારત વાણિજ્યથી ભારતભૂમિનું નામ જગ વિખ્યાત કર્યું હતું તે જમાનામા વાણિજ્ય ભારતવર્ષનું જ હતું. ભારતવર્ષની અનેક વસ્તુઓ પૂર્વમા ચિન, જાપાન

મહાસાગરના અસંખ્ય દ્વીપો સુધી જતી, અને કેટલીક પશ્ચિમ તરફ મોકલવામાં આવતી. જે વસ્તુઓ પૂર્વ તરફ વહેંચાતા મોકલાતી તેને બદલે ત્યાંથી વળતાં અનેક વસ્તુઓ લાવવામાં આવતી જે ફરી પશ્ચિમ તરફ મોકલવામાં આવતી. ભારતવર્ષ કોઇ પાસેથી કાંઇ વસ્તુ લેવા ગરજુ નહોતું. પૂર્વથી આવતી વસ્તુઓ મોંમાગ્યે દામે વેચી પશ્ચિમ અને પૂર્વ પાસેથી અસંખ્ય ધન સંપાદન કરતું. સ્થલમાર્ગ કરતાં હિંદને જળમાર્ગે વ્યાપાર વધુ થતો હતો. અને તે પ્રમાણે મિસરદેશની માફક સિંહલદ્વિપ પણ પૂર્વ પશ્ચિમનું મધ્ય સ્થળ બન્યું હતું. ઇસ્લામ આ અંશમેળ માટે જ સમુદ્ર પંથે પ્રાધાન્ય લાભે કૃતકાર્ય થયું હતું. પ્રશાન્ત મહાસાગરના જે દ્વીપપુંજો એક વખત શૈવ અને બુદ્ધ ધર્મના શંખ અને ઘંટોના નાદોથી ગાજી રહ્યા હતા, ધુપ અને કેસર ચંદનથી મઘમઘતા, શિક્ષા, દિક્ષા, ભાષા સાહિત્ય આચાર વ્યવહારે, ભારતીય સભ્યતાથી સમૃદ્ધ ને સંસ્કારને પામ્યા હતા, જેમા જનસમાજે ભારતવર્ષ બહાર ભારત સૃષ્ટિ રચી હતી, તે જગ્યાએ ક્રમેક્રમે ઇસ્લામનું આધિપત્ય વિસ્તાર પામ્યું. આચાર વ્યવહાર અને ભાષા સાહિત્ય બદલાઇ ગયાં. તેઓ આજે પણ મુસલમાનની અને ઇસ્લામની વિજયઘોષણા કરે છે.

જુના જનમાર્ગે મુસલમાન આધિપત્ય પ્રબળ થતા, મુસલમાનાધિકૃત મિસર વાણિજ્ય સમૃદ્ધ થઇ પડયું. આ માર્ગે ખ્રિસ્તીને આગળ વધવાનું રહ્યું નહિ. ભુમધ્યસાગર અને રાતા સમુદ્ર માર્ફત જે કાંઇ ક્ષુદ્ર વ્યાપાર ચાલતો હતો તે પણ મુસલમાનના અધિકારમા આવ્યો હતો. આ પ્રમાણે મુખ્ય જુના માર્ગો યુરોપને માટે સદાના બંધ થઇ ગયા. ભુમધ્ય સાગરમાં ઇસ્લામશક્તિ પ્રબળ થવા માંડી

જળ અને સ્થળ માર્ગે યુરોપનો પગ ખસવા માંડ્યો, એશિયાના ગૌરવે યુરોપને ભીખ માગતું જ કરી મુક્યું.

આ મહા સંકટનો વખત ઇતિહાસમાં મુખ્ય પરીક્ષાનો જ સમય હતો. આ સમયે આપદ્ગ્રસ્ત થતાં, યુરોપ નિરુદ્યોગી અવસ્થામાં આવી પડ્યું અને આમને આમ જો સ્થિતિ રહેત તો આજે ઇતિહાસ કોઇ અન્ય રૂપે જ હોત. ભારતવર્ષનો ઇતિહાસ પણ કોઇ બીજો જ હોત યુરોપ કઠિણ પરિણામમાં પતિત થતાં લક્ષ્યચ્યુત થયું નહિ અને તેજ આધુનિક અભ્યુદયનું કાંઇક કારણ છે.

એ વખતે યુરોપની અવસ્થા કેવી હતી તેનું કાંઇક વર્ણન આપવું જરૂરી છે ગ્રીસનું જ્ઞાન ગૌરવ અને રોમ રાજ્ય શક્તિ એક વખતે યુરોપને સમુન્નત કરવા મથતી હતી, જે પ્રયત્નો પણ સફલ થયા નહિ. મુખ્ય મહાનગરો ભિન્ન સમગ્ર દેશ તે જાતની સભ્યતા અને વિદ્યાનો લાભ લઇ શક્યો નહિ * જે મહાનગરોમાં રહેતા તેઓ કાંઇક સંસ્કાર પામ્યા પણ તેઓએ તે જ્ઞાનમાં તણાઇ દુર ઉપયોગ કરી મોજશોખ અને ભોગવિલાસમાં ઉતરી ગયા. જ્ઞાનના સંયોગના ઉપાયો યોજવામાં વ્યય થયો, ધર્મને નામે આડંબર જ વધ્યો, લોકાચારે માનવસમાજને પશુ સ્વભાવિક બનાવ્યા. આ પડતીએ યુરોપના સૌભાગ્યને વિધ્વસ્ત કર્યું. અજ્ઞાનનાના અંધકારે પૂર્વ શિક્ષા લોપને પામી એશિયાનો ખ્રિસ્તિ ધર્મ યુરોપમાં પ્રચાર પામ્યો જગોજગ તે સુંદર સ્વભાવ સન્યાસીની સૌમ્ય મુર્તિઓ ફરી વળી.

---

* *What we call Greeks and Romans are chiefly the citizens of Athens and Rome —Max Muller's India–what can it teach us* **P. 121.**

યુરોપ ધર્માન્ધ થઇ ઉઠ્યું. હમેશ સંશયતાની જ વાત અને તેનોજ પ્રચાર થવા માડયો હતો. જે કાઇ નવું દેખાતું તે સયતાનનું કુટિલ કૌશલ ગણાતું. જન સમાજ તેનાથી દૂરજ રહેતી, અને આત્મની સદ્દગતિ માટે વ્યાકુલ થઇ ગઇ. ધર્માચાર્યોએ પોતાનો પગપેસારો અને સત્તા જમાવવા વહેમી બનાવી, જનસમાજની દ્દષ્ટિ આછન્ન કરી નાખી. ઇસ્લામ સાથે હવે ધર્મયુધ્ધ જાગ્યું અને ખ્રિસ્તિ ધર્માન્ધતા અધિકાધિક કઠોર અવસ્થાએ પહોચી.

દુર્દશાના તિમિરમાં દુર્મતિ આવી માનવસમાજનાં જ્ઞાનચક્ષુને આવરણ ચઢાવે છે. યુરોપની અવસ્થા આવી થઇ ગઇ હતી. ભુમધ્ય સમુદ્ર સ્થલ માર્ગ જેવો યુરોપને સુપરિચિત હતો, જળમાર્ગે નૌકા માત્ર ભુમધ્ય સમુદ્રમાં હલાંસાથી જ ચલાવવામાં આવતી હતી. ભારત મહાસાગરમાં વાણિજ્ય વહાણો વાયુ પ્રવાહે ચાલતાં જ્યારે ભુમધ્ય સમુદ્રમાં પ્રયોજન અભાવે શઢનો ઉપયોગ શરૂ થયો નહતો. હોકાયંત્ર તે વખતે હતું પણ ધર્માધ યુરોપના નાવિકો "સયતાનનું યંત્ર" ગણી તેનો ઉપયોગ કરતા નહિ જો કોઇ હોકાયંત્ર કે શઢનો ઉપયોગ કરતું તો તે અસદ્દગતિના સંકટમાં આવી પડતું. આ પ્રમાણે જુનું મુકી નવું ગ્રહણ કરવામા યુરોપની ધર્માધતા અને વહેમથી પ્રજા થરથરતી.

ઇસ્લામ અભ્યુદય પહેલાં પુરાતન મિસરે ભુમધ્યસાગરમાં આધિપત્ય મેળવ્યું અને મમસ્ત યુરોપ સાથેનું વાણીજ્ય તેના હાથમાં હતું. મિસરના હાથમાંથી કાલક્રમે તે જુનો જલવાણિજ્ય પંથ અધિકાર વિચ્યુત થતાં, તેણે નવા જલમાર્ગની તપાસ માટે નાના પ્રકારના

પ્રયત્નો કર્યા હતા. એક તરફ ભુમધ્ય સમુદ્ર, બીજી બાજુ રાતો સમુદ્ર–આ બેઉ દરીયાઓથી સુપરિચિત છતાં મિસરવાસીઓએ ભારત મહાસાગરના પરિચયનો સુયોગ પ્રાપ્ત કર્યો હતો. શિલ્પ, વિજ્ઞાન, ગણિત અને દર્શનવિદ્યામાં મિસિરદેશ પુરાકાળથી પ્રખ્યાત છે. ત્યારે કોઇ પ્રકારનો અંધવિશ્વાસ અગર કુસંસ્કારોએ મિસરવાસીઓને તત્વાલોચનથી વિમુખ કર્યા નહોતા. તેઓ આફ્રિકાના એક ભાગમાં વાસ કરી બીજી બાજુના ભૌગોલિક જ્ઞાનથી પણ જાણીતા હતા. તેઓ જાણતા હતા કે આફ્રિકાની ચાર બાજુ સમુદ્ર છે અને પૂર્વ સાગર રસ્તે પશ્ચિમ સાગર પંથે ભુમધ્ય સમુદ્ર સુધી આવી શકાય છે તેમાં તેમને શંકા જ નહોતી.

ખ્રિસ્ત સંવત પૂર્વે મિસરાધિપતિ હનિકામ વિખ્યાત ફયારાઓનીકાએ રાતા સમુદ્રમાંથી એક નાવિક સંઘ મોકલ્યો હતો. તે સંઘ રાતા સમુદ્રમાંથી નીકળી ભારત મહાસાગર અને ત્યાંથી આટલાન્ટિક મહાસાગર પસાર કરી, ભુમધ્ય સમુદ્રમાં થઇ મિસરદેશ પાછો ફર્યો હતો. આ મુસાફરી ત્રણ વર્ષે પુરી થઇ હતી. તે વખતનાં જુના સાધનોથી આફ્રિકાની પ્રદક્ષિણા માટે આટલો લાંબો વખત લાગવો સ્વાભાવિક હતો. નવો માર્ગ શોધ્યા છતાં મિસર રાજ તે દ્વારા કાંઇ ઉપકાર કે લાભ કરી શક્યો નહિ. નાવિકો સ્વદેશ આવી પોતાની મુસાફરીનું અલૌકિક વર્ણન કિર્તન કરવા માંડ્યા તેઓની સુદીર્ઘ સમુદ્રયાત્રાના પ્રથમ ભાગે સૂર્ય ડાબી તરફ ઉદય પામતો. અને ત્યારપછી જમણી બાજુ ઉદય થતો. આ નાવિક જનોએ પોતાની નજરે જ જોયું હતું, પરંતુ જન સાધારણને તે વાત ઉપર ભરોસો બેઠો નહિ. આફ્રિકાના પૂર્વ કિનારે સમુદ્રપંથે મિસરથી દક્ષિણ

બાજુ જતાં સૂર્યનું ડાબી બાજુ ઉગવું અને આફ્રિકાના પશ્ચિમ કિનારે ઉત્તર દીશામાં આવતાં સૂર્યના જમણી બાજુ આવવાની વાત તે વખતે એક અલૌકીક કહાણી જેવી થઇ-પડી. તે વખતે શિક્ષિત સમાજે પણ આ વાત માન્ય કરી નહી. આફ્રિકાની પ્રદક્ષિણા કરી પૂર્વમાંથી પશ્ચિમ તરફ નીકળવાની આ વાત યુરોપે પણ માન્ય કરી નહિ.

પૃથ્વિની મધ્ય રેખાએ ઉત્તર દક્ષિણ એક જુદા કરી મુકયા છે તે જગતને જાણબહાર નહોતું. પરંતુ ત્યાં સ્વાભાવિક તાપાધિકય સબંધે નાના રૂપે અતિશયોક્તિ પ્રચલિત હતી. આ ઉત્તાપશક્તિ કે જે માનવશક્તિને બાળી ભસ્મ કરી નાખે, તેના કરતાં મધ્યરેખા નજીક એટલી ગરમી હોય છે કે તેના ઉત્તાપાધિક્યની અવધિ નથી. આ માન્યતાથીજ સર્વ જ્ઞાનાન્ધ, ભ્રાન્ત સંસ્કારી યુરોપે લાંબા કાળ સુધી આફ્રિકાની દક્ષિણ દિશા તરફ જવાની કલ્પના છોડી દીધી હતી. યુરોપનું જુનું સાહિત્ય આફ્રિકાના પશ્ચિમ કિનારા માટે અજાણ્યું હતું. આટલાન્ટિક મહાસાગર જાણે એક અભેદ્ય અલંઘ્ય અને અંધકારમય સાગર ગગુનો હતો. આ માન્યતા યુરોપ માટે હાસ્યાસ્પદ હતી એટલું જ નહિ પણ ઇસ્લામે પણ એ જ નાડું પકડી રાખ્યું હતું. ઇસ્લામ રાજ્ય એક વખત યુરોપને જ્ઞાન વિસ્તારી, સંસ્કાર નવાજવા તૈયાર થયું હતું તે પણ ઘણા વિષયમાં હજી અજ્ઞાન હતું. મુસલમાન મજ્બો પણ કહેતા કે આટલાન્ટિક મહાસાગરમા અધિક દુર અગ્રેસર થવા માર્ગ જ નથી. જો ઇસ્લામે આફ્રિકાની પ્રદક્ષિણા કરી આટલાન્ટિક સાગર પંથે યુરોપ આવવાનો માર્ગ હસ્તગત કર્યો હોત, તો મુસલમાન યુરોપમાં વધુ મજબુત થઇ શકત અને યુરોપમાંથી તેમને કોઇ

હાંકી હંકારી શકતા જ નહિ. પણ તેઓ તો એમજ ગણતા કે મધ્ય બિન્દુની આસપાસ પાણી જ છે. યુરોપ પણ આ માન્યતાને વળગી જ રહ્યું અને તેથી જ તેને લાંબો કાળ આવી ખરાબ દશામાં સબડવું પડ્યું, તે યુરોપનો ઇતિહાસ સારી પેઠે જાણે છે. યુરોપે પોતાના અદમ્ય ઉત્સાહ અને મજબુત મનોબળે અપરાજિત આત્મત્યાગના પૂર્વ સંસ્કારોની બેડીઓ તોડી નાખી, આટલાન્ટિક મહાસાગર પાર પામવા જે પ્રયત્નો કર્યા તેજ યુરોપના નવજીવનદાતા થયા. તે કથા યુરોપના ઇતિહાસમાં સુવર્ણના અક્ષરોથી લખાઇ છે. તેની જીવન કહાણીઓ યુરોપના દેશોદેશમાં પ્રચારને પામી છે, તેઓની સમાધિક્ષેત્ર યુરોપના પુણ્યતીર્થ નિર્માયા છે, તેનું નામ રાજકુમાર "હેનરી!" તે નાવિક સમ્રાટ્ નાવિક દેવ તરીકે જ પુજાય છે.



## પ્રકરણ પાંચમું.



### મરણીયાના પ્રયત્નો.

*The Mystery, which since creation had hung over the Atlantic, and hidden from man's knowledge one-half of the globe, had reserved a r of noble enterprise for Prince Henry the navigator—*
*R. H. Major's Prince Henry the navigator.*

આટલાટિક મહાસાગર કાંઠે પોર્ટુગાલ નામનું જે નાનું સ્થાન અધાપિ માનચિત્રે એક સ્વતંત્ર યુરોપીરાજ્ય રૂપ અંકિત થવુ આવ્યું છે તે તે વખત રૉમ રાજ્યનું નામગોત્ર હીણુ એક ક્ષુલક ઉપ વિભાગ તરીકે ઓળખાતું હતું, જેની વસ્તી પણ ન્યુજ હતી. જે હતી તે ઘણી-ખરી કેવલ દીન, દરિદ્ર નિરક્ષર નર નારીજ હતા. તેઓ પોતાની જીંદગી રોમન સામ્રાજ્યની પાદુકા વહન કરી ગુજારતા. આ પ્રજા એક દિવસ શિક્ષાથી સમુન્નત થાય, સ્વ કૌશલે જગવિખ્યાત થાય, ત્યાં નીતિવિદ્યા વિશારદ પ્રધાન પુરૂષો જાગે અને જગવિખ્યાત યશ સમસ્ત

યુરોપના નવજીવન પ્રભાતમાં ઉત્કર્ષનો પથ નિર્માણ કરી પ્રતિષ્ઠામાં, ચિરસ્મરણીય કીર્તિ સંપાદન કરશે, આ વાત ભવિષ્યના અંધકારમાં આચ્છન્ન હતી. આ ભાવિની અકળિત ગતિ કોણ જાણે ! તે વખતે તો ઇસ્લામ શક્તિ દિગ્વિજયે બહાર પડી, આ દેવીને કુન્દવતી હતી અને ફરકતી હતી. સ્પેન અને પોર્ટુગાલ ઇસ્લામ ગૌરવથી જગજાહેર થયા હતા. દેશજનો આ ગૌરવથી શોભતા હતા. તે ગૌરવનો ઇસ્લામે ઉપયોગ પણ કર્યો. ત્યાંની પ્રજા વિસ્મિત નેત્રે ઇસ્લામની રાજ્યપ્રશંસા કરી ઇસ્લામના કીર્તિદામ ગ્રહીને માનવજીવન ગાળત, પણ સમય સમયનું કામ કરે છે.

ખ્રિસ્તિ કાળશયનાબ્ધિમાં આ અવનત માનવ સમાજે મધ્યમાં પોતાનું માથું ઉંચું કર્યું અને ઉન્નતિનો માર્ગ શોધવા માંડ્યો.

ઇસ્લામ આનું પરોક્ષ કારણ હતું. ઇસ્લામે વિવિધ વિદ્યાલયો સ્થાપી જ્ઞાન વિસ્તારનું કાર્ય હાથમાં લીધું. ખ્રિસ્તિયુરોપને મુસલમાન ધર્માવલંબી કરવાની ચેષ્ટા કરવા જતાં, સમગ્ર યુરોપમાં એક અજ્ઞાન પૂર્ણ ધર્માંધ સમર પિપાસા પ્રબળ વેગે જાગી ઉઠી. ખ્રિસ્તિ યુરોપ જેટલું નિરક્ષર હતું તેટલું નરશોણિત લોલુપ ક્રૂર બની ગયું. અજ્ઞાન હદે મુસલમાનના કંઠછેદન કરવાની ઉન્મત્તતા જાગી ઉઠી અને પ્રચંડ જ્વાળા રૂપમાં ભભુકી ઉઠી. ખ્રિસ્તિ ધર્મના વિમલ શાન્તિ પાઠ કોઇએ માન્ય કર્યો નહિ. અત્યારે જન સમાજ અંધ અને ક્રૂર બની ગયો. કોઇને રાજ્ય જોઇતું નહોતું, વાણિજ્યની ઇચ્છા નહોતી, સંભોગ લાલસા નહોતી, ઐશ્વર્ય તેમને લલચાવી શક્યું નહિ, તેમને અત્યારે જોઇતું હતું માત્ર ક્ષમાશૂન્ય, સીમાશૂન્ય, દયાશૂન્ય, મહા ધર્મયુદ્ધ. આ ધર્મોન્માદ જાગે અને રથે પ્રખર જ્વાળામાં પ્રકટી ઉઠ્યો, આ

ઉમાદ અને યુદ્ધના ખળભળાટમા પાર્ટુગાને મુસલમાન શાસનની ધૂમરી ફેંકી દીધી અને પોતાના બાહુબળે સ્વાધિન થઇ બેઠું.

સ્વાધીન શકિતએ એક હાથે સન્મુખનો અધકાર દુર કર્યો તે દેશ દ્રઢ પગલે ઉન્નતિ માટે આગળ વધવા માડયો ત્રયોદશ શતાબ્દિના મધ્ય ભાગે પોર્ટુગાલે સંપૂર્ણ ભાવે મુસલમાન શાસનની બેડી તોડી નાખી, આલફોન્ઝો નામનો ત્રીજો નરપતિ મિહામને આવી બેઠો અને રાજ્ય સ્થાપી શાન્તિ પ્રસરાવી સમૃદ્ધિ અને સત્તા હાથમા આવતા રોમન સામ્રાજ્યમા જે એક ક્ષુલક પ્રદેશ હતો, તે યુરોપમા એક સ્વતત્ર મહા રાજ્યની પકિતમા આવી ગયો પાર્ટુગાલના આ ઉત્કર્ષની ગાથા જગતમા દરેક ઠેકાણે ગવાય છે

જેઓએ બાહુબળથી મુસલમાન શક્તિને હટાવી પોર્ટુગાનને સ્વાધિન કર્યું તેઓ ધર્મ વિશે નામથી પ્રખ્યાત થયા ખ્રિસ્તિ સમાજપતિ ધર્માચાર્ય પોપે ખ્રિસ્તિ ધર્મના રક્ષણાર્થે ઇસ્લામશક્તિ સામે ધર્મયુદ્ધ માટે આજ્ઞા બહાર પાડી ધર્મનિષ્ટ ખ્રિસ્તિ વીરોને ઉત્તેજિત કરવામા આવ્યા, અને આ આજ્ઞા અનુસરી આ ધર્મના ફર્માનો સમ્સ્ત યુરોપના અસંખ્ય ધર્મ વિરો મુસલમાન વિરૂદ્ધ ધર્મ યુદ્ધમા જોડાવા માડયા તેઓના પ્રદેશોમાથી પ્રથક પ્રથક માર્ગે થી ખ્રિસ્તિ જન્મભૂમિના ઉદ્ધાર માટે સમરક્ષેત્રે આવી મળતા જ્યારે એકત્રિતબળે યુદ્ધયાત્રા કરી પાછા ફરતા ત્યારે યુરોપનો જનસમાજ તે વીરોની ધર્મ વિશે યુક્ત પૂજા કરતી, ઉત્સાહ અને અભિનદન આપતી, વાજતે ગાજતે તેઓને દુર સુધી સામેજ ઉતરી પડતા આ ધર્મયુદ્ધમા પોર્ટુગાલના ધર્મ વીરોએ વિશેષ સમરનૈપુણ્ય દાખવ્યુ અને સમસ્ત યુરોપમા પ્રખ્યાત થયુ આ વિગ્રહ અને દ્વેષ દીનપ્રતિ

દીન પ્રબળ થતો ચાલ્યો. કારણ કે આ ધર્માંધતામાં સ્વદેશપ્રેમ જડાએલો હતો, જાતિ અભિમાન અને દેશાભિમાન પણ સાથેજ હતું. જ્યા જ્યા મુસલમાનો હતા ત્યાં ત્યાં પોર્ટુગાલના ધર્મવીરો ચડી ગયા, મુસલમાનોનો ઉચ્છેદ તે આ ધર્મયુદ્ધનું ધ્યેય હતું, આજે તે ધર્મની લડાઈઓ કવિતરૂપમા ગવાય છે. તે લડાઇયોના ઇતિહાસ અને વિગતો આજે ઇતિહાસમાં ઉલ્લેખિત છે.-

પોર્ટુગાલના સ્વદેશવત્સલ સુવિખ્યાત ઇતિહાસ લેખક પોર્ટુગાલનું રાજ્ય સ્થાપન અને રાજ્ય વિસ્તારનું મૂળ કારણ વિસ્તારથી વર્ણતા સ્પષ્ટાક્ષરે લખી ગયા છે કે —' જેણે ધર્મને માટે આત્મ સમર્પણ કર્યું છે તેના પવિત્ર શોણિતથીજ રાજ્ય સ્થાપન અને રાજ્ય વિસ્તાર સુસંપન્ન થયો છે. '×

---

*-In the stern school of Adversity the latent energies of the race had been gradually developed. Religion or rather religious fanaticism was the inspiring principle. The very main-spring of every movement of every heroic exploit. Their wars were rather Crusades than patriotic struggles. They fought the moor rather as an enemy to the faith, than as the invader of their Country–Portuguese Discoveries by Ra–Alex F. D. D' Orsey B. D*

*× The kingdom was founded in the blood of Martyrs and by Martyrs was spread over the globe–De Barros*

મુસલમાન ઉપર વિજય મળ્યો તોપણ આ ધર્માંધતા થમી નહિ. નજીકના મુસલમાનો જીતાયા, એટલે દૂરના મુસલમાનોને જીતવા તથા મુસલમાનના અનાધિકારી રાજ્યમાં ખ્રિસ્તિધર્મનો પ્રચાર કરવા માટે બહુ કાળ પર્યંત ઉત્સાહ ચાલુ રહ્યો. રાજા પ્રજા સર્વે તે માટે અર્થદાન કરતા હતા. વીરપુરૂષો આહુત થવા ધર્મયુધ્ધે જીવન વિસર્જન કરવા સગર્વ દોડતા આવતા. આ વખતે તુચ્છ કારણવસાત હથીયાર ઉપાડાતાં અને જીવનમુક્તિના લાભ માટે સહજ પંથે વિચરવા યુરોપનો એકે એક જણ ભોગ આપવા તૈયાર હતો.

આ વખતે સ્પેન પોર્ટુગાલને સામે આફ્રિકાને કાંઠે મુસલમાન રાજ્ય હતું. ભુમધ્ય સમુદ્રમાં મુસલમાન વહાણો વેપાર કરતાં હતાં. મુસલમાન વિદ્વેષે જેમ સ્થલમાર્ગે ધર્મયુદ્ધમા યુરોપને ઉત્તેજિત કર્યો હતો તે પ્રમાણે જલમાર્ગે રણતરણીઓ તૈયાર કરવા ઉત્તેજિત કર્યો. પાર્ટુગાલ અલ્પ સમયમાં જલમાર્ગે પ્રબળ થવા પ્રયાસ કરવા માંડયું. ખ્રિસ્ત ત્રયોદશ શતાબ્ધિના અંતમાં પાર્ટગાલનું પહેલું લડાયક વહાણુ તૈયાર થયું. યુરોપની વસ્તીની ગણત્રીમા પોર્ટુગાલ બહુ અલ્પ હતું છતા આ પ્રમાણે બૃહદ્ વિજયમાં સૌથી શ્રેષ્ઠતા મેળવી કિર્તિને પામ્યું.

ઇગ્લંડના ઇતિહાસ લેખકો પોર્ટુગાલના આ અસાધારણ વિજયનું મુખ્ય કારણ ઇગ્લંડનો પ્રભાવ વ્યકત કરે છે. નાના ઐતિહાસિક કારણો પરસ્પર ઉલ્લેખે છે. ઇગ્લંડના ધર્મવીરો કયારે કયારે રસ્તામાં વિશ્રામ લેવા ઉતરતા અને ધનુર્બાણ હસ્તે પોર્ટુગાલની પ્રજાનો પક્ષ લઇ મુસલમાન સાથે યુદ્ધ કરતા. રાજકુમાર હેન્રીની માતા ઇગ્લંડના રાજ્યવંશમાં જન્મી હતી; આ પ્રમાણે પોર્ટુગાલના

અભ્યુદયમાં ઇગ્લંડે મોટો ભાગ ભજવ્યો હતો તે ઇગ્લંડના ઇતિહાસકારોએજ લખ્યું છે. આ બાબતમાં તેઓનું સ્વદેશાભિમાન અભિવ્યક્ત થાય છે, તેમાં ઇતિહાસને કોઇપણ જાતની અડચણ આવતી નથી. તેમ કાંઇ મહત્તા પણ ઘટતી નથી.×

પોર્તુગાલ નાનું છે; પરંતુ તેની ક્ષુદ્રતામા પ્રબળ શક્તિબીજ સુપ્તભાવે વર્તમાન હતું. અન્ય દેશોના હૃદયમાં ધર્મોન્મદ સાથે સ્વદેશ પ્રીતિ મળેલી હતી. પોર્તુગાલના ઇતિહાસિક લેખક પ્રમાણે ધર્મવીરો અને દેશભક્તોનો આત્મોત્સર્ગજ ઇતિહાસમા પ્રાધાન્ય ગણાયો છે. અપરાજિત વિજયવાર્તા અને પોર્તુગાલનો અભ્યુદય જે સંક્ષેપમા અને સરલભાવે વર્ણવામા આવ્યો છે, તેટલો તે સાધિત સમયે સહેલો નહોતો. તેનું યોગ્ય વર્ણન કલ્પનામાં પણ આવી શકે નહિ.

---

×*The English alliance formed the key-stone of the Policy of John the great. The friendship of Portugal and England had, indeed, been of slow and solid growth. Towards the close of the twelth century a body of London crusaders halted on their way to the Holy Land to help the Portugues against the Moors. The end of the fourteenth century found King Dinez. "The Labourer" in close correspondence with our Edward I. and II. &c. —Sir W. Hunter's History of British India Vol, I, 58.*

તેને માટે આલફોન્ઝી નામના ત્રણ નરપતિએ દીર્ઘ કાલ સુધી પ્રબળ પ્રયત્નોમાંજ સમસ્ત જીવન વિસર્જન કર્યાં હતાં.

સાન્ક્રે અને ડિનિઝ નામના નરપતિ દૂપના શાસને કૃષિ અને શિલ્પવાણિજ્યના સમુન્નતિ સાધન ચેષ્ટા ઉપાડી લેવામાં આવી હતી. ચોથા આલફોન્ઝો નામના નરપાલને સ્પેન અને પોર્ટુગાલના ગ્રહ કલેશમાં જીવન ક્ષય કરવો પડયો હતો. આટઆટલી અડચણો દુર થયા છતાં અભ્યુદયને માર્ગે અનેક વિઘ્નો વર્તમાન હતાં. ધર્માચાર્યો ધર્મ યુદ્ધ માટે ઉત્સાહદાન કરતા, સામન્તો ઉત્સાહ ઉદ્દીપને ધર્માર્થે જીવન સમર્પતા. આ બેઉ શક્તિના આધારે રાજા સિંહાસને બેસતો હતો. પોર્ટુગાલની રાજ્યશક્તિને અમાન્ય કરી પોર્ટુગાલમાં ગ્રહ કલેશ જગાડનારાનો પણ ટોટો નહતો. ક્યારે ક્યારે રાજસત્તા આકાશ કુસુમ જેવી થઇ જતી, પતિત જાતિના અભ્યુદયને પથે જે જે વિઘ્નો સંભવે તે તે વિઘ્નોનો અભાવ નહોતો. કોઇ કોઇનું માનતું નહિ. મુસલમાન વિદ્વેષ એ ધર્મયુદ્ધ સર્વ પક્ષના ઉદ્દેશ સિદ્ધિ માટે એક સુત્ર હતું. તે ઉદ્દેશ સિદ્ધ થયા પછી સૌ પોતાને રસ્તે પડી રાજ્યસત્તાની દરકાર કરતું નહિ. ખ્રિસ્તી ૧૩૮૬ ની સાલમાં રાજ્યશક્તિનો જય થયો. આલજુબારોટાની લડાઇમાં જે રાજ્યસત્તાને ગણકારતા નહિ, તેને વશ કરવામા આવ્યા. મુખ્ય દોરનાર વગર ગમે તેવી શુરવીર પ્રજા કે લડાયક જનો સફળતાને પહોચી શકે જ નહિ. રાજા કે રાજસત્તા જ ચડતી કે પડતીનું મુખ્ય સુકાન છે. પોર્ટુગાલના અભ્યુદયની શોભા અને લાભ હવે એક સુત્રે એક હાથે સોંપાયાં. પોર્ટુગાલના ઇતિહાસ પ્રસિદ્ધ જોન–ધિ–ગ્રેઇટે આ પ્રમાણે સિંહાસનની મર્યાદા સ્થાપી નહોત, તો પોર્ટુગાલનો ઇતિહાસ જગ

વિખ્યાત થવાનો સુયોગ તે દેશને પ્રાપ્ત ન થાત. જોન-ધિ-ગ્રેટ એક પ્રાતઃસ્મરણીય મહાપુરૂષ થઇ ગયો છે. તેના સુદ્રઢશાસને અર્ધ શતાબ્દી કાળ પોર્ટુગાલને સકળ દેશમાં પરિચિત કર્યો.*

આ નરપતિએ પોર્ટુગાલનું સિંહાસન ઇસ્વીસન ૧૩૮૫ થી ૧૪૩૩ સુધી શોભાવ્યું. તે જ્યારે ગાદી ઉપર આવ્યો ત્યારે તે ભર યુવાનીમાં હતો. તે વખતે ઇંગ્લંડેશ્વર ત્રીજા એડવર્ડનો સુપુત્ર "જોન ઓફ ઘેન્ટ" એક ઇંગ્લંડનો મુખ્ય કરતા હર્તા સુપરિચિત હતો. તે સ્પેનના રાજાની કુંવરીને પરણ્યો હતો, છતાં પણ સ્પેન પોર્ટુગાલના ગ્રહ ક્લેશમાં તેણે પોર્ટુગાલનો પક્ષ લીધો હતો. તે કલહ શમ્યા પછી "જોન ધિ ગ્રેટ" પોર્ટુગાલની ગાદી ઉપર આવતા "જોન ઓફ ઘેન્ટ"ની પુત્રીના પ્રેમમાં પડયો. ઇંગ્લંડનો રાજકુમાર ૧૩૮૬ માં પોતાની કન્યા દેવા પોર્ટુગાલ આવ્યો, પોતે સ્પેનથી પરણ્યો હતો અને પોતાની દીકરી પોર્ટુગાલના રાજાને આપતાં, આ વિવાહ સૂત્રથી સ્પેન અને પોર્ટુગાલનો ગ્રહ ક્લેશ છૂટી ગયો, અને તેઓ ગાઢ સબંધ અને મિત્રાચારીથી જોડાયા. જે બ્રિટન રાજકુમારી પોર્ટુગાલની રાજમહિષી થઇ તેનું નામ ફિલિપા. તે રૂપે ગુણે રાજ્યલક્ષ્મી તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધિને પામી છે. તેનું ધર્મ જીવન આડંબર

* *Yet all the efforts of the Kings though occasionally successful, failed to curb the turbulence of the feudatories till the battle of Aljubarrota in 1385 gained by John I over the rebels effectually crushed insubordination and restored the dignity of the crown–Dialogue-de-voira-Historia.*

શૂન્ય અને આત્મત્યાગી હતું. તે રાજમહિષી ઐશ્વર્યવાન હોવા છતાં બહુ સાદી, અને ધર્મપરાયણ બ્રહ્મચારિણી જેવી હતી. ઇતિહાસ વિખ્યાત રાજકુમાર હેનરી આવા રાજમહિષીને પેટે પાંચમો પુત્ર અવતર્યો હતો. તેનામાં સર્વાંશે માતાના ધર્મ જીવનના તેમ આત્મત્યાગવૃત્તિના સંસ્કારો ઉત્તરાધિકારે આવી મળ્યા હતા. તરુણ જીવનને જેણે ચિરકુમારવ્રત બ્રહ્મચર્ય ગ્રહણ કરી, સ્વદેશ અને સ્વધર્મ સેવામાં સંપુર્ણ આત્મોત્સર્ગ કર્યો હતો, તે આધુનિક યુરોપના નવજીવન દાતાના જન્મ અને બાલ્યાવસ્થાના સમયનો સંક્ષિપ્ત ઇતિહાસ છે.



## પ્રકરણ છઠ્ઠું.



### અસાધારણ આત્મત્યાગ.

*The institution of chivalry, one which has so much elevated human nature,–that love of glory instead of mere country,–that spirit purified from contamination of surrounding barbarism,–appeared upon the banks of the Tagus, with all the splendour which had characterized its origin in France and England–Portuguese Discoveries.*

અસાધારણ આત્મત્યાગેજ દરેક પ્રજાને મુક્તિ અને અભ્યુદય આપ્યાં છે. તેના અનેક દાખલાઓ ઇતિહાસમાં મોજુદ છે. સ્વાર્થ પરાયણતા કે મતભેદ પ્રજાની પ્રકૃતિના શત્રુ રૂપ છે તે અભ્યુદયના માર્ગને સાંકડો કરી નાંખે છે. સ્વાર્થ અને વખતનાં સંસ્કારી કે અસંસ્કારી જનો ને મુખ્ય પુરૂષો, અનેક ઢોંગ કરી અભ્યુદયમાં આડે આવે છે. વળી સ્વરાજ્ય અને સ્વતંત્ર પ્રજા જો આત્મત્યાગ ગ્રહણ કરે તો તેનો અભ્યુદય કેટલા સમયમાં જ થાય, તેનો પ્રસંગ દાખલો પોર્ટુગાલ ઇતિહાસમાં પુરો પાડે છે.

જે વખતે મુસલમાન શાસનને ફેંકી દઇ, પોર્ટુગાલે સ્વાધીન અને પ્રતંત્ર થવા જે પ્રકૃતિ કરી, તેજ સમય સમસ્ત યુરોપના યુગાન્તરનો અને નવજીવન પ્રભાતનો સમય હતો. તે વખતે મધ્યયુગની અજ્ઞાનનાનો અંધકાર હજી સંપુર્ણ રૂપે દુર થયો નહતો. જનસમાજને સ્વાર્થ ત્યાગ કરી પરાર્થે જીવન સમર્પણ કરવાના કે સ્વાભિમાન અને સ્વદેશાભિમાનના સંસ્કાર પડયા નહોતા, તોપણ આશાનાં બાળ કીરણો ફુટતાં જતાં હતાં. સ્વદેશ કરતાં સ્વકિર્તિ માટે માનવ સમાજ કર્તવ્ય નિષ્ઠાના નવા પાઠો શીખતી હતી. જ્યાં અત્યાચાર જણાતો કે પ્રવર્તતો ત્યાં જનસામાન્ય તેની સામે અડગ ખડી થતી હતી. તેને હઠાવવા તે અત્યારોને તોડી પાડવા પ્રયોજન વસાત એકત્ર થઇ, પતંગવત અનલશિખામાં જીવન વિસર્જન અને આત્મોત્સર્ગ કરવા એક પગે તૈયાર હતી.

એક તરફ નિર્ભયતા અને બીજી તરફ અકૃત્રિમ ગૌરવ લાલસાથી યુરોપની પ્રજા અસાધારણ આત્મત્યાગ કરવા તૈયાર થઈ ગઇ. રાજકુમાર હેન્રી આ યુગમાં જ અવતાર લઇ આત્મત્યાગી અને કર્તવ્યનિષ્ટ વીર બાલક કહેવાયો હતો. તે વખતના ધર્મોન્માદે તેને પણ ઉન્મત્ત કર્યો હતો. મુસલમાન વિદ્વેષે તે તરૂણ હૃદયમા જન્મી ખ્રિસ્તિ ધર્મ પ્રચાર કરવાની પ્રબળ ઉત્તેજના જગાવી હતી.

તે વખતે લોકચરિત્રની ઉજ્વલતા જેવી બહારથી દેખાતી તેવી અંદરખાને નહોતી. ખ્રિસ્તિ ધર્મને નામે ધર્માન્ધ થઇ સૌ દોડી આવતું ત્યાં ધર્મસુત્રોનું પાલન માત્ર ઉદ્દેશ સર્યા પછી અથવા સુયોગ મળતાં પારકું ઉપાડી જવામાં કે અમાન્ય ન કરવામાં કોઇ પાછું હટતું નહિ. વિચાર કરવો તે સમયનો વ્યય જ હતો. સર્વ

બાગન આજે બાહુબળ ઉપરજ આધાર રાખતી. અને ખ્રિસ્તિ સમાજનો ભય ગમે તે રીતે દુર કરવા ગમે તે રીતે બાહુબળનો ઉપયોગ થતો આ ધર્મનીતિ એશિયાની શાન્તશીતલ ધર્મનીતિથી જુદા પ્રકારની બની રહી હતી

હેન્રી જ્યારે ધાત્રિના ખોળામા રમતો હતો, ત્યારે હેન્રીની જન્મભૂમિ મુસલમાન વિજયે મુનન પયે ઉભી હતી મુસલમાનોને પોર્ટુગાલમાથી હાકી કાઢવામા આવ્યા અને તેઓ આફ્રિકાના ઉત્તર પશ્ચિમ કિનારે જઇ રાજ્ય કરવા લાગ્યા ગાડા થઇ ગયેના રણોન્માદ પોર્ટુગાલને ત્યાં જઇને પણ મુસલમાન રાજ્યનો ધ્વસ કરવા લાલચ થઇ આ કાર્ય ધર્મ સમત હોઇ ખ્રસ્ટાન યુરોપ, જયધ્વનિ કરતા પોર્ટુગાલને ઉત્સાહ આપવા માડયા ઇગ્લંડના ધનુર્ધરો ઇગ્લડના જમાતાના સમર નિજયે સહચર થવા સગર્વ આવી પહોન્યા.

સાધનો અને બળ અપૂર હતું. જીવન વિસર્જન અતૃપ્ત હતું આત્મત્યાગ અને પુણ્ય કીર્તિ માટે યુરોપનો ખ્રિસ્તિ સમાજ ધર્મો ન્માદે ગાડો બન્યો હતો પરતુ મુસલમાન શક્તિ પિપીલિકા ન્યાય પદે વિદલિત થાય તેમ નહોતી મુસનમાનો અભેધ દુર્ગના આશ્રયે અસિહસ્તે આત્મરક્ષા માટે વીરતાથી ઝુંઝવા માડયા.

તેમના ઉપર સમુદ્રતરગ ન્યાય શત્રુદલોએ પ્રબલ ગર્જનાથી પુન પુન આક્રમણ પૂર્વક આઘાત કર્યા, તોપણ મુસલમાનો ડગ્યા નહિ. પંચદશ શતાબ્ધિ પ્રારભે આ સર્વશકિત અજમાવવા પોર્ટુગલે વિજય મેળવવા ઉત્તરો ઉત્તર પ્રબળ ચડાઇ કરી

રાજકુમાર હેનરી અઢાર વર્ષની વયે પહોચ્યો ન પહોચ્યો, તેટલામા સૈન્યનું નાયકપદ સંભાળ્યુ મુસલમાન ઉપર જય મેળવવા

આફ્રિકા સમુદ્ર કિનારે જાતે ગયો. યશનામી હેનરીએ વિજય કર્યો. જે દુર્ગો મુસલમાનના અભેદ્ય દુર્ગો ગણાતા તે પોર્ટુગાલના શુરવીર નર હેનરીએ ભેદ્યા. મુસલમાનનું શેષ આશ્રયસ્થાન ભેદવા અસાધ્ય સાધને કૃત સંકલ્પ કર્યો હતો. તેના આ વિજયે તેનું ચારિત્ર્ય અને રણ વર્ણન ઘેરઘેર ગવાવા માંડયું, હેનરીની અસાધારણ આત્મત્યાગ વૃત્તિએ યુરોપી સમાજનાં હૃદયો જીતી લીધા તે દિવસે મુસલમાન સેનાએ પ્રાણાંપણે આત્મરક્ષા માટે પ્રયત્નો કર્યા. વારંવાર ખ્રિસ્તિ સેનાને દુર્ગમુખ પાસેથી હાંકી કાઢી. ખ્રિસ્તિ સેના ભારે માર ખાઇ પાછી હટી ગઇ, દુર્ગો જે અજીત હતા અભેદ્ય હતા તે જીતવા માટે સૈન્ય હતાશ થયું. માત્ર એક જ જણ એક જ ખ્રિસ્તિ સેના નાયક દૃઢ પગે ઉભો રહ્યો હતો, ટકી રહ્યો હતો. અભય મુર્તિ આ સેના-નાયક તે હેનરી હતો.

દુર્ગજય સુભપત્ર થતા આ વધામણી યુરોપમા ઘેરઘેર પહોંચી. પોપ, જર્મન સમ્રાટ, સ્પેઇન રાજ્ય, ઇગ્લંડાધિપતિ સર્વે પોતપોતાના સૈન્યનું આધિપત્ય આપવા વારંવાર આમંત્રણ આપવા માંડયા હેનરી પોર્ટુગાલના અધિશ્વરનો પાચમો દીકરો હોઇ રાજસિંહાસને આરોહણ કરવા સંભાવના નહોતી, તોપણ સેનાપતિ થઇ અતુલ ઐશ્વર્ય અને અલૌકિક કીર્તિ સંપાદન કરવાની સંભાવના ઉત્તરો ઉત્તર પ્રબળ હતી.

વિર કુમારીઓ નવીન સેનાપતિને અભિવંદન આપવા, વરમાલા હસ્તે હેનરીના પ્રતિ આગમન માર્ગે સામે ગઇ. તેઓએ જોયું તો હેનરીએ અસાધારણ ત્યાગ કર્યો હતો. તે સ્વદેશ આવી ચિરકુમાર-વ્રત ગ્રહણ કરી સન્યાસી થયો.

રાજકુમાર હેનરીનો આ આત્મત્યાગ યુરોપના ઇતિહાસમાં ઉજ્જવલ અક્ષરે લખાયેલો છે. આ અમાપ્રાણુ સન્યાસ કહેવાતો. તેનો મૂલ મંત્ર સ્વદેશની અભ્યુદય કામનાનો જ હતો. કેવી રીતે સ્વદેશનું મુખ વધારે ઉજ્જવલ થાય કેમ સ્વદેશની પરમર્યાદા વિશ્વ પાસે થાય, દેશ કયે રસ્તે ઐશ્વર્યવાન થાય, તેના જ વિચારો માત્ર તે કરતો હતો. ઉન્નતિના ઉપાયો માટે મથી રહેવા દુનિયાની સર્વ જંજાળોથી દુર રહેવા તેણે સન્યસ્ત લીધું હતું ઇતિહાસ આ અકૃત્રિમ આત્મત્યાગ ઉપર ચિરદિન પુષ્પવૃષ્ટિ કરે છે.

આફ્રિકાના ઉત્તર પશ્ચિમ કિનારાનું મુસલમાન રાજ્ય દક્ષિણાંશના નાના સ્થળેથી વાણિજ્ય વ્યાપારનું ધનદરણ કરવા માંડયું. હેનરીએ સન્યાસ ગ્રહણ કરી તે સર્વ સ્થાને આક્રમણ કરી જનપથની દરકતો દૂર કરી તેની બાલશિક્ષામાં ગણિત અને વિજ્ઞાન શિખવવામાં આવ્યું હતું આ કાર્યોમાં આ સરકારોથી તેનામાં સામર્થ્ય આવ્યું હતું, સન્યાસીએ તે સામર્થ્ય સ્વદેશ સેવામાં ઉત્સર્ગ કર્યું તેને રાજકોષમાંથી જે વેતન મળતું તે કાર્યસાધન સહાયનામાં જ દેશ માટે ખર્ચતો

ખ્રિસ્તિ ધર્મનો પ્રસાર થયા પહેલા યુરોપમાં "ડ્રુઇડ" પુરોહિતનો જન સાધારણની શ્રદ્ધા આકર્ષવા નાના પ્રકારની અલૌકિક શક્તિઓ બનાવતા હતા. અશિક્ષિત જનસમાજ પુરોહિતવર્ગની કોઇ વાતને અશ્રદ્ધા કરતા નહિ "સેઇન્ટ વિનસેન્ટ" નામનો પોર્ટુગાલનો એક પુરોહિત જગતમાં વિખ્યાત થયો હતો. તેમ તે પવિત્ર ગણાતો હતો, તે એક પવિત્ર સાધક હતો અને જનમંડળમાં તેણે ઉત્તમ પ્રતિષ્ઠા અને વિશ્વાસ મેળવ્યો હતો.

તેના મંદિરે રાત્રે દેવતાઓનું સમેલન થાય છે. આવી વાતો ફેલતી અને જનસાધારણ તે ઉપર વિશ્વાસ પણ લાવતી. આ સેઇન્ટ

સમાજનો વિશ્વાસ અને પુર્ણ શ્રદ્ધા પ્રાપ્ત કરી પુજ્યતા મેળવી હતી તેમ ખ્રિસ્તિ ધર્મપ્રચાર થયા પછી પણ તે પુણ્ય ક્ષેત્ર અલૌકિક શક્તિના સાધારણ ક્ષેત્ર તરીકે જળવાઇ ગયું સન્યાસ ગ્રહણ કર્યા પછી રાજકુમાર હેનરીએ આ પુરાતન પુણ્ય ક્ષેત્રે જ પોતાનો આશ્રમ સસ્થાપિત કર્યો કયા ઉદ્દેશે હેનરીએ આ સ્થાન મનોનીત કર્યું તે સહજ સમજાય તેવુ છે

આટલાન્ટિકમા આવેલ આ પુણ્યાશ્રમે નૌવિદ્યાલોચનાની મુખ્ય પાઠશાળા સ્થાપવામા આવી યુરોપના જુદા જુદા વિભાગોમાથી પ્રવિણ નાવિકો ત્યા આવી, જ્ઞાન સપાદન કરી સુશિક્ષિત થવા માડયા હેનરી ધર્મવીર-હેનરી સન્યાસી હેનરી સુપરિચિત સ્વદેશ પ્રેમી' તેવા ગુરુના ચર્ણો માટે, દીક્ષા અને શિક્ષા માટે કોણ ન લલચાય પોર્ટુગાલ આટલા ટુક વખતમા દુર સમુદ્ર પાર અજ્ઞાત

* *In day long past, there stood upon the st ter head-Land of St. Vincent, at al out a league s distance, a circular Druidical temple, where, as Strabo tell us, the ol l Iberians l elieved that the God as embled at night, and from the ancient name of Sacrum Promontorium hence given to the entire promontary, the Ramans Cape Sagres received its modern appelation As may be imagined the motive for the Prince's choice could not have l een an ordinary one-Major's "Prince Henry, the Navigator" P. 2*

રાજ્યનું ધન હરણ કરી સમૃદ્ધ બનશે, ચિરશત્રુ મુસલમાનનો પગભર કરી તેના અધિકારના દેશો હાથમા લઇ ખ્રિસ્તિ ધર્મ પ્રચાર કરવાનો શુભ અવસર મેળવશે–આ આશાઓના આલોકમા પોર્ટુગાલની રાજા પ્રજા સમભાવે પ્રેમમા લિપ્ત થઇ રહી હતી.

*રાજાપ્રજાની ભાવના એકત્ર થાય અને તેમાથી ઉત્પન્ન થયેલ બળ તે સમસ્ત જગતનો વિજય કરી શકે તે નિર્વિવાદ છે.*

તે વખત સુધી પોર્ટુગાલ સિવાય કોઇ બીજા ખ્રિસ્તિ રાજ્યને આવો સુયોગ પ્રાપ્ત થયો નહોતો. પોતે ક્ષુદ્ર હતું, નાનું રાજ્ય હતું છતા પોર્ટુગાલે આ દુષ્કર કાર્યમા વિજય મેળવ્યો, તે કાઇ જેવું તેવું સૌભાગ્ય નહોતું ! અદમ્ય ઉત્સાહ, અદ્ભુત-પરાક્રમ, અસાધારણ આત્મ ત્યાગ સિવાય હેનરીને બીજી કોઇ વસ્તુ તરફ દૃષ્ટિ નહોતી જે જલ માર્ગના તે વખતે સાધનો હતા, તે નાની હોડીઓ જ હતી, જે માત્ર હલેસાથી જ ચાલતી. જે સર્વ બહુદર્શ અને ખ્વાનાવિક તરીકે અહંકાર કરતા હતા, તેઓ માત્ર કિનારે કિનારે નાના શહેરોથી આવજા કરી શકતા આ શિવાય હેનરી પાસે વિશેષ સાધન નહોતું. અવિજ્ઞાત

* The warlike character of the population, the long range of coast bordered by the unknown Atlantic, and the desire to avenge the thraldom under which their native land had groaned, inspired the Portuguese with a desire to carry the war into the enemy's country, and to subdue the territory of the infidel to the faith of the cross.-Portuguese Discoveries by Rev. Alex J. D, D'Orsey B. D P. 7–8.

નવા દેશની તપાસ માટે દુર દુર સમુદ્રમા જવા માટે, લાબો વખત ચાલે તેટલુ અનાજ જોઇયે અને તે સંચય તે વખતે વપરાતી નાની હોડીઓમા સમાય પણ કયાથી ? જો તે મોટા બનાવવામા આવે તો હલેસાથી પણ ન ચાલી શકે. આ મહા મુશ્કેલી હેન્રી આગળ જેવી તેવી તો નહોતી જ, પણ તેથી તેણે હારી ન જતા વાયુથી ચાલી શકે તેવા શઢવાળા મોટા વહાણો તૈયાર કરવા પ્રવૃત્તિ કરી.

સુદૂર સમુદ્રપયે આગળ વધવામા જે કાઠો દેખાય તે સિવાય દિશા નિર્ણય કરવાનુ તે વખતે કાઇ સાધન નહોતું, કદાચ ભગ્નરીયે નીકળી જવાય તો નિરાધાર થઇ દિગ્ભ્રાન્ત થઇ જવાય ! આ સર્વે અગવડો દુર કરવા હેન્રીએ યંત્ર નિર્માણ કર્યું આજના જમાનાની તુલનામા તે અપુર્ણ અને અકિંચિત હતા, પણ તે વખતે તો નાવિકોને તે એક માત્રજ સહાય હતી આ સર્વે સાધનોની રચનામા કેટલો સમય, કેટનો અર્થ, અને કેટલા શ્રમનો ક્ષય પ્રાપ્ત થાય, તે ન જોતા હેન્રી ધૈર્ય ધારી કેટના સમય સુધી તે પાછળ મચ્યો રહ્યો તેનુ વર્ણન લખતા સમયે કોઇ એમ લખી ગયુ છે કે હેન્રીના જીવનનો અધિક ભાગ આવા કામમાજ ગયો હતો. તે માટે માન મન્દિરો નિર્મિત થયા હતા નૌવિદ્યાલય ખુલ્યુ હતું અને ત્યા ગણિત વિજ્ઞાન વગેરે શિક્ષણથી સુદક્ષ નાવિકો તૈયાર કરવામા આવ્યા હતા*

---

*On that barren spur of rocks and shifting sands, and stunted juniper, with the roar of the Ocean for ever in his ears, and the wide Atlantic before him inviting discovery from Sunrise to Sunset, he spent his remaining fourtytwo years, a man*

સામાન્ય માણસની ધીરજ આટલો લાંબો સમય ટકેજ નહિ, અને સિદ્ધિ લાભ મેળવી શકે નહિ. બીજ વાવતાંજ તુરત ફલ જોઇયે' એવી સાધારણ જન પ્રકૃતિ છે. હેનરીના પ્રયાસની વિવિધ દુર્દશા અને વ્યર્થ-મહેનતના સમાચારે, જનસમાજ તેના આ કોફટના વ્યય માટે તેને ગાંડો ગણી એક વખત નિન્દા પણ કરતી હતી, પરંતુ આ દઢ સંન્યાસી પોતાના ધ્યેયથી ચુક્યો નહિજ. તે વખતે આફ્રિકાનો પશ્ચિમ કિનારો થોડે દુર સુધી માત્ર યુરોપને જાણવામાં હતો. હેનરીએ તે બાજુ વહાણો આગળ પ્રેરવા પ્રયત્ન કરવા માંડયો, ત્યારે જીબ્રાલ્ટરથી દક્ષિણે અધિક દુર જવા માર્ગ નથી તેમ નાવિકો કહેતા હતા. તેઓની જાણ પ્રમાણે જીબ્રાલ્ટરની દક્ષિણે ૯ ડિગ્રિ સુધી "બોજાડર અન્તરીપ" સુધીજ જવાય છે અને તેજ શેશ-સીમા કહેવાતી.

---

*of one of high aim, without wife or child. Amid its solitude he built the first observatory in Portugal, established a naval arsenal, and founded a school for navigation, marine mathematics and Chart-making. Thither he invited the most skillful pilots and scientific sailors of Christendom, from Bruges near the North Sea to Genoa and Venice on the Mediterranean. Thence, too, he sent forth at brief intervals exploring expeditions into the unknown South—expeditions often unfruitful, some times calamitous even denounced as folly and waste—Sir W. Hunter, History of British India, Vol. I. pp. 62–63.*

આ શેશસીમા ઓળંગી જલમાર્ગે ભારતવર્ષ જવાની આશાએ, ૧૨૯૧ ની સાલમાં એક જેનોવા નિવાસી સાહસિક નાવિક નીકળ્યો હતો પણ તે પાછો જ ફર્યો નહોતો. તેનું આ સાહસ તે વખતે નિન્દાને પાત્ર થયું હતું. હેન્રીએ તે જનશ્રુતિને ન જોતાં તે માર્ગે વહાણો મોકલવા પ્રયત્ન કર્યો. આખરે પંચદશ શતાબ્દિના મધ્યમાં હેન્રીના સુશિક્ષિત નાવિકો બોજાડર અન્તરીપથી પણ દુર ફરી પાછા આવ્યા અને ખ્રિસ્તિ સમાજની ભ્રાન્તિને દુર કરી.

વિષુવવૃતની નજીક જવાથી બળી ભસ્મ થવાની શંકા ખોટી છે, તે સનસમાજને સમજાતા, હેન્રીની દીર્ઘ સાધનામાં સમાજની શ્રદ્ધા આવી. તેનાથી આગળ વધુ દક્ષિણે જવાય તો, ભારતવર્ષ માટે તે દીશામાં માર્ગ થશે તે માટે કોઇને હવે સંશય રહ્યો નહિ. પરંતુ આ કાર્ય સિદ્ધ થવા જેટલો સમય અપેક્ષા કરવી જોઇએ તેટલો સમય સન્યાસીનો નશ્વર દેહ ધરાધામમા રહ્યો નહિ. તેના ચાલ્યા જવાથી સમગ્ર યુરોપ હાહાકાર કરી ઉઠ્યુ. પુણ્યાશ્રમના સાગર, હેન્રીના અસાધારણ આત્મત્યાગના સ્મૃતિચિહ્ન સ્વરૂપ એક અત્યુત્તમ જયસ્તંભ ઉભો કરવામાં આવ્યો. મહાસાગરના સન્માનનું આજે પણ રક્ષણ કરતો તે ઉભો છે.



## પ્રકરણ સાતમું.

---

### ઉત્તમ આશા.

*So strangely were right and wrong compounded by these pioneers of so called Christianity, that the fifth part of the proceeds of the sale of human beings was granted to the Grand Master of the Order of Christ—Portuguese Discoveries*

રાજકુમાર હેનરીના સમયનો ગોમેઝ ઇયાનેઝ ડિ અઝુરારા, એક સુનિપુણ ઇતિહાસ લેખક તરીકે જાણીતો થઇ ગયો છે, તે હેનરીના ગુણે મુગ્ધ સ્વદેશભક્ત ખ્રિસ્તિ હતો તે પોતાના ગ્રંથોમા તે યુગનો સવિસ્તર રહસ્યપુર્ણ વિસ્તાર લેખ લખી ગયો છે તેમા ખાસ હેનરી માટે ઘણુ લખ્યુ છે.

ખ્રિસ્તિ ધર્માચાર્ય પોપે હેનરીના આ ધર્મપરાયણ દેશભક્તિ અને મુસલમાનના વિજયે અભિનંદન તરીકે હેનરીને, આફ્રિકા અને તેના પૂર્વ વિભાગના સર્વ દેશોનું આધિપત્ય પ્રદાન કર્યું. મુસલમાન બાદશાહો પોતાના સેનાપતિ અગર અમાત્ય વર્ગ ઉપર પ્રસન્ન થઇ,

તેઓને પૃથ્વીનો કોઇપણ ભાગ દાન કરી દેતા. પછી ભલે તે પોતાના અધિકારમા હોય કે ન હોય! તોપણ તે દાનમા વાપો ન આવતો. ભારતવર્ષ જય ક્ર્યા પહેલા કુતબુદ્દિનને " ભારત સમ્રાટ " ની ઉપાધિ પ્રાપ્ત થઇ હતી બંગાલામા આવ્યા પહેલા બખત્યાર ખીલજીને "સનન્દ" મળી હતી, અત્યારે ઇંગ્રેજ સેનાપતિને કદહાગ જે હાલ સ્વતંત્ર છે છતા તેના અધિપતિની ઉપાધિ આપવામા આવે છે. તેમ તે જમાનામા હેનરી સમગ્ર પશ્ચિમ ગજપનો અધિપતિ થયો હતો પોર્ટુગાલના અધિવાસીઓ જાણે ખરેખર તે આધિપત્ય પોર્ટુગાલે મેળવ્યુ જ હોય, તે પ્રમાણે તેમની ધન માટે લાલસા પ્રબળ થઇ ગઇ ધન કોઇપણ ઉપાયે મેળવના દેશો લુટના તેઓ બહાર પડયા હતા. તે વખને ખ્રિસ્તિઓ તેને અધર્મ માનના નહિ આ ખ્રિસ્તિ સમાજે શુ શુ કર્યુ હતુ ? તે માટે કોઇ ત્રીજી પ્રજાનુ સાહિત્ય સ્વતંત્ર લખાયુ હોત તો તેમા જરૂર કાંઇક મળી આવત અને તે મુસનમાન વિપ્લવ માટે લખાયેલા કાળા ચિત્રો સાથે મેળવના ક્યા વિપ્લવમા કઇ પ્રજા સગ્માઇ મેળવત ? તે અત્યારે તો સાધન અભાવે અજાણમાજ રહી જાય છે.

આફ્રિકાના પશ્ચિમ કિનારાની શોધ પછી પોર્ટુગાલના ધર્મોન્મત્ત નાવીકોનો અર્થોન્માદ વધી પડયો તેઓને વ્યાપારવણજ ન થતા, તે દેશના ખેડુતો અને મજુર લોકોને જ્યા મળે ત્યા પકડી ગુલામ તરીકે વેચવા માંડયા. આ પ્રમાણે પ્રથમ ગુનાહિ વ્યાપારની શરૂઆત થઇ આ વ્યાપારના નફાનો ભાગ કહેવાય છે કે હેનરીને મળતો તે વખતના લેખકોએ હેનરીનો પક્ષ કરતા લખ્યુ છે કે આ કામમા કોઇ પાપ નહોતું કારણ કે ગુલામોને ખ્રિસ્તિ ધર્મના આશરામા લાવવામા

આવતા અને પવિત્ર બનાવવામાં આવતા આ પવિત્રતાના લાભની તુલનામાં સ્વાધિનતાની ક્ષતિ કાંઇ વીસાતમાં નથી, એમ તેઓ સમજતે કે આજે પણ આવા તર્કો અવમાન પામ્યા નથી અપહરણ એ ચોરીની વ્યાખ્યા દાન રૂપે થતી આ પ્રમાણે લેખક વર્ગે પોર્ટુગાલના તે પાપો ઉપર ઢાંક ચડાવ્યો છે આગળ જતા ભારતવર્ષમાં બીજી ફિરંગી વ્યાપારીઓએ દાનમાહાત્મ્યની ઉજ્જવલના ગાયામાં તરી ગણી નહોતી.

હિન્દુ અને મુસલમાનમાં 'ગુનામિ યવમાય'' જુના વખતમાં નવીન હતો પરંતુ તેઓએ તે પાપકર્મને શસ્ત્રોના આડંબરથી ઢોંગ ચલાવી ધર્મને બહાને લૂંટફાટ કરી નથી ખ્રિસ્તિસમાજ આ ધંધાને ધર્મયુક્ત ગણી, અપેયાજનમાં મચ્યા રહ્યા હતા. અલ્પ દિવસમાં જ તે ફળ ફૂલવું શરૂ થયું ગુલામોના હાથમાં સર્વસ્વ સોંપી પોર્ટુગીઝો નિશ્ચિન્ત ફરવા બહાર પડ્યા, અર્થાત્ ખુમા મચી ગયા ધર્મો માટ માથે અધોગમાં મળી ગયો આવી રીતે આવા કાર્યને ધર્માનુમોદિત ગણનાં તેઓએ પોતાના ધર્મના પુણ્ય શિખર ઉપરથી અધપતન ચાર કરું હતું સંજોગની વાનસા જનસમાજમાં વધી પડી, અને સદી પહેલા જે પ્રજાએ આત્મત્યાગ માટે ગૌરવ પ્રાપ્ત કર્યું હતું તે જેન નેતામાં ભોગવિલાસમાં પડી જલે સ્થળે નાશમ જેવા થઇ ફરવા માંડ્યા.

આ સમયે હેન્રીના નુશિક્ષિત નાવિકો સમસ્ત યુરોપમાં પારંગત ગણાતા. તેમાના એક પ્રધાન પુરુષની કન્યાને પરણી સ્વનામખ્યાત કે જેમણે નૌવિદ્યાલયમાં અભ્યાસ કરી મદદ પદિ મેળવી તેને પશ્ચિમ સમુ પથે ભારતવર્ષ જવા અને જલમાર્ગ નિર્ણય કરવા

ભારે ઉત્કંઠા થઇ. તેને લાગ્યું કે પશ્ચિમ સમુદ્રની પેલીપાર ભારત વર્ષ છે, પણ તે જનસમાજ પાસે ગાંડો ગણાયો કોલમ્બસનો પુત્ર ફાર્ડિનાન્ડ લખી ગયો છે કે-પાર્ટુગાલથી રવાના થતી વખતે તેના પિતાના મનમા આ સંકલ્પ પેદા થયો હતો.*

માર્કોપોલો સ્થલપંથે પુર્વ તરફ ચીન આની સમુદ્રતીર સુધી જઇ આવ્યો, પોર્ટુગાલ આગળ સ્થળ ભાગનો છેડો અને પૂર્વે ચીન કાંઠો મહાસાગરનો આરંભ લક્ષી, કોલબસે કલ્પ્યુ કે, સિધા પશ્ચિમ તરફ જતા પૂર્વ દેશોનો કીનારો આવવો જોઇયે તે તેને માટે દ્રઢ સંકલ્પ કરી પોર્ટુગાલના અધિશ્વર પાસે ગયો દ્વિતિય જેમ્સ નામનો નરપતિ તે વખતે પોર્ટુગાલનુ સિહાસન શોભાવતો હતો, તેનો અમાત્ય વર્ગ દીર્ઘસુત્રી અને લહેરી હતો. તેઓએ કોલમ્બસની કલ્પના વિજ્ઞાનથી વેગળી કહી તેને કાઢી મૂકયો સ્વય રાજા તો કંઇપણ બોલ્યાજ નહિ. તેઓ તો આફ્રિકાના માર્ગે ભારતવર્ષ જઇ ઉતરવાના મોટા વિચારોમા હતા, એટલે બીજા કોઇ પણ રસ્તા માટેની માથાફોડ માટે તસ્દી લેવા તૈયાર નહોતા. આમને આમ આ વખતે વિચારમાજ કાલક્ષેપ થયો. પશ્ચિમ તરફ સિધા આગળ વધવા સભવ છે કે કેમ તેની તપાસ ખાનગી રીતે ચાલવા માડી, પણ મોટા તોફાનો સહન ન થવાથી નાવિકો પોર્ટુગાલ પાછા ફર્યા કોલમ્બસ પોર્ટુગાલના રાજ્યે કાંઇ જવાબ ન આપવાથી સ્પેનના રાજ્યમા ગયો ૧૪૯૨ ની

---

* *It was in Portugal that the admiral began to surmise that if the Portuguese sailed so far south, one might also sailed westwards, and find land in that direction.*

સાલમાં સ્પેન રાજ્યના પ્રતિનિધિ રૂપે કોલંબસે અમેરિકા શોધી કાઢ્યો. તે તે સમયે તો ભારતવર્ષ તરીકેજ ઓળખવામાં આવ્યો. આથી પોર્ટુગાલની પ્રજા ખળભળી ઉઠી અને હવે આફ્રિકા ફરી ભારતવર્ષ ઉતરી પડવા જલ માર્ગ જો તુરતાતુરત શોધવામાં નહિ આવે તો ભારત વાણિજ્ય સ્પેન રાજ્યના હાથમાં જશે, તેવો પ્રજાનો ભય મજબુત થયો

આફ્રિકાના કોઇએક અજાણ્યા પ્રદેશમાં "પ્રેષ્ટર" નામનો એક પ્રખ્યાત ખ્રિસ્તિ રાજા છે, તેની વાત યુરોપમા પ્રચલીત હતી. હેનરીએ તેને શોધી કાઢવા ઘણા પ્રયત્નો કર્યા હતા, અને તે પ્રયત્ન સફળ થવા પહેલા તે આ દુનીયા છોડી ગયો. પોર્ટુગાલ આ વાત ભુલી ગયું ન હોતું. પોર્ટુગાલનો રાજા આ તપાસ માટે સહાય કરવા તત્પર હતો આ પ્રમાણે જળ અને સ્થલ બેઉ માર્ગે, ભારતવર્ષ પહોચવાની મહત્વાકાંક્ષાનું હેનરી બીજ રોપણ કરી ગયો હતો. હેનરી પોતાની જન્મભૂમિ માટે કલ્યાણ સાધન કરી ગયો હતો. પોતે તે સર્વ જોઇ શકયો નહિ પરંતુ જલમાર્ગનો રસ્તો ભારતવર્ષ માટે તૈયાર કરનાર તો તેજ હતો. ઇ. સન ૧૪૮૬ ના ઑગષ્ટ માસમા બારથોલુમ ડાયા નામન નાવિક વિરને દક્ષિણસમુદ્ર પથે મોકલવામા આવ્યો. મિસર દેશને રસ્તે તપાસ કરવા માટે કોબિલહાસ અને પયભા નામના બે જણા સ્થલ પર્યટણ કરવા બહાર પડયા.

તેઓ દક્ષિણ તરફ મુસાફરી કરી એડન બંદરે પહોચ્યા, ત્યાથી કોબિલહાસ આરબીય વહાણમા બેસી ભારતવર્ષ તરફ ગયો અને તેનો સાથી રાજા પ્રેષ્ટરને આબિસિરિયા તરફ શોધવા ગયો.

કોબિલહાસ ભારતવર્ષના પશ્ચિમ કિનારાના સર્વ બંદરે ગયો અને ત્યાથી આફ્રિકાના પૂર્વ કિનારે સોફાયા બંદર ઉતર્યો. સોફાયા થઇ

માડાગાસ્કર ટાપુ ઓળંગી ભારતવર્ષ આવવાનો સુપરિચિત સમુદ્રપંથ આ પ્રમાણે કોબિલહાસે પ્રત્યક્ષ નક્કી કર્યો. તેને લાગ્યું કે આફ્રિકાની દક્ષિણસીમા ફરી સોફાલા આવતા જે વિલંબ લાગે, તેજ વિલંબ બાકીનો ભારતવર્ષનો માર્ગ તો સરળ છે. આ સુસમાચાર સાથે કોબિલહાસ સ્વદેશ પાછો ફરતા મિસર આવ્યો, ત્યા તેને તેના સુહૃદયરના મૃત્યુસમાચાર મળ્યા. તેથી તેનું મન ખાટું થઇ જતા, સ્વદેશ ન ફરતા તેણે સર્વે સમાચાર સવિસ્તિર લખી સ્વદેશ મોકલી આપ્યા અને પોતે આબિસિનિયા તરફ જવા ફરી પૂર્વનો માર્ગ લીધો. કોબિલહાસ આબિસિનિયા જઇ પરણ્યો અને ત્યાજ તેણે પોતાની જીંદગી પુરી કરી. જો તે યુરોપ આવ્યો હોત તો તેજ આ માર્ગ શોધનાર તરીકે ખ્યાતિ પામત. કોબિલહાસની ભ્રમણ કહાણી યુરોપ પહોચી તે પહેલાજ નાવિક વિર ડાયા સ્વદેશે પાછો ફર્યો હતો. તે હિમત કરી આફ્રિકાની દક્ષિણ સીમા સલગ્ન સમુદ્ર પથે ગયો, પણ ત્યા જબરૂં તોફાન હતું જેમા તેના પવનના સપાટે બહુ દુર નીકળી ગયા. તોફાન શમી જતા તેઓને લાગ્યુ કે આફ્રિકાનો દક્ષિણ કિનારો વટાવી તેઓ ભારતસાગરમા આવ્યા છે તેઓના આનદની અવધિ ન હોતી. પરંતુ તે આનંદ નિરાનન્દમા ફેરવાઇ ગયો નાવિકો કંપી ઉઠયા અજ્ઞાત સમુદ્રમાર્ગે આટલા આગળ વધી તોફાનના ઝપાટા સહન કરતા કરતા તેઓ કોઇ અન્ય દિશામા ખેંચાવા માડયા છીયે તેમ લાગતા નાવિકો પોતાના સ્વદેશે પાછા ફરવા વ્યાકુળ બની ગયા. આ પ્રમાણે ભારતવર્ષ ઉતરવાની આશાને તિલાજલી આપી ડાયા પાછો ફર્યો દક્ષિણ આફ્રિકાની સીમાએ તોફાન નડવાથી તેણે તેનુ નામ તોફાની ટાપુ પાડયું હતું. આ સમસ્ત વૃત્તાત

સાબળી પોર્ટુગાલના રાજાએ તેને ભારત વાણિજ્ય પ થનુ દ્વાર કહિ "ઉત્તમ આશા અન્તરીપ' નામ આપ્યુ જે આજે "કેપ ઓફ ગુડ હોપ" કહેવાય છે.

કોબિનદાસની ભ્રમણ કહાણી પ્રચાર પામતા, જનસમાજ જય ધ્વનિ કરી ઉઠ્યો. ભારતવર્ષ જવા માટેનો માર્ગ હવે ખરેખર સુગમ છે, તે માટે કોઇને ગ ચમાત્ર સશય ન રહ્યો કોબિનદાસનુ વૃત્તાત જે પડેલુ બહાર પડયુ તેમા જણાવવામા આ વ્યુ હતું જે-જે સર્વે વહાણો સુવર્ણ પ્રદેશે પ્રેરવામા આવે, તેઓએ આફ્રિકાની દક્ષિણ સીમા અતિક્રમ કરી મોઝાંબા બદરે આવવુ અને તે બદરે પહોચ્યા એટલે ભારતવર્ષ માટે ધોરીમાર્ગ તૈયારજ છે

રાજકુમાર હેનરીનો અસાધારણ આત્મત્યાગ આજે સફળ થયો સાહસિક નાવિકવર્ગની હારેલી બાજી હાથ આવી એશિયાનુ ભાગ્ય પાદક આજે ફર્યુ અને આ કારણે મજ્જરદ્વિપ યુરોપ અને એશિયાના ઇતિહાસમા સમભાવે "ઉત્તમ આશા અતરીપ' નામે ચિરસ્મરણીય થયો છે



# પ્રકરણ ૮ મું.

## ભારતયાત્રા અને એશિયાનું ભાગ્યચક્ર.

*· The epic of Vasco Da Gama is an allegory of his nation's story in the East—Sir W. Hunter*

ભાગ્ન વાણિજ્ય માટેનો જનમાર્ગ નિર્મિત થનામા પોર્ટુગાલનો અધિશ્વર ભારતયાત્રાનું આ યોજન કરવા અનસર મેળવી શકયો નહિ તેને ભયંકર વ્યાધિ લાગુ પડયો હતો જેમા રોગ અને દુખમા સબડતો તે પરલોકને પામ્યો.

સુભાગી ઇમાન્યુએલ ગાદી ઉપર આવતાજ ભારતયાત્રા માટે નૈયારીઓમા પ્રવૃત્ત થયો. પણ આવો સુદીર્ઘમાર્ગ જલમાર્ગે જવા જનસમાજ કોઇ પણ રીતે તૈયાર નહોતી કોઇની હિંમત ચાલતી નહોતી. જનસમાજને સમજાવવી તે તો કોઇ મહાપુરૂષજ કરી શકે. તેમની સન્મુખ અગ્રેસર થઇ ઉત્સાહ આપવો તે શ્રદ્ધા અને પ્રતિભાયુક્ત મહાપુરૂષથીજ બની શકે. રાજકુમાર હેનરી પોર્ટુગાલને સ્વદેશની ક્ષુદ્ર સીમા ઓળંગી વિદેશ ઉપર ગૌરવ મેળવવા પુન પુન આવાહન કરી ગયો હતો પરંતુ રાજા ઇમાન્યુએલ પ્રજાની

સંમતિ મેળવી શક્યો નહિ. ક્યાં ભારતવર્ષ અને ક્યાં પોર્ટુગાલ ? ભારતયાત્રાજ સમગ્ર પશ્ચાત્ય જાતિનું વિવિધ સમુન્નતિનું પ્રધાન કારણ ભવિષ્યના ઇતિહાસમાં ચિરસ્મરણીય થશે, એમ પોર્ટુગાલની અશિક્ષિત પ્રજાને વિશ્વાસજ નહોતો કે ખ્યાલ પણ નહોતો. તેઓને ઉલટી ઇમાન્યુએલના આ ગાંડપણાની ખીજ પેદા થઇ. ઇમાન્યુએલના રાજ્યનું પહેલું વર્ષ આ પ્રમાણે ચાલ્યું ગયું.

આફ્રિકા ઓળંગી ભારત વાણિજ્ય માટે જલપથે જવાનો એક માત્ર પોર્ટુગાલનેજ પોપ તરફથી અખત્યાર મળ્યો હતો, તેથી પોપના શાસન બહાર જઇ ભારતવર્ષ તરફ જવાની કોઇ ખ્રિસ્તિ સમાજ માટે સંભાવના નહોતી. તેઓ આટલાન્ટિક મહાસાગરની બીજી દીશાએ માર્ગ શોધવા તૈયાર થયા. કોલમ્બસની સુચના મુજબ ઇંગ્લંડે તે માર્ગે ભારતયાત્રા માટે તૈયારી કરી. ૧૪૯૧ ના મે મહિનામાં અદાર નાવિક ઇંગ્લંડના ઇતિહાસ વિખ્યાત નાવિક જાન કાબાટ એ માર્ગે ભારતવર્ષ જવા રવાના થયો. તે પશ્ચિમ તરફ ગયો ત્યાં તેણે ન્યુફાઉન્ડલેન્ડ નામની ભૂમી શોધી કાઢી પણ ત્યાંથી આગળ ભારતવર્ષ સુધી તે પહોંચી શક્યો નહિ.

આધુનિક ઇતિહાસ લેખકો પોર્ટુગાલની જનસમાજનેજ ભારત યાત્રાના પ્રધાન ઉત્તર-સાધક તરીકે વર્ણવે છે. પોર્ટુગાલનું મહાકાવ્ય " લુસિયાદ " વાંચતાં તેના ઉપર આસ્થા રાખી શકાતી નથી. " લુસિયાદ " કાવ્ય હોવા છતાં તે સમયના જનસમાજની ચિત્તવૃત્તિથી વેગળુંજ લખેલું દેખાય છે. એમ નહી થાય છે કે પોર્ટુગાલની પ્રજાએ રાજાને દાદ આપીજ નહિ. આટલું છતાં ઇમાન્યુએલ અવિચલિત હૃદયે તેના સંકલ્પમાં આગળ વધ્યો હતો. તેના હુકમથી " સાન

ગાબ્રિયેલ અને "સાન્ રાફેલ" નામનાં બે વહાણો ભારતયાત્રા માટે તૈયાર થયાં. આજના હિસાબે તેઓ ક્ષુદ્ર હતાં પણ તે વખતે તો તે મોટાં મોટાં ગણાતાં. તેની સાથે દ્રવ્ય અને ભંડાર ઉપાડવા બીજાં બે નાનાં વહાણો સાથે મોકલવામાં આવ્યાં.

૧૪૯૭ ઇ૦ સ૦ નો જુલાઇ તા. ૯ અને શનીવાર યુરોપના ઇતિહાસમા એક યાદગાર દિવસ હતો. આ દિવસે ટેગસ્ નદીના કિનારા ઉપર અપૂર્વ શોભા કરવામાં આવી હતી. જનસમાજના એક મોટા જનસમુહ સન્મુખ રાજઆજ્ઞા સંભળાવવામાં આવી. સ્વદેશ ભૂમિના કિનારાને ચુંબન કરી વાસ્કો ડા ગામા ૧૮૦ માણસો લઇ ભારતયાત્રાએ નીકળ્યો.

ધર્મોન્મત્ત અશાન્ત વીરપુરૂષના ઉચ્છૃંખલ હૃદય વેગે અધીર છતાં, વાસ્કો ડા ગામાએ ગદ્ગદ્ હૃદયે વિશ્વવિધાતાની કૃપા યાચનામાં રાત્રિ વીતાડી. રાજકુમાર હેનરી ટેગસ્ તીરે જે ધર્મ મંદિરો નિર્માણ કરી, નાગરીકજનોને અજ્ઞાન સમુદ્ર યાત્રા માટે ઉત્સાહદાન કરતો, તે પવિત્ર મંદિરોના ઘંટાનાદે જલ સ્થલ આજે આનંદમાં ગુંજી ઉઠયું હતું.

જેઓ આ પ્રમાણે ભારતયાત્રા માટે બહાર પડયા હતા તેઓને પ્રથમથી તે માર્ગની ખબરજ હતી. તેઓ જાણતા હતા કે આફ્રિકાના પશ્ચિમ કિનારે દક્ષિણ ભાગે જતાં સ્થલ ભાગની સીમા આવી જાય છે. અને એ દક્ષિણ સીમાનો છેડો "કેપ ઓફ ગુડ હોપ" નામે જાણીતો હતો. આ ટાપુ ઓળંગી જતા પૂર્વ દિશામા ભારત મહાસાગર આવે છે, ત્યાંથી આફ્રિકાના પૂર્વ કિનારાના કોઇ પણ

અંદરે પહોંચ્યાથી પૂર્વ વાણીજ્યનો ચિરપરિચિત વ્યવહાર માર્ગ મળી આવે છે: કોલમ્બસ સન્મુખ આ પ્રમાણે માર્ગ નિર્ણય તૈયારજ હતો. પોર્ટુગાલમાં તેની આ જલયાત્રા ચિરયાત્રાજ માની લઇ અશિક્ષિત જનસમાજનું હૃદય કંપીજ ઉઠ્યું હતું. આટલો મહાસાગર ઓળંગી વળી તે રસ્તે ભારતવર્ષ વાસ્કો-ડા-ગામા સલામત પહોંચે કે તે રસ્તે ભારતવર્ષ જવાશે તેમ કોઇને ભરોસોજ નહતો.

મોટા વાણિજ્ય સાધનોના અભાવે આફ્રિકાનો પશ્ચિમ કિનારો યુરોપને વધારે પરિચીત નહોતો. પૂર્વ તટે અધિકાંશ ઉત્તર કિનારાના માર્ગે ભારતવર્ષ જવાનો માર્ગ પરિચિત હતો. જાણવા પ્રમાણે જુના વખતથી તેજ માર્ગે મલબાર વગેરે ભારતવર્ષના સ્થળો સાથેનો વહેવાર થતો હતો. પૂર્વ ભારતવર્ષની ઉત્તરે પરસ્પર રાજ્ય, પશ્ચિમે અરબસ્તાન, મિસર અને આફ્રિકાનો પૂર્વ કીનારો આ સ્થળોને પરસ્પર વહેવાર જુનો અને જાણીતો હતો.

જેઓ ભારતવર્ષના પશ્ચિમ કિનારે વેપાર કરતા તેમાંના કેટલાક ત્યાં સ્થાયી થઇને પણ રહેતા હતા. બ્રિટિશ સત્તાની પૂર્વેજ કેટલાક વાહુદીઓ મલબાર જઇ વસ્યા હતા, સૂર્યપુજક પારસીઓ પણ અદ્યાપિ ભારતવર્ષમા વસે છે. આરબ અને મિસરના વ્યાપારીઓ પણ મલબાર સ્થાયી થયા હતા. આવી રીતે જુદા જુદા દેશની વસ્તી વ્યાપારાર્થે આવતી જતી હોવાને માટે પોતાનું ઘર વસાવી ત્યા લાંબા વખતથી વસવાટ કરી રહી હતી.

" વાસ્કો ડા ગામા " જ્યારે આફ્રિકા થઇ ભારતવર્ષ તરફ આગળ વધતો હતો ત્યારે એશિયાની અવસ્થા કેવી હતી તે તરફ જોઇએ—આ વખતે એશિયા [illegible] ખૂબમાં

આંધળી થઇ ગઇ હતી. આર્યાવર્તમાં પઠાણ રાજ્ય છત્રભંગ થઇ ગયું હતું. દિલ્લીશ્વર નામે સર્વે સમ્રાટ બની દિલ્લી આસપાસ ક્ષુદ્ર જન પદનાજ અધિશ્વર માત્ર બની રહ્યા હતા. બંગાળાના સ્વતંત્ર પઠાણો દિલ્લીની આધીનતા નાકબુલ કરતા હતા. દક્ષિણમાં હિન્દુ મુસલમાનના કોલાહલમાં જુની રાજ્યશક્તિ શિથિલ થઇ જતાં, જુદાં જુદાં નવાં રાજ્યો સ્વતંત્ર થઇ બેઠાં હતાં.

આ સર્વે રાષ્ટ્ર વિપ્લવથી ભારત વાણિજ્ય કાંઇ પણ હરકતને પામ્યો નહોતો. સ્થળ માર્ગના ફેરફારથી જલમાર્ગનો વ્યાપાર વધ્યો હતો. આ પ્રમાણે ખ્રિસ્તિ પંચદશ શતાબ્દિમાં સ્થલ માર્ગ કરતાં તે વધુ ઉન્નત સ્થિતિએ પહોચ્યો હતો. પરસ્યન ગલ્ફ અને રાતો સમુદ્ર ઓળંગી, મિસર અને આરબ દેશના વ્યાપારીઓ ટોળે-ટોળાં મલબાર કિનારે વ્યાપારાર્થે આવતા હતા. સમુદ્ર પંથે લુંટફાટની બીક નહોતી. એશિયાની પ્રજા ધર્મપરાયણપણે જ વેપાર કરતી હતી, અને ભારતવર્ષમાં પણ નિતિથી જ પોતાનો વેપાર કરતી હતી. આ પ્રમાણે ભારતવર્ષનો મલબાર કાઠો-જુદાજુદા દેશોના વ્યાપારીઓને આશ્રય રૂપે પ્રખ્યાત થયો હતો. ત્યાંના રાજા હિંદુ હોવા છતાં દરેક ધર્માવલંબી તરફ સમભાવથી અને સાદરથી વર્તતા. જનસમાજ અને પરદેશીઓ પણ નીતિવાન રાજાની છાયામાં નિર્-ઉદ્વેગે કાળ ગમન કરતા હતા.* ડુંગરોની હાર કિલ્લા રૂપે બની

* *Dr. Hunter states that at the times the Malbar Chiefs were tolerant of the religions of the many nations who traded at* [illegible]

*Notes.*

-મધ્ય દેશના સમર કલહથી મલબાર કિનારાનું રક્ષણ કરતી હતં
વાસ્કોડા ગામા શાન્ત સુશીલ યુરોપીય વેપારી પ્રમાણે ભ
વર્ષ આવ્યો નહોતો.+ તેની ધર્મનીતિ એશિયાની ધર્મનીતિ ક
જુદી હતી. સમગ્ર ભારત વર્ષ તેનું રાજ્ય–તે તે દેશના રા
પણ રાજા નીમાયો હતો. તે અજ્ઞાનાન્ધે નરનારીનો કુર મુક્તિ
દાતા બન્યો હતો. એક સામટા આટલા અધિકારો મેળવી
ફિરંગી વણિક ભારતવર્ષ જવા નીકળ્યો હતો.

મુસલમાનને બાહુબળે પરાજિત કરવા તે તો તે સમયે ખ્રિ
વીર પુરૂષનું પ્રધાન કાર્ય ગણાયું હતું. સુયોગ મળતા તરવા
બળથી ધર્મ પ્રચાર કરવો તે જ માત્ર તેઓનું પ્રધાન લક્ષ્ય
જે દેશમા જે નીતિ હોય જે સંસ્કાર હોય, તેને જળમુળથી ઉ
નાખી, નવો ધર્મ અને નવી નીતિ સ્થાપવી, તે તેઓનું પુણ્ય
તરીકે પ્રતિપાદિત થયું હતું.

જેઓ આ પ્રમાણે તરવારના બળથી ધર્મ પ્રચારમા મશ
હતા, તેઓ ભુતકાળમા મુસલમાનના સ્કંધે કલંક ચડાવી પોત
સાધુ પુરૂષ તરીકે ઓળખાવવા નીકળ્યા હતા પરંતુ નિરપેક્ષ સ
નિષ્ઠ ઇતિહાસ લેખકો ખ્રિસ્તિ ધર્મનો, લોહી તરસ્યા વરૂએ
ઇતિહાસ ક્યાય પણ લખી ગયા નથી. મુસલમાન અભ્યુદયનો ઇ
હાસ લખનારા સર્વ યુરોપના લેખકો છે. જેણે મુસલમાન વિરુ
ઘણો અતિશયોક્તિ ભર્યો અને પક્ષપાતની નજરે લખ્યો છે.

---

+ *The Riaz account would however shew th the provocation came from the side of Portugue who came with a crusading spirit-Ibid.*

વાંચતાં વાંચકને એકતરફી વિચારો અને દલીલોથી ઘણુંજ પેદા થાય છે. પરંતુ આ સફેદ સાધુઓનો કોઇ તટસ્થ લેખકે ઇતિહાસ બનાવ્યો હોત, તો આજની સભ્ય સમાજને ઉક્ત કાર્યોની કાંઇક તુલનાનો સુયોગ પ્રાપ્ત થાત.

વાસ્કોડા ગામા સાથે કઇ શ્રેણીના માણસો આ વખતે ભારતવર્ષ આવતા હતા, તેનું કાંઇક પ્રમાણ મળી આવે છે. તેમાંનાં માણસો, રાજ્ય દંડથી ડામીચ થયેલા, જનસમાજમાં લાંછિત, કુકર્મ પરાયણ કહેવાઇ, સ્વદેશમાં સર્વત્ર ધિક્કારને પાત્ર થયા હતા, ચરિત્ર હીનતાથી પશુ જેવી જીંદગી ગુજારતા હતા. આવા નામ ગોત્રહીન નરરાક્ષસોની જ આ દલમાં ભરતી થઇ હતી.* જેને દુનિયા સાથે કાંઇ લેવાદેવાજ નહતું, ધર્મને નામે અધર્માચરણ કરતાં જેના હૃદયમાં કાંઇ જ થતું નહતું, એક માત્ર જેને લાલ લોહી જ રક્ત નેત્રે ભાવતું હતું, આવા ચરિત્રહીન રાક્ષસો સિવાય તે વખતે અનંન્ત જલ રાશીમાં હોમાવા કોણ આવે? આવા માણસોને સર્વ કામ સહેલું જ હતું. આ પણ એક મજકુર સફળતાનુ કારણ હતું.

---

* *At the time of embarkation at Lisbon selection was impossible, every one was enrolled who wished to go, Vagrants, Jail birds, debtors, criminals of every description, wretches, incapable by immorality and loss of character of obtaining employment at home,–whom Portugal was glad to banish to save the honor of their families—Portuguese Discoveries by Rev. Alex. J. D. D. Orsey.*

' આવા નરાધમોથી ફિરંગિ વણિક જે દિવસે વાણિજ્ય માત્ર માટે 'બહાર' નીકળ્યો, ત્યારે યુરોપે તેની સાથે વાણિજ્યાર્થે કાંઇ વસ્તુઓ મોકલી નહિ. બકે તે વખતે ભારતવર્ષ જઇ વેચવા જેવું યુરોપ કાંઇ ઉત્પન્ન કરતું ન હોતું તોપણ જનસમાજનો ભાવ અને આસ્થા આ સંધ સંપાદન કરે તેવો સુલક્ષણો નહોતો. તે દિને યુરોપ ભારતવર્ષનો માલ ખરીદનાર જ હતો, અને સુયોગ મળે તો લુંટારા પણ બની જાય તેમ હતા. તે વખતે તો મારે તેની જ તલવાર હતી.

વારકોડા ગામાએ જેઓની સાથે સમુદ્ર યાત્રા કરી, તેઓ ખલાસી સૈનિક, કર્મચારી, વેપારી સર્વ કોઇ સાથેજ હતા. તેનો ભાઇ પણ એક વહાણ લઇ તેની સાથેજ આવ્યો હતો. તેઓ જ્યારે આફ્રિકાના પશ્ચિમ કિનારાને નાકે " કેપ ઓફ ગુડ હોપ " આવ્યા, તે દિવસે તેઓએ પોર્ટુગલ વાવટો ચડાવી, જયધ્વનિ કરી, રણવાદ્યોની જયઘોષણા કરી.

ત્યારપછી ભારતવર્ષનો વાણિજ્ય પંથ પકડતા વાર લાગી નહિ. આફ્રિકાના પૂર્વ કાંઠે થોભી ઉત્તર તરફ થોડે દુર જતાં કાંઇક વનની દેખાણી. તારીખ ૨૬ મી એપ્રીલે ગામા આફ્રિકાનો કિનારો છોડી ભારતવર્ષ તરફ રવાના થયો આફ્રિકાના કિનારેથી જે ભોયો (પાઇલટ) સાથે લીધો હતો તેની સુચના મુજબ પૂર્વ તરફ વહાણને હંકાર્યું. તે વખતે વાણિજ્યના વહાણોને દોરવા, સમુદ્ર કાંઠે ધીવરો ભોંયાનો ધધો કરતા અને તેઓને રસ્તો બતાવવા ઠરાવેલા વેતનથી વહાણને દોરી જતા.

વાસ્કોડા ગામા જો ભોયો સાથે ન રાખે તો મલબાર તરફ જઇ શકે નહિ. તેઓ ઘણા હોશિયાર ભોયા રીકે વાણિજ્ય વર્ગમા જાણીતા હતા. તેઓના ધાર્યા પ્રમાણે ૨૩ દિવસ ચાલતા, વાસ્કોડા ગામાએ પૂર્વ દીશામા એક અપુર્વ મેઘ માળા જોઇ. ભોયે કહ્યુ કે મેઘમાલા રૂપે દેખાતો તે ભારત ભૂમીનો ઘાટગીરીનો, પશ્ચિમ ઘાટ, ડુંગર છે.

૧૪૯૧ ખ્રિષ્ટાબ્દે તા. ૨૦ મી મે ના યાદગર દિવસે ગામાનુ વહાણ કલિકટ સન્મુખ આવી પહોચ્યુ. ફિરંગી વાણિકની યાત્રા આ પ્રમાણે સરળ થઇ. પૂર્વ સમાજથી આજે પશ્ચિમ સમાજનો પહેલો પરિચય પડયો સમગ્ર યુરોપ માટે આજે અભ્યુદયના સુવર્ણદ્વાર ખુલ્યા, અને પૂર્વ ગજ્યના ઇતિહાસનો આજે નવો પડદો ઉપડયો.



## પ્રકરણ નવમું.



### કલિકટ.

*"Great is the country, rich in every style,*
*Of goods from China sent by sea to Nile"--Lusiad.*

ભારતવર્ષના અલૌકિક ઐશ્વર્યની વાતો તે વખતે યુરોપને કવિ કલ્પનાયુક્ત કવિતાથી મુગ્ધ કરી રહી હતી જેમા રચ માત્ર પણ અતીશયોક્તિ હોવી સંભવે છે, પણ તે એવી તો રસનાયુક્ત કહેવામા આવતી કે જનસમાજને ભારતવર્ષ સ્વર્ગથી પણ અધિક

ભાસતું હતું તે વખતે ભારતવર્ષ માટે જનશ્રુતીઓ પણ અનેક રીતે પ્રચલીત હતી, જનસાધારણ કથારૂપે તે સાંભળતી અને સોચતી તે વખતનો ભારતવર્ષની પ્રતિભાનો જનસમાજને કેવો ભાસ પડતો હતો તેની યોગ્ય પ્રતિતી આ કવિતા આપે છે.

તે જમાનામાં યુરોપની તુલનામાં ભારતવર્ષ ખરેખર સમધિક સમ્પન્ન રાજ્ય તો હતું જ. તે વખતે વિશ્વવિખ્યાત વાણિજ્ય શક્તિ પરિસ્ફુટ થઇ યુરોપને પરાક્રાન્ત થવા અવસર હજી પ્રાપ્ત થયો નહોતો. તે વખતે હુનર ઉદ્યોગ કૌશલે યુરોપને હજી પ્રભાવશાળી બનાવ્યું નહોતું તેમ જળે સ્થળે બાહુ પ્રસારી યુરોપ એશિયાના અંતરાત્માને કંપાવવા શક્તિવાન નહોતો બન્યો. આ યુરોપનું હજી જીવન પ્રભાત હતું. જે વખતે યુરોપના નરનારી વિસ્મિત નેત્રે ભારતવર્ષ તરફ દષ્ટિ કરી રહ્યા હતા, અને ભારતવર્ષ પ્રમાણેજ હુનર ઉદ્યોગમાં આગળ વધવા વ્યાકુળ થયું હતું.

સુદૂર મહાચીન સામ્રાજ્યમાંથી બહુ મુલ્યે ચીજો લાવી તે વેચી, યુરોપનો કષ્ટસંચીત ધન ભંડાર ખાલી કરી લઇ, ભારતવર્ષ ઐશ્વર્યવાન બન્યું છે, તે યુરોપના જનસમાજને જાણવામાં હતું. ભારતવર્ષ વિસ્મય પમાડે તેવી અપુર્વ લીલાભૂમિ યુરોપને લાગતી, અને તે ખરૂં જ હતું.

યુરોપના મુસાફરો જાતે ફરી ભારતવર્ષની સમૃદ્ધિ જોઈ ગયા છે. ભારતવર્ષનું જુનું સાહિત્ય અને શિલ્પનું હજી પશ્ચિમના અધ્યાપકો અધ્યયન કરે છે અને વિસ્મય પામે છે* તે અલૌકિક જ્ઞાનગૌરવ

---

* *If I were to look over the whole world to find out the country most richly endowed with all*

હજી કેટલું નવું નવું શિખવે છે ને વાત આજે સમાજથી અજાણી નથી.

ભારતવર્ષના સમુદ્ર કીનારાની જુની જનસમાજ જુના વખતથી જ સમુદ્ર માર્ગે આગળ જઇ નાના દિગ્દેશોથી વ્યાપાર કરતી, તે જુનાં સાહિત્યમાં હજીપણ પ્રમાણસહ જળવાઇ રહ્યું છે. સાહસિક નાવિકવર્ગની કુશળતાથી જ ઘણાખરા પરદેશે ભારત વાણિજ્યે પ્રબલ પ્રભાવ અને પ્રતિષ્ઠા મેળવી હતી. બીજી કોઇ પણ સમાજ હિંદના વ્યાપાર વણજમાં બરોબરી કરવા હિંમત કરી શકયું નહોતું. ઇસ્લામ માત્ર વેપારના લાભ અર્થે જ ભારતવર્ષમા આવ્યા હતા, તેના વાણિજ્યમાં પરસ્વાપહરણની પ્રવૃતિ કે ગંધ પણ નહોતી. જાતિ ધર્મનો દ્વેષ હજી ઉત્પન્ન થયો નહતો કે શાન્તિભંગ થઇ હોય. જેટલો બની શકે તેટલો વ્યાપાર કરવામા સૌ કોઇ નિરૂદ્વેગે અર્થોપાર્જન કરતું હતું. કોઇ પણ વિદેશીએ ધર્મ સબધે કાઇપણ ગડબડાટ મચાવ્યો જ

*the wealth, power and beauty that nature can bestow–in some parts, a very paradise on earth–I should point out to India.*

*If I were asked under what sky the human mind has most fully developed some of its choicest gifts, has most deeply pondered on the greatest problems of life, and has found solutions of some of them which will deserve the attention of even those who have studied Plato and Kant, I should point out to India—Max Muller.*

નહોતો. ધર્મ;એ પોતાની ખાનગી બાબત અને જાતમાનના તરીકે જ ગણાતો હતો.

યુરોપના આ પ્રથમ પ્રયાસમાં આ સદ્‌ભાવ વર્તમાન હતો. ભારત વાણિજ્યના અભિનવ જલપંથના પ્રયાસમાં પોર્ટુગાલથી નીકળતાં જ ગામાના હૃદયમાં આ આકાંક્ષા જાગતી હોવીજ જોઈએ. પરંતુ આ સદ્‌વિચારો આ સાધુ સંકલ્પ ભારત ભૂમિમાં પગ દેતાંજ ઉડી ગયા હતા. દુઃખમાં સારા સંકલ્પો ઉદ્‌ભવે છે. મનુષ્ય હૃદય અનેક સદાચારોના દૃઢ સંકલ્પો કરી જગતપતિની પાસે પોતાની કલ્યાણ કામનાની પ્રાર્થના કરે છે. પણ પગભર થતાં તે પરમાત્માને ભૂલી જાય, પોતાની શક્તિ ઉપરજ મદાર રાખી, સર્વ સંકલ્પોને છાપરે ચડાવી મૂકે છે. આફ્રિકાના પૂર્વ કિનારે ઉતરતા જ તે દેશમાં ઈસ્લામ આધિપત્ય જોઈ, ગામાનો ધર્માનુરાગ જળહળી ઉઠ્યો. જે જાતિના પ્રબળ બાહુબળે સ્થલવાણિજ્યથી યુરોપને હાથ ધોવા પડ્યા હતા, તેનું જલમાર્ગે પણ આટલો પ્રબળ પ્રતાપ જોઈ, તે ચુર્ણ કરવાના ઉપાયની ચિન્તા કરતો કરતો જ ભારતવર્ષ તરફ જતો હતો. કલિકટ બંદરે જઈ થોડા સમયમાં જ તેણે પોતાનો ગુપ્ત સંકલ્પ ખુલ્લી રીતે વર્તનમાં મૂક્યો હતો.

જુના વખતમાં ભારતવર્ષની દક્ષિણ ભૂમિમાં કેરલ નામનું એક સુસંપન્ન રાજ્ય હતુ. જુના ગ્રંથોમાં તેનો ઉલ્લેખ રામરાજ્ય પર્યંતથી મળી આવે છે. તે રાજ્ય ચાર ભાગમાં વહેંચાઈ ગયું હતું. અને તેના ચોથા ભાગ જેટલું આ પ્રદેશનું નામ મલબાર હતું, જે ભારતવર્ષના પશ્ચિમ કિનારે આવેલું હતું. જેની પશ્ચિમે અરેબીયન સાગર, પૂર્વ પશ્ચિમે ઘાટની હારમાળા, અને વચ્ચે તે આ મલબારની સંકીર્ણ

ભૂમિ આવી રહી હતી. કોઇ કોઇ જમીન બહુ નીચી હતી, અને કોઈ જગ્યાએ સમતલ હતી. આ સાકડો પ્રદેશ દુરથી જાણે ડુંગરની હાર સમુદ્ર કિનારે જ હોય અને મલબાર જાણે ડુંગરે આવી દરિયામા કેંકીજ દીધો હોય તેવો જ દેખાય છે.

આ સાકડા કાઠા પર સમુદ્ર કિનારે કેટલા બંદર હતા તેનું વિસ્તાર પૂર્વક વર્ણન મળી આવતુ નથી. માત્ર કલીકોટ તે વખતે જગત આખામા પ્રખ્યાત હતું.

જે સર્વ વહાણો પરસ્યા, અરબસ્તાન અને મિસર દેશે આવજાવ કરતા હતા તેઓ માર્ગમા મલબાર થોભતા, અને મલબાર કાંઠે પણ થોડો વ્યાપાર કરતા જતા. જે જે વહાણો દુર પૂર્વ દેશ અને દ્વિપો તરફથી વ્યાપારનો સીધો વહેવાર કરતા તેઓ પણ મલબારને કાંઠે કાંઠે થઇને જ નીકળતા. આ પ્રમાણે મલબાર માત્ર વાણિજ્ય વર્ગથી જાણીતો હતો.

વાણિજ્ય વિજયલક્ષ્મી મલબારમા સર્વ પ્રકારની વ્યાધિઓ રહીત આશ્રય, સર્વ જાતિ અને ભીન્ન ભીન્ન ધર્માવલબીઓને સમ ભાવે આપી રહી હતી. * જે યાહુદી, પરશ્યની અગર મીસર દેશના

---

* *Be it not hidden from the bright hearts of the bankers of the treasure of History and the appraisers of the Jewel of Chronicles, that the Jewish and Christian communities, before the advent of Islam, used to come to many ports of the Dakhin, like Malbar, for trading purpose by the sea-route, and after acquiring familiarity with the people of*

બદ્ર સંતાનો મલબારમાં આવી વસ્યા હતા તેઓ ભારતવાસી પ્રમાણે દરેક હક્ક પામી રાજકાર્યમાં ભાગ લઇ શકતા. આ પ્રમાણે આ કારણે મલબારનો ઇતિહાસ વાણિજ્ય પરાયણ યુરોપના બંદરોથી જુદા પ્રકારનો જ છે.

એ વખતે યુરોપ લડાઇની વાતો જ કરતું હતું. યુરોપનો શિલ્પ વાણિજ્યનો ઇતિહાસ તે હિંસાના વ્યવસાયમાં સમાઇ જતો હતો. નરહત્યાની વાત, પરસ્વાપહરણની કથા, આ સર્વે કેમ જાણે એક સયતાનની વાત રક્તના અક્ષરે અક્ષરે લખાણી હોય તેવી સાની સ્થિતી અને વાતાવરણ હતું જે દેશના ધર્માંધ નરનારીએ ધર્મને નામે અધર્મનો સંચય કર્યો છે, પુણ્યને નામે કેટલા અપવિત્ર આચારના અનુષ્ઠાનો કર્યા છે, નિરનર વિદ્વેષ વિષે લુબ્ધ રહી માનવ લલાટે કેવી દુર્ઉપમેય કલંકરેખા આકી ગયા છે, તે ઇતિહાસ વાચકથી અજાણ્યો નથી જ્યારે ભારત વાણિજ્ય ઇતિહાસ તેનાથી સંપુર્ણ ઉલટો જ હતો. ભારતમાં સત્ય નિષ્ઠાથી જ વ્યાપાર પ્રતિષ્ઠિત હતો શાન્તિ અને પ્રીતિ જ ભારત વાણિજ્યમાં જળહળતી હતી. નિખાલસ ભારત વાણિજ્ય શ્રી વૃદ્ધિ પામતો હતો. આ નમ્રતા 'અને આ ગુણે દુર્ભાગ્યક્રમે ભારત વાણિજ્ય શ્રી ભ્રષ્ટ થઇ ગયુ ફિરંગિ વણિક જ તેનું એક માત્ર મૂળ કારણ લુન-પ્રત્યેક ઇતિહાસ આ ઘટનાને મૂળ કારણ તરીકે ઓળખાવે છે.

---

*that country, they settled down in some of the towns, created housed with gardens, and in this manner dwelt there several years—Raiz-us-Salateen.*

કેરલ રાજ્ય ભારત વર્ષના બીજાં રાજ્યોથી જુદું પડતાં, તે માત્ર વાણિજ્ય વ્યાપારમાં જ પરિતૃપ્તિ મેળવતું હતું. તેના દુર્ભેદી ડુંગરની હાર ઓળંગી ભારતીય રાષ્ટ્ર વિપ્લવ સમુદ્ર કાંઠા સુધી આવતો નહોતો. દિલ્હીની ચડતી પડતી સાથે મલબારને કાંઇ સંપર્ક નહોતો. કલીકટમાં સદા વાણિજ્ય પ્રવૃત્તિ જ હતી. ત્યાં બીજી વાત કે બીજી ચિન્તાનો સમાજને વિચાર કરવા વખત જ નહોતો. આવક સાધારણ હતી છતાં કલિકોટ બંદર બૃહદ વિજય ગૌરવ લાભનું અધિકારી બન્યું હતું.

જેટલા સુધી એક કુકડાનો અવાજ સંભળાય તેટલી કલીકોટની સ્વાભાવિક પૌર–સીમા હતી.

કલીકોટના રાજાને સમુદ્ર ઉપરથી મુસલમાન રાજ્યો "સામરી" કહેતા. આ નામ સમુદ્રનું આધિપત્ય સુચવે છે, અને ત્યાર પછી ફિરંગિ વ્યાપારી ઉચ્ચારની વિકૃતીમા એટલે અપભ્રંષ "જામોરીન" નામે સંબોધતા. આ નામે ત્યાંના રાજા તે વખતે પ્રખ્યાત થયા હતા.

ફિરંગિ વણિકનુ વહાણ જ્યારે કલિકોટ આવ્યું ત્યારે તે દેશમાં અનેક નાની નાની જાતિઓ, અને નાના પ્રકારના ધર્મીજનો વસતા હતા. તેઓ કોણ, ક્યારે આવ્યા, કયો ધર્મ કેમ પ્રચાર પામ્યો ક્યારે પામ્યો તેને ચાલુ વ્યવસાય સાથે કાઇ સબંધ જ નહોતો. ખ્રિસ્તિ ધર્મ પણ લાંબા સમયથી મલબાર કાંઠે પ્રગતી પામ્યો હતો. રોમન સામ્રાજ્યના રાજદુતો પણ આંહિની વસતી થઇ ગયા હતા તેનાં પ્રમાણો પણ મળી આવે છે.

કલિકોટમાં બ્રાહ્મણોની સંખ્યા કાંઈ વિશેશ નહોતી. બ્રાહ્મણો ઘણા ખરા મંત્રી કાર્યમાં નિયુક્ત હતા. ક્ષત્રિઓ પણ કાંઇ વધારે

નહોતા. તેમ ક્ષત્રિઓ વગી પોતાની સમગ શિક્ષા ભૂલી જઇ વ્યાપારમા જોડાઇ વાણીયા બની ગયા હતા સર્વે વ્યાપાર કરતા, સર્વે વ્યાપારીઓ જ હતા, ધર્મે સર્વ એક હતા.

યાહુદીઓની વસતી કાઇક ઠીક પ્રમાણમા હતી અને જે હતા તેઓ યુરોપના ચાનુ વ્યવહારી સાગ વ્યાપારીઓ હતા આજે પણ સર્વે દેશમાં યાહુદી વ્યાપારીઓ સારો ભાગ લે છે જુના વખતમા તેઓ પૈસાદાર પ્રજા હતી ખ્રિસ્તિઓને યાહુદીઓ સાથે મેળ નહોતો. સાહુકારી અને શરાફી તેમના બાપની જ હતી અને પૈસા માટે કે ઉધાર માટે ખ્રિસ્તિઓને તેના આગળે તેમની પાસે જ ભીખ માગવા જવુ પડતું યુરોપની વાણિજ્ય ઉન્નતિ યાહુદીઓના જ પ્રભાવે થઇ હતી, મારણ કે સુઠીઆર તેઓ જ હતા તેમ એક વખતે પારસ્યોપ-સાગર માટે ભારત વાણિજ્ય માગ તેમના હાથમા હતો, તે વખતથી યાહુદીઓ મોટા પ્રમાણમા ભારતવર્ષમા વ્યાપારાર્થે આવી વસ્યા હતા

પારસીનો પણ આ પ્રમાણે ભારતવર્ષમા ઠરી ઠામ થઇ રહેવા માંડયા અને આજ સુધી દક્ષિણમા વિવિધ વાણિજ્ય કરી રહ્યા છે

ઇરાન, આરબ, મિસર વગેરે પશ્ચિમ દેશોમા જે જે નવા ધર્મોનો અભ્યુદય થયો તે બીજા દેશોમા પ્રચાર થયા પહેલા, ભારતવર્ષના કિનારે તેમનો પ્રચાર શરૂ થઈ ગયો હતો એ રીતે ખ્રિસ્તિ અને ઇસ્લામ ધર્મ પણ અલ્પ સમયમા જ પ્રચાર પામ્યા હતા *

* તે વખત ખ્રિસ્તિ સમાજને ભારતવર્ષ મા ખ્રિસ્તિ ધર્મ પ્રચલિત હોવાનુ જાણવામા હતુંજ, તેનો એક ગ્રંથમા ઉલ્લેખ મળી આવે છે કે "*In the Mallar country also where pepper grows*

મલબારમાં ખ્રિસ્તિ ધર્મ થવાનું મૂળ કારણ શું અને તે કેમ બંધબેસતો થયો તે માટે વાદાનુવાદનો અભાવ નથી. એ બાબતમાં દક્ષિણમાં જે જનશ્રુતિ પ્રચલિત છે, તેનો જ ઇતિહાસિક સત્ય તરીકે સ્વિકાર કરવો પડે છે. પ્રખ્યાત બિશપ હિરડ અને સર વિલિયમ હંટર તેની જુદી જુદી હકીકતો આપે છે, અને તેઓ પણ દક્ષિણના સમાજની જનશ્રુતિને જ સ્વિકારે છે. જો આ ખરૂંજ હોય તો ભારતીય તત્વથી ખ્રિસ્તિ ધર્મનો જુના સંપર્કનું મુળ રહસ્ય કાળક્રમે બહાર આવશે.

ઇસુખ્રિસ્તિ જર્દન નદી કિનારે દીક્ષા ગ્રહણ કરી હતી. દીક્ષા ગુરૂજન જરૂર ખ્રિસ્તિ તો નહોતો જ. તેના વેશના વર્ણન ઉપરથી તે "સ્વસ્તિકધારી" એટલે કાશાંગ વસ્ત્રધારી કોઇ સાધુ જ હોવો જોઇયે.

ઇસુખ્રિસ્તિના જન્મ દિવસે પૂર્વના સાધુપુરૂષો સુતિકાગ્રહમા તેના દર્શને ગયા હતા. આ હકીકત ખ્રિસ્તિ ધર્મ ગ્રંથોમાં મળી આવે છે. તે સમયે એશિયાખંડમાં જલેરથલે બૌધ સન્યાસીનું પર્યટન અને ધર્મ પ્રચારની સતત પ્રવૃતિ જોતાં, ઇશુખ્રિસ્તિનો દીક્ષાગુરૂ ભારતવર્ષી

---

*there is a Bishop."* નવમી સદીમા એક પાદરી ભારતવર્ષ આવ્યાનું પ્રમાણ પણ મળી આવે છે. *In the ninth century, an interesting episode connects England with India; for in 883 Alfred the Great sent Sighalm Bishop of Sherborne on a mission to the Shrine of St. Thomas near Madras,—Portuguese Discoveries.*

બૌધ પર્યટક હોવાનું સ્વિકારવા ઇચ્છા થાય છે. આ માટે જે પ્રમાણો મળી આવે છે તે ઐતિહાસિક હકીકતને બંધ બેસતાં નથી. તોપણ એમ ધારી શકાય છે કે, બે હજાર વર્ષ પૂર્વે ભારતીય બૌદ્ધ શ્રમણ સિવાય "સ્વસ્તિકધારી" સન્યાસી "બીજાકોઇ સાધુઓ આ દેશમાં હતાજ નહિ. ગમેતેમ હોય પણ ખ્રિસ્તિ ધર્મ એશિયામાથી ભારતવર્ષમાં પ્રથમ ઉતરી આવ્યો હતો જેનું પ્રમાણ ફિરંગિ વણિકના ઇતિહાસમાથી મળી આવે છે.

ખ્રિસ્તિ જનો જેને સમગ્ર માનવજાતિનો મુક્તિમંત્ર કહી ચારે-દિશામાં ધર્મ પ્રચારે બહાર પડયા હતા, ખ્રિસ્તિ ધર્મ પ્રવર્તક ઇશુ-ખ્રિસ્તિ તેને સ્વજાતિમા પ્રથમ પ્રચાર કરવા વ્યગ્ર થયા હતા. આ તેમની સ્વજાતિ પ્રીતિ ગણાય નહિ. તેમણે પોતાના શિષ્યોને કહ્યું કે પહેલા યાહુદીઓને અને ત્યાર પછી અન્ય નાગરિકજનોને નવા ધર્મ સુત્રો પઢાવવા. યાહુદીઓ ધર્માર્મનથી વંચિત, આડંબરમા ક્રિયાકાન્ડમાં ઉન્મત્ત હતા અને તેઓનેજ પહેલા ખ્રિસ્તિ ધર્મના સુત્રો સમજાવી ધર્મપરાયણ બનાવી, ઇશ્વરને ઓળખવા બનાવી લેવા ઇશુખ્રિસ્તનું સર્વ પ્રથમ લક્ષ્ય હતું. અને તે કારણેજ અકાળે દેહવિસર્જન કરવા તૈયાર થઇ ગયા હતા. ખ્રિસ્તિ ધર્મ પ્રચારકો અને ક્રાઇસ્ટના શિષ્યોમા આ પ્રવૃતિ પ્રબળ વેગમાં હતી આ પ્રમાણે ક્રાઇસ્ટનું જીવન જોતા, તેમને જગત માત્રને ધર્મોપદેશ આપવો એ ધ્યેય હતું. પણ કોઇ પણ પ્રકારે ધર્મ પ્રવર્તાવવો પછી ભલે બાહુબળનો ઉપયોગ કરવો પડે, તેવા ભાવ કે વિચાર માત્રને તેમના હૃદયમા સ્થાન જ નહોતું. જગતને પુણ્યપથે દોરી જવા, પાપ કર્મોથી દુર રાખવા, તેમનો પ્રયાસ એવો હેતુહીન હતો કે બીજાને મારવા

કેરતાં પોતે જ પોતાનો ભોગ આપ્યો હતો. આ શું બનાવે છે. આ રહસ્યનો ઉકેલ સહેલો છે પણ તેને વર્તનમાં લાવવું બહુ જ કઠણ છે. આ સૌમ્ય વિચારો થકીજ તેઓ જગતમાં ઇશ્વર તુલ્ય મનાયા છે. તેમના શિષ્યો મહાત્મા ક્રાઇસ્ટની આજ્ઞા અનુસારજ પ્રવૃતિમા મશગુલ હતા. × . .

ક્રાઇસ્ટના શિષ્ય થોમસ નામના સન્યાસી ભારત પ્રવાસી યાહુદીઓમાં ધર્મપ્રચાર કરવાના ઉદ્દેશે ભારતવર્ષ આવ્યા હતા. સેં૦ થોમસે અનેક સ્થળોએ ધર્મપ્રચાર કરી મદ્રાસ દેશના માલિયાપુર નામક સ્થાને પોતાનો દેહ છોડયો છે. * અને તેની સ્મૃતિ રક્ષણાર્થે અદ્યાપિ દર વર્ષે માલિયાપુરે મોટો મેળો ભરાય છે અને તે દક્ષિણ

× સેઇન્ટ થોમસે કેવી રીતે ભારતવર્ષમા ધર્મપ્રચાર કર્યો, તે સબંધે પાદરીઓના લખેલા ગ્રંથોમાં લખ્યું છે કે—*Love for his nation inflamed his zeal and faithful to the command of Jesus Christ, who had enjoined his apostles to proclaim the faith to the Jews before turning to the Gentiles, he (St. Thomas) repaired to the country which his compatriots had chosen for their system—Portuguese Discoveries.*

* *These numerous conversions excited the jealousy and hatred of the brahmins, to whom urged the populace to stone the holy Apostle,—Portuguese Discoveries.*

બૌધ પર્યટક હોવાનું સ્વિકારવા ઇચ્છા થાય છે આ માટે જે પ્રમાણો મળી આવે છે તે ઐતિહાસિક હકીકતને બંધ બેસતાં નથી તોપણ એમ ધારી શકાય છે કે, બે હજાર વર્ષ પૂર્વે ભારતીય બૌદ્ધ શ્રમણ સિવાય "સ્વસ્તિકધારી" સન્યાસી "બીજાકોઇ સાધુઓ આ દેશમા હતાજ નહિ ગમેતેમ હોય પણ ખ્રિસ્તિ ધર્મ એશિયામાથી ભારતવર્ષમા ક્યમ ઉતરી આવ્યો હતો જેનું પ્રમાણ ફિરંગિ વણિક્ના ઇતિહાસમાથી મળી આવે છે

ખ્રિસ્તિ જનો જેને સમગ્ર માનવજાતિનો મુક્તિમંત્ર કહી ચારે દિશામા ધર્મ પ્રચારે બહાર પડયા હતા, ખ્રિસ્તિ ધર્મ પ્રવર્તક ઇશુ ખ્રિસ્તિ તેને સ્વજાતિમા પ્રથમ પ્રચાર કરવા વ્યગ્ર થયા હતા આ તેમની સ્વજાતિ પ્રીતિ ગણાય નહિ તેમણે પોતાના શિષ્યોને કહ્યું કે પહેલા યાહુદીઓને અને ત્યાર પછી અન્ય નાગરિકજનોને નવા ધર્મ સુત્રો પઢાવવા યાહુદીઓ ધર્મામૃતથી વંચિત, બાહ્ય અરમા ક્રિયાકાન્ડમા ઉન્મત્ત હતા અને તેઓનેજ પહેલા ખ્રિસ્તિ ધર્મના સુત્રો સમજાવી ધર્મપરાયણ બનાવી, ઇશ્વરને ઓળખતા બનાવી લેવા ઇશુખ્રિસ્તનુ સર્વ પ્રથમ લક્ષ્ય હતું અને તે કારણેજ અકાળે દેહવિસર્જન કરવા તૈયાર થઇ ગયા હતા ખ્રિસ્તિ ધર્મ પ્રચારકો અને ક્રાઇસ્ટના શિષ્યોમા આ પ્રવૃતિ પ્રબળ વેગમા હતી આ પ્રમાણે ક્રાઇસ્ટનુ જીવન જોતા તેમને જગત માત્રને ધર્મોપદેશ આપવો એ ધ્યેય હતું પણ કોઇ પણ પ્રકારે ધર્મ પ્રવર્તાવવો પછી ભલે બાહુબળનો પ્રયોગ કરવો પડે, તેવા ભાવ કે વિચાર માત્રને તેમના હૃદયમા સ્થાન જ નહોતું જગતને પુણ્યપથે દોરી જવા, પાપ કર્મોથી દુર રાખવા, તેમનો પ્રયાસ એવો દ્રૃઢગ્રહીત હતો કે બીજાને મારવા

કરતાં પોતેજ પોતાનો ભોગ આપ્યો હતો. આ શું બતાવે છે. આ રહસ્યનો ઉકેલ સહેલો છે પણ તેને ઘર્તનમાં લાવવું બહુ જ કઠણ છે. આ સૌમ્ય વિચારો થકીજ તેઓ જગતમાં ઇશ્વર તુલ્ય બનાયા છે. તેમના શિષ્યો મહાત્મા ક્રાઇસ્ટની આજ્ઞા અનુસારેજ પ્રવૃતિમા મશગુલ હતા. ×

ક્રાઇસ્ટના શિષ્ય થોમસ નામના સન્યાસી ભારત પ્રવાસી યાહુદીઓમાં ધર્મપ્રચાર કરવાના ઉદ્દેશે ભારતવર્ષ આવ્યા હતા. સેં૦ થોમસે અનેક સ્થળોએ ધર્મપ્રચાર કરી મદ્રાસ દેશના માલિયાપુર નામક સ્થાને પોતાનો દેહ છોડયો છે. * અને તેની સ્મૃતિ રક્ષણાર્થે અદ્યાપિ દર વર્ષે માલિયાપુરે મોટો મેળો ભરાય છે અને તે દક્ષિણ

× સેઇન્ટ થોમસે કેવી રીતે ભારતવર્ષમાં ધર્મપ્રચાર કર્યો, તે સબંધે પાદરીઓના લખેલા ગ્રથોમાં લખ્યું છે કે—*Love for his nation inflamed his zeal and faithful to the command of Jesus Christ, who had enjoined his apostles to proclaim the faith to the Jews before turning to the Gentiles, he (St. Thomas) repaired to the country which his compatriots had chosen for their system— Portuguese Discoveries.*

* *These numerous conversions excited the jealousy and hatred of the brahmins, to whom urged the populace to stone the holy Apostle,—Portuguese Discoveries.*

દેશમાં " સેઇન્ટ થેમસને મેળા " એ નામથી પ્રખ્યાત છે. ફિરંગિ વસ્થિક મલબાર કાંઠે ઉતર્યો ત્યારે ખ્રિસ્તિ ધર્મનું માન અને પ્રતિભા પ્રબળ હતી. તેમણે રાજ્ય કાર્યમાં નિયોગ પ્રાપ્ત થના સેના વિભાગે પણ પ્રભુત્વ મેળવ્યું હતું.÷

આ શ્રેણીના ભારતવર્ષીય ખ્રિસ્તિઓ ક્યારે ક્યારે મંત્રીપદને પણ પામ્યા હતા. ઇ. સ. ૧૪૪૨ માં વિજયનગરનો હિન્દુ રાજાનો મંત્રી ખ્રિસ્તિ હતો. ખ્રિસ્તિઓ ભારતવર્ષમા પોતાના ધર્મના આચાર વ્યવહારના પ્રતિપાલનમા સ્વતંત્ર હતા. મુસલમાનો માટે પણ કોઇ જાતની ધર્મની બાબતમા હરકત નહોતી. ધર્મ, આચાર અને વ્યવહારો જૂદા હોવા છતાં, રાજ્યતંત્રે અને વાણિજ્ય વ્યાપારે આ ભારત પ્રવાસીઓ સર્વે ભારતવાસી તરીકે જ ગણાના હતા. સ્વદેશીઓ કે પરદેશીઓ, રાજ્યવર્ગ કે પ્રજાવર્ગ સ્વધર્મી કે પરધર્મી કોઇ પણ હક કે સ્વતંત્રતાથી વિમુખ કે જુદો ગણવામા આવતો જ નહોતો. ભારતવર્ષમા રાજા પ્રજા સમભાવિ અને વાત્સલ્યપુર્ણ હતા. જગતના પ્રત્યેક મનુષ્યને દરેક જગ્યાએ મનુષ્ય તરીકે જ, પોનાના સ્વજન તરીકે જ ભારતવર્ષ ગણતું. જુદાઇ કે સ્વાર્થપરાયણતા ભારતવર્ષ શીખ્યું જ નહોતું, કે તેવા વિચારો ભારતવર્ષના શબ્દકોષમાં, વિચાર તરગમા નહોતા. આવા સમભાવ અને આદર્શ હૃદયે જ ભારતવર્ષ જગતના સર્વે જનોને સંગ્રહતું અને માન આપતું.

જે સર્વે મુસલમાન જુના વખતથી મલબારમાં વસતા હતા તેઓ અરબસ્તાનથી આવેલા હતા, અને તેઓનુ સાધારણ નામ

---

÷ *The Portuguese of their first expedition into India, found there 200000 Christians—Ibid.*

માપવા પડ્યું છે. તેઓ ધર્માંધ નહોતા. જેઓ મિસર અને પરસ્યાથી આવેલ હતા તેઓ ખ્રિસ્તિ વિદ્વેષી હોવા છતાં, હિન્દુ વિદ્વેષી તો નહોતા જ. મલબારમાં હિન્દુ મુસલમાને સમભાવે વાણિજ્ય વ્યાપારે પ્રભુત્વ મેળવ્યું હતું. મલબારના હિન્દુ રહેવાસીઓ સમાદર વર્તને લાભના લોભે તેમની સાથે ચિરપરિચિત આત્મીય જન પ્રમાણે વર્તતા. ગ્રહકના પગની રજ માથે ચડાવવી એ ધર્મ સૂત્રે ભારતવર્ષના વ્યાપારી પોતાના ગ્રહાકોને પુજે, આવું હૃદય મલબાર જનસમાજનું હતું. *

ફિરંગ વણિકને મલબાર કરતા ભારતવર્ષમાં અન્ય કોઇ સ્થલ અધિક અનુકૂળ થાત જ નહિ. અન્ય પ્રદેશથી સંપૂર્ણ રૂપે જુદા થઇ, મલબાર કાંઠે જુદાં જુદાં અનેક સ્વતંત્ર રાજ્યો વર્તમાન હતા. એક ક્ષુદ્ર બંદર માત્ર એક રાજ્યનું સમસ્ત રાજ્ય થતું. તેઓ વાણિજ્યની આવક ઉપર જ રહેતા હતા. કોઇ તેની રાજ્ય આજ્ઞા અસ્વિકાર કરશે, કે કોઇ અચાનક બાહુ બળે તેના ઉપર ચડી આવશે, અગર વૈરભાવ પ્રજ્વલિત થઇ મલબારની શાન્તિ ભંગ થાય આવી શંકા કોઇ દિવસ રાજમસ્તિકે પેદા થઇ જ નહોતી. જુના વખનથી કેટલા દેશોથી વિદેશી વ્યાપારીઓ આવી વ્યાપાર કરતા અને કરી જતા, કોઇ વખતે પણ કોઈ સાથે રાજાને કલેશ ઉભો થવા પામ્યો જ નહતો. આ કારણે રાજ્ય રક્ષા માટે વધારે સૈન્ય રાખવામાં આવતું

---

* *They welcome foreign merchants, as the greater part of their revenues constisted of dues on Sea-trade.—Sir W. Hunter.*

નહિ * આ પરિસ્થિતિમાં પાર્ટુગાલને માટે આવા અરક્ષિત ક્ષુદ્રરા-જ્યના ક્ષુદ્રનરપતિને બાહુબળે પરાજિત કરવા સંભાવના હતી.

વાસ્કો-ડા-ગામા જ્યારે ભારતવર્ષ ઉતર્યો ત્યારે ભારતવાણિ-જ્યની આ પ્રમાણેની અસહાય સ્થિતિ જોઇ પોતાના વિચારોને અનુ-કુળતા જોઇ, રાજ્યજય વાણિજ્ય અધિકાર, અને ધર્મ પ્રચાર માટે એકજ હુમલો કરવા આ યોગ્ય ક્ષેત્ર જોઇ ફિરંગિ વણિકે તરફની મારફ ભારતવર્ષની પુણ્ય ભૂમિ ઉપર પ્રથમ પદક્ષેપ કર્યો. +

જે દેશમાં સર્વ જાતિ અને ધર્મ સમભાવે આદર પામતા હતા તે દેશનો તેવો સદ્ગુણ તેઓના દોષરૂપ નીવડયો. જે નહતું, ફિરંગિ વણિક આવતા તે પ્રજ્વલિત થઇ ઉઠયું. તે નિવારવા શક્તિ નહોવાથી રાજા અને રાજ્ય દગ્ધ થઇ ગયા, આ દુષ્કર્મનો સ્મૃતિ સ્થંભ જો તે જગ્યાએ સમુદ્ર કિનારે ઉભો કરવામાં આવ્યો હતો તો આજે મધ્ય સમાજ સ્પષ્ટાક્ષરે જોઇ અને વાંચી શકત,-ફિરંગિ વણિકે ભારતવર્ષમાં આવી કેટલા અત્યાચાર અવિચારીપણે આચર્યા હતા.

---

* *They themselves never wished for conquest They simply wished to be left alone and to be allowed to work out their view of Life—Max Muller.*

+ *The Love of conquest, the thirst for gold flattering hope of personal or political aggrandisement influenced the early Portuguese adventurers to such an extent that all restraint on their passions and conduct was abandoned—Portuguese Discoveries.*

ભારતવર્ષની તુલનામા પાર્ટુગાલ એક ક્ષુદ્ર રાજ્ય ગણાય. પરંતુ કલિકોટ તો નાનું જ હતું. કલિકોટ જેવા અરક્ષિત ક્ષુદ્ર બંદર માત્રને આ પોર્ટુગાલનો વિશ્વવિખ્યાત જન જીતી ગયો એટલે તેને ભારતવર્ષમા રાજ્ય સ્થાપન કરવાનું સાહસ પેદા થયુ તેણે કલિકોટ બંદરે અચાનક વિપ્લવ જગાવી કલિકોટના રાજાને તથા પ્રજાને પાયમાલ કરી મૂક્યા.

---

## પ્રકરણ ૧૦ મું.

### પ્રથમ પરિચય.

*When VascoDa Gama landed in 1498 th old order of things alike in Northern and in Southern India was passing away, the new order had not yet emerged—Sir W. Hunter.*

એક સમયે સમગ્ર કેરલ રાજ્ય હિન્દુ નરપતિને આધિન હતુ. તે જુના રાજ્યનો કેવી રીતે ધ્વસ થયો, તેનો ક્રમપુર્વકનો ઇતિહાસ ક્યાય મળી આવતો નથી અત્યારે જે જન શ્રુતિ પ્રચલિત છે, તે કાઇક વિચિત્ર પ્રકારની છે. લોકો કહે છે કે ખ્રિસ્તિ નવમી સદીના પ્રારભમા કેરલ રાજ્ય જે રાજાને આધીન હતું, તેણે મુસલમાન ધર્મ ગ્રહણ કર્યો હતો તેના સુહૃદયે વિષયાનુરામ

સામરીએ ગામાને જોતા આદર આપી સમુચિત આનંદ વ્યક્ત કર્યો. વાણિજ્ય વિસ્તારનો આ પ્રમાણે અણધાર્યો નવો પ્રસંગ આવતાં કલિકટના રાજ્યનો ઉત્સાહ અનેકગણો વધ્યો. તે સરલ વ્યવહારથી પરમ્ પરિતૃપ્તિ પામી ફિરંગિ વણિક બજારમાં ગયો. વ્યાપારિઓ નવું ગરાક આવવાથી બહુ પ્રફુલ્લ થયા હતા. પરંતુ આરબ દેશના જે વિચિક્ષણ વેપારીઓ રાજસભામાં હાજર હતા, તેઓ ફિરંગિ વણિકને સર્વાન્તઃકરણે અભ્યર્થના કરી શકયા નહિ. આ નવા માર્ગના શોધ સમાચારથી, તેઓના હૃદયમા એક એઓીતિ આશંકા ઉદ્ભવી. તેઓને મંપુર્ણ ભય લાગ્યો કે, કલહપ્રિય ખ્રિસ્ત બુભષ્ય સમુદ્ર છોડી આરબ સાગરમા ધાધલ મચાવવાજ આટલી મહેનત કરી દુર દેશે આવ્યો છે. વાણિજ્યનું તો બાનું માત્ર જ છે. ફિરંગિ વણિકના વ્યાપારી વહાણે તેમને જમવાનું આમંત્રણ આપ્યુ, જ્યાં તેઓએ તે વહાણોને યુદ્ધોપયોગી અસ્ત્ર શસ્ત્રથી સજ્જ થયેલાં જોયા. આ પ્રમાણે ઉત્તરોઉત્તર તેમની શંકા મજબુત થઇ. મુસલમાન ઇતિહાસમા આનું યેથેષ્ટ વર્ણન મળી આવે છે.*

તે વખતે જે જે દેશ સાથે જલપંથે કે સ્થલપંથે વાણિજ્ય વ્યહેવાર ચાલુ હતો, તેઓ સર્વે પરસ્પર જગત માટે અને 'વ્યાપાર વધારવા, વ્યાપાર વાણિજ્યનું રક્ષણ કરતા હતા.

---

* ભારતવર્ષના સમુદ્ર કીનારે આરબોને વાણિજ્યમા પોતાના હરીફ ગણી યાહુદી, અને ખ્રિસ્તિઓ બળી મરતા હતા. ગુલામહુસેન લખી ગયો છે કે—*In consequence, the Jews and the Christians burnt in the fire of envy and malice.*

કોઇ દેશમાં લડાઇ ચાલતી હોય તો પણ બેઉ રાજ્યો વાણિજ્યની પ્રથમ રક્ષા કરતા હતા. લુંટારા સિવાય વ્યાપારિ વહાણોને બીજો કોઇપણ ભય નહોતો અને આ કારણે મધ્ય એશિયાના વિવિધ વિપ્લવોમાં પણ, ભારત વાણિજ્ય વ્યાપાર વગર અડચણે પૂર્વથી પશ્ચિમમાં ચાલુ જ હતો. વણિકવર્ગને આ પ્રમાણે અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઇને એક દેશથી બીજે દેશે આવવાનું કારણ નહોતું. આ પ્રમાણે આવા શાન્તિપ્રિય સ્થાનમાં ફિરંગિ વણિકને સજ્જ થયેલો જોઇ, આરબ વ્યાપારીઓમાં ખળભળાટ પેદા થયો. ક્રમેક્રમે આ સમાચાર સર્વત્ર પ્રસરી ગયા.

વેપારી સિવાય કલિકોટ કોઇપણ આવતું નહિ. તેથી કલિકોટના રાજાને ફિરંગિ વેપારી એક વ્યાપારાર્થી જ લાગ્યો હતો. પરંતુ મુસલમાનોને તેનો ભરોસો આવ્યોજ નહિ. તેઓ ફિરંગિ વ્યાપારીઓની પ્રકૃતિથી અજાણ્યા નહોતા. તેઓ ભુમધ્ય સમુદ્રમાં ધર્મકલહ સાથે વાણિજ્ય કલહ પણ સાથે જ લઇ બેઠા હતા. મુસલમાનો સાથે વિગ્રહ ચાલુજ હતો. તે સર્વે બાબતથી ભારતવર્ષના મુસલમાનો જ્ઞાત હતા. કલિકોટના રાજાએ તેમની તે શંકા નિર્મૂળ જાણી. મુસલમાનો રાજામાં ચિત્ત વિકાર ન ઉપજાવી શકયા. એટલે ફિરંગિ વણિકનું પ્રાકૃત સ્વરૂપ પ્રકાશવા એક યુક્તિ રચી. એક ટીખળ કર્યું.

મુસલમાનની ઉશ્કેરણીથી કલિકોટના વેપારીઓએ મોટી કિંમત લઇ બીલકુલ નકામી વસ્તુઓ ફિરંગિ વણિકના ગળામાં પહેરાવી. બીન અનુભવી ફિરંગિ વણિકે હસતેવદને તે સર્વ ખરીદી. મુસલમાનોએ રાજાને સમજાવ્યું કે ફિરંગિ વણિકને કાંઇ વ્યાપારની ગમ નથી, તે આંહિ વ્યાપારાર્થે આવ્યો નથી પણ લુંટફાટ કરવા જ

શિથિલ થતા તે મદિના ચાલ્યો ગયો અને ત્યાંજ તેણે પોતાની બાઈની જીંદગી ગુજારી, આગ્બેદેશમાજ તેણે દેહ છોડયો* આ પ્રમાણે રાજા જતા તેનું રાજ્ય બહુ વિભાગે વિભક્ત થઇ ગયું. તે રાજ્યનો અધિકાંશ ભાગ તો વિજયનગરના હિન્દુ સામ્રાજ્યે પોતામા ભેળવી લીધો હતો કોઇ કોઇ મુલક કાળે કરીને મુસલમાનોને આધિન થયો હતો. તેમાનું એક બ્રાહ્મણી રાજ્ય નામે મુસલમાની નવું રાજ્ય ઇતિહાસમા પ્રસિદ્ધ છે. ×

પરંતુ આ સર્વ રાટ્ર વિપ્લવથી મલબારકાંઠો સ્વતંત્ર રહી, હિંદુ રાજાના અધિકારમાજ રહ્યો હતો આ સર્વે બંદરો જુદા જુદા અને રાજ્યોના અધિકારમા હોવા છતા એકબીજા સાથે કાઇપણ ક્લેશ ઉપસ્થિત થતો નહોતો. સર્વે પોતપોતાના બંદરે બની શકે તેટલુ વ્યાપારને ઉત્તેજન આપી તેની આવકથીજ સતોષ માનતા કલિ કોટનુ રાજ્ય બાહુબળે કાઇજ નહોતુ, પરંતુ વાણિજ્ય ગૌરવે જગ વિખ્યાત હતું જેનું નામ સર્વ દેશવિદેશે પ્રખ્યાત હતું. વાસ્કોડા ગામાએ ભારતવર્ષ તરફ પ્રયાણ કરતી વખતે પાર્તુગાલના રાજા

---

* આ જનશ્રુતિ "મ્યિાન્ત–ઉસ–સનાતિને" પણ ઉલ્લિખિત કરી છે જે, *Many of the King and rulars of those parts embraced the Islamic Religions.*

× *The first mussalman conquests in the Dakin were made in the reign of Jalal-u-din, Emperor of Delhi through the military genius of his nephew Alauddin Khilji-Tarikh-i-Tirozshahi P. 170.*

પાસેથી કલિકોટના "સામરી" ને નામે ખરીતો લઇને જ નીકળ્યો હતો.

ગામા જ્યારે કલિકોટ ઉતર્યો, ત્યારે ભારતવર્ષની આંતરસ્થિતિ અસ્તવ્યસ્ત અને અરાજકતાથી પડતી દશામાં હતી. આ વખતે મોગલ સામ્રાજ્યનું શાસન પ્રતિષ્ઠિત થયું નહોતું. તેમ હજી દિલ્લીની આણ દક્ષિણમાં પ્રવર્તી નહોતી. પઠાણ રાજ્ય ક્રમેક્રમે છત્રભંગ થતું જતું હતું.* કલિકટના સામુરી સાથે પઠાણ–સામ્રાજ્યને કાંઇ સંપર્ક નહોતો. તે સ્વતંત્ર ભાવે જ રાજ્ય કરતા હતા. ફિરંગિ વણિકના આગમન સમાચાર સાંભળી, કલિકોટના રાજાએ વારકોડા ગામાનો સમુચિત સમાદર કર્યો. ગામાએ જે દિવસ ભારતવર્ષના પુણ્યતટે પહેલો પગ દીધો ત્યારે, તેના આનંદનો પાર નહોતો. એક વખત જે માત્ર કવિકલ્પનાઓ જ લાગી હતી, પોર્ટુગાલ જનસમાજને જે બનવું કે પ્રાપ્ત થવું સ્વપ્નવત જ લાગતું હતું તે આજે પ્રત્યક્ષ થયું હતું. ભારતવર્ષમા કલિકટ રાજ્યમાં ઉતરતા પોર્ટુગાલના રાજ્ય પ્રતિનિધિએ પોતાનો સંપુર્ણ પ્રભાવ પાડયો હતો વારકોડી ગામા યોગ્ય રીતે બહુ મુખ્ય રાજ્ય ચિન્હો અને પોષાકમા રાજાને મળવા ગયો હતો. તેને જોવા કલીકોટના રાજ્યમાર્ગે અનેક માણસો મળ્યાં હતાં.

ગામાના દ્રઢોન્નત વીર કલેવરે જનસમાજ ઉપર પુર્ણ પતિભા પાડી. પ્રજાવર્ગે ફિરંગિ વણિકને યથાયોગ્ય સન્માન આપ્યું હતું.

---

* *At the time (1498 when Vasco de gama landed in India ) the Afgan Sovereignity in Northern India was dwindling to a vanishing point—Sir W. W. Hunter.*

સામરીએ ગામાને જોતાં આદર આપી સમુચિત આનંદ વ્યક્ત કર્યો. વાણિજ્ય વિસ્તારનો આ પ્રમાણે અણધાર્યો નવો પ્રસંગ આવતાં કલિકટના રાજ્યનો ઉત્સાહ અનેકગણો વધ્યો. તે સરલ વ્યવહારથી પરમ પરિતૃપ્તિ પામી ફિરંગિ વણિક બજારમાં ગયો. વ્યાપારિઓ નવું ગરાક આવવાથી બહુ પ્રફુલ્લ થયા હતા. પરંતુ આરબ દેશના જે વિચિક્ષણ વેપારીઓ રાજસભામા હાજર હતા, તેઓ . ફિરંગિ વણિકને સર્વાન્તઃકરણે અભ્યર્થના કરી શકયા નહિ. આ નવા માર્ગના શોધ સમાચારથી, તેઓના હૃદયમા એક ઓચીંતિ આશંકા ઉદ્દભવી. તેઓને સંપુર્ણ ભય લાગ્યો કે, કલહપ્રિય ખ્રિસ્ત ભુમધ્ય સમુદ્ર છોડી આરબ સાગરમાં ધાધલ મચાવવાજ આટલી મહેનત કરી દુર દેશે આવ્યો છે. વાણિજ્યનું તો બાનું માત્ર જ છે. ફિરંગિ વણિકના વ્યાપારી વહાણે તેમને જમવાનું આમંત્રણ આપ્યું, જ્યા તેઓએ તે વહાણોને યુદ્ધોપયોગી અસ્ત્ર શસ્ત્રથી સજ્જ થયેલા જોયા. આ પ્રમાણે ઉત્તરોઉત્તર તેમની શંકા મજબુત થઇ. મુસલમાન ઇતિહાસમા આનું યેથેષ્ટ વર્ણન મળી આવે છે.*

તે વખતે જે જે દેશ સાથે જલપંથે કે સ્થલપંથે વાણિજ્ય વ્યહેવાર ચાલુ હતો, તેઓ સર્વે પરસ્પર જગત માટે અને વ્યાપાર વધારવા, વ્યાપાર વાણિજ્યનું રક્ષણ કરતા હતા.

---

* ભારતવર્ષના સમુદ્ર કીનારે આરબોને વાણિજ્યમા પોતાના હરીફ ગણી યાહુદી, અને ખ્રિસ્તિઓ બળી મરતા હતા. ગુલામહુસેન લખી ગયો છે કે—*In consequence, the Jews and the Christians burnt in the fire of envy and malice.*

કોઇ દેશમાં લડાઇ ચાલતી હોય તો પણ બેઉ રાજ્યો વાણિજ્યની પ્રથમ રક્ષા કરતા હતા. લુંટારા સિવાય વ્યાપારિ વહાણોને બીજો કાંઇપણ ભય નહોતો અને આ કારણે મધ્ય એશિયાના વિવિધ વિપ્લવોમાં પણ, ભારત વાણિજ્ય વ્યાપાર વગર અડચણે પૂર્વથી પશ્ચિમમાં ચાલુ જ હતો. વણિકવર્ગને આ પ્રમાણે અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઇને એક દેશથી બીજે દેશે આવવાનું કારણ નહોતું. આ પ્રમાણે આવા શાન્તિપ્રિય સ્થાનમાં ફિરંગિ વણિકને સજ્જ થયેલો જોઇ, આરબ વ્યાપારીઓમા ખળભળાટ પેદા થયો. ક્રમેક્રમે આ સમાચાર સર્વત્ર પ્રસરી ગયા.

વેપારી સિવાય કલિકોટ કોઇપણ આવતું નહિ. તેથી કલિકોટના રાજાને ફિરંગિ વેપારી એક વ્યાપારાર્થી જ લાગ્યો હતો. પરંતુ મુસલમાનોને તેનો ભરોસો આવ્યોજ નહિ. તેઓ ફિરંગિ વ્યાપારીઓની પ્રકૃતિથી અજાણ્યા નહોતા. તેઓ ભુમધ્ય સમુદ્રમા ધર્મકલહ સાથે વાણિજ્ય કલહ પણ સાથે જ લઇ બેઠા હતા. મુસલમાનો સાથે વિગ્રહ ચાલુજ હતો. તે સર્વે બાબતથી ભારતવર્ષના મુસલમાનો જ્ઞાત હતા. કલિકોટના રાજાએ તેમની તે શંકા નિર્મૂળ જાણી. મુસલમાનો રાજામા ચિત્ત વિકાર ન ઉપજાવી શકયા. એટલે ફિરંગિ વણિકનું પ્રાકૃત સ્વરૂપ પ્રકાશવા એક યુક્તિ રચી. એક ટીખળ કર્યું.

મુસલમાનની ઉશ્કેરણીથી કલિકોટના વેપારીઓએ મોટી કિંમત લઇ બીલકુલ નકામી વસ્તુઓ ફિરંગિ વણિકના ગળામા પહેરાવી. બીન અનુભવી ફિરંગિ વણિકે હસતેવદને તે સર્વ ખરીદી. મુસલમાનોએ રાજાને સમજાવ્યું કે ફિરંગિ વણિકને કાંઇ વ્યાપારની ગમ નથી, તે આહિ વ્યાપારાર્થે આવ્યો નથી પણ [illegible]

આવ્યો છે. વ્યાપારી છે તેને ગમ્યું તે લીધું, ગમે તે મુલ્ય ખર્ચ્યું, તેમાં કલિકોટના વ્યાપારીઓને તો લાભ જ થયો છે. તે લાભે કલિકોટના રાજાએ મુસલમાનના બળબળાટને દાદ આપ્યો નહિ. પરંતુ મુસલમાનો મુંગા બેસી શક્યા નહિ અને કલહની આગ પ્રગટાવી, આ કલહમા ઉભયપક્ષનું લોહી રેડાયું.

રાજા જો વચમાં ન પડયો હોત તો પ્રથમ સન્દર્ભેજ અનર્થ ઉત્પન્ન થાત.* મુસલમાનોને ચોકખુ એમજ લાગ્યુ કે ફિરંગિ વેપારીઓને જો નસાડી નહી મૂકીયે તો, ભારતવાણિજ્ય ઉપરનું મુસલમાન આધિપત્ય લોપાઇ જશે. અને બીજી બાજુ ફિરંગિ વણિકને પણ એમજ લાગ્યુ કે મુસલમાનને પરાભુત કર્યા વગર ભારતવાણિજ્યે ફિરંગિ વ્યાપારીઓનું જોર નહિ જામે. અહીં હિંસા કોઇ જાણતું જ નહોતું ત્યા આજે હિંસા અને દ્વેષે પોતાના મુળ નાખવા માંડયા, જ્યા વાણિજ્યમા બાહુબળને સબંધ નહોતો ત્યા બાહુબળે જ પ્રાધાન્ય મેળવવા વખત આવ્યો, જે માટે રાજા-પ્રજા તૈયાર નહોતી, માત્ર ફિરંગિ વણિકજ તેને માટે તૈયાર થઇને જ આવ્યો હતો.

થોડા દિવસમા ફિરંગિ વણિકના વહાણોએ જોઇતો માલ ખરીદી લીધો હતો. રવાના થતી વખતે સ્વદેશ પાછાં ફરવા સમયે કલિકોટ રાજ્ય પાસેથી યોગ્ય ભેટ સોગાત મળી ગઇ હતી. થોડાના

*સર વિલ્યમ હન્ટર આનો ઉલ્લેખ કરી ગયો નથી. ગોલામહુસૈન લખી ગયો છે કે તેમના મને ફિરંગિએજ કજીયાનો આદર કર્યો હતો, અને તે વાસ્કોડા ગામા પાછો ફર્યા પછી પાછળથી બન્યું હતું પરંતુ આ જગ્યાએ ગુલામહુસૈનના લખાણ ઉપર આધાર રાખવો ઉચીત લાગતો નથી.

શિષ્ટાચારમાં બેઉ પક્ષે યોગ્ય હતું, પોર્ટુગાલને નામે કલિકોટના રાજાએ સુવર્ણ પત્રે જે પ્રીતિ સંભાષણ લિપિબદ્ધ કરી આપ્યું તે વારકોડાગામાએ સર્વ સમક્ષ મસ્તક ઉપર ચડાવ્યું અને ત્યાંથી પ્રયાણ કરી ગયો. પરંતુ એક ઝાંખી આશંકા શિવાય ભારતવર્ષને તે વખતે કાંઇ લાગ્યું નહિ. ક્યાં પોર્ટુગીઝ-ક્યાં તેની રાજ્યધાની-જનસમાજ. તે કાંઇ જાણી શકી નહિ. સમુદ્ર ઉપર યોગ્ય વખતમાં પોર્ટુગીઝ વહાણો અંતર્ધ્યાન થઇ ગયાં.

બેખબર ભારતવાસિજનો નાના પ્રકારની કલ્પના કરતા જ બેસી રહ્યા. પરંતુ અલ્પ સમયમાં અપુર્ણ પરીચય છતાં, ફિરંગિ વણિક ભારતવર્ષ સબંધે વિવિધ હકીકતો મેળવી શક્યો હતો. આ દેશમાં જે સર્વે સેઇન્ટ થોમસના ખ્રિસ્તિ શિષ્યો હતા, તેઓએ આ હિંદુ રાજાની ઉદાર શાસન નીતિના છાંયામાં વિધર્મી છતાં સમભાવે ઉન્નતિ મેળવી હતી.

પણ તે વાતને ભુલી જઇ ભારત પ્રવાસી ખ્રિસ્તિ જનો પ્રથમ આગમને જ ફિરંગિ વણિકનો જુદોજ પક્ષ બનાવ્યો હતો. જ્યાં વ્યાપારિઓને વ્યાપારિથી અને રાજ્યથી એક દીલ હતું ત્યાં જુદાઇનાં બીજ રોપાયાં.*

---

*The Christians of St. Thomas were the first to be ensnared by these spacious appearances. These people, ignorant and credulous, persuaded themselves that Christians who had travelled 1200 leagues, braving the perils of a painfull navigation, to extend the Empire of their religion, could

ગામાએ બીજી દષ્ટિથી ભારતવાણિજ્ય માટે નવો માર્ગ ખોલ્યો હતો.× ભારતવર્ષે સેઇન્ટ થોમસના સંપ્રદાયની ખ્રિસ્તિ વસ્તિ ન હોત તો આ ફિરંગિ વણિકને રાજ્ય અને વ્યાપારનાં મર્મછિદ્રો કોઇપણ રીતે જાણવામાં આવતજ નહિ. મલબારના વિવિધ બંદરોનાં નાનાં નાના રાજ્યો, સ્વતંત્ર અને વાણિજ્ય ઉપરજ હતાં. આ નાના રાજ્યોમાં પરસ્પર ક્લેશ કરાવી બીજાને પરાભૂત કરવાની સંભાવના હતી. પહેલી નજરે વાસ્કોડાગામા ભારતવર્ષના પશ્ચિમ કિનારાની શક્તિ અને મર્મ છિદ્રો જાણી ગયો હતો.

પ્રયત્ન અને હિંમતથી સમસ્ત વિશ્વ ઉપર વિજય પ્રાપ્ત થઇ શકે છે. પૃથ્વિનો ઇતિહાસ માત્ર પ્રયત્ન અને હિંમતનોજ ઉલ્લેખ છે. ફિરંગિ વણિકે પણ પોતાના ઇતિહાસના દરેક પાનામાં તે પુનઃ પુન. લખાવ્યું છે. પ્રયત્ન અને હિંમત એજ માત્ર હેનરીમાં હતા, તે પ્રયત્ન અને નિર્ભયતાથી પોતાની અતૃપ્ત આકાંક્ષા ફળીભૂત થવા અવસર પ્રાપ્ત થયો હતો. તેની તે આકાંક્ષાઓ, તે શુભેચ્છાઓ પોર્ટુગાલે પોષી, અને તેને પરિણામે સમય જતાં પણ તેનો સ્વદેશી નાવિક ભારતવર્ષ પહોંચ્યો હતો. આ નવો જલમાર્ગ સુસંપન્ન થતાં, પશ્ચિમ સમુદ્રે એકાધિપત્ય વિસ્તારી ભારત વાણિજ્યનો અનન્ય લાભ

---

*not but be just and benevolent men—Portuguese Discoveries.*

× *They presented to Vasco-Da-Gama a sceptre or baton of vermilion wood the ends of which were tiped with silver, and surmounted by three little bells—Ibid.*

મેળવવા પોર્ટુગાલ એક પગે થયું. વાસ્કોડાગામા મલબારનાં બીજા બંદરે ન જતાં જેમ બને તેમ તુરત સ્વદેશ પાછો ફરવા સંમત થયો નહિ.

વાસ્કોડાગામનાં વહાણો કલિકટથી પશ્ચિમ તરફ આફ્રિકા માર્ગે ન હંકારતાં દક્ષિણ તરફ ગયાં અને મલબારનાં જુદાં જુદાં નાનાં બંદરોની પાસે થઇ કોચીન બંદરે ગયાં હતાં. ત્યાંપણ ફિરંગિ વેપારીને યોગ્ય આદર અને ઉત્સાહ પ્રાપ્ત થયો હતો. ફિરંગિ વેપારીના વહાણોને અનેક તોફાનો લાગ્યાં, પરિશ્રાન્ત નાવિકજનો એક પછી એક મૃત્યુ મુખે પડતા જોઇ, ગામાનું વીર હૃદય કંપી ઉઠયું હતું. તેનો ભાઇ પણ કાળનો કોળીયો થઇ ગયો. ચાર માસ આફ્રિકાને કિનારે પહોંચતાં લાગ્યા. આ વખતે વહાણોમા અનાજ–પાણી ખૂટી ગયું હતું, એટલે તેમને કિનારાનો આશ્રય લેવો પડયો. સમસ્ત કિનારો મુસલમાનના જ અધિકારમા હતો અને તેથી કિનારે જવાનું સાહસ તે કરી શકતો નહોતો. આખરે નીરૂપાયે અનેક આશંકાઓથી ગામાએ "મેલિન્દા" નામના બંદરે લંગર કર્યું. ત્યાંથી પુષ્કળ અન્નજળ લઈ કેપ ઑફ ગુડ હોપ પહોચવા દક્ષિણ તરફ વળ્યો. આ પ્રમાણે સુખે દુખે લાંબી મુસાફરી કરી, ઇ૦ સ૦ ૧૪૯૯ ની ૨૪ મી આગષ્ટે ફિરંગિ વણિકના વહાણો પોર્ટુગલ જઇ પહોંચ્યા. જેઓએ આ વહાણો રવાના થતી વખતે બે હાથે પોર્ટુગાલ રાજને અકથ્ય ભાષામા ધિક્કાર આપ્યા હતા તેઓએ આજે સવિસ્મયે આંખો ખોલી જોયું તો,–ગામાની વિજય તરણી સગર્વે ટેગસ નદીના જલપ્રવાહ ઉપર ઝુલતી ઝુલતી બંદર તરફ આગળ વધે છે. દેશના લોકો દોડતાં આવવા લાગ્યાં, અને વ્યાપારનો મોટો ગડબડાટ પોર્ટુગાલને બંદરે

સ્ત્કાર કરવા માંડયો; ભારતવાણિજ્ય વ્યાપાર પોર્ટુગાલના હાથમાં આવેલો જોઇ 'રાજાપ્રજા સર્વે' હર્ષઘેલીજ થઇ ગઇ હતી. ભારત યાત્રાનો જે કાંઇ ખર્ચ અને પડતર થઇ હતી તેની સાઠગણી પેદાશ થઇ. આટલો લાભ કોઇ સ્વપ્નામાં પણ કબૂલ કરે નહિ તેટલો હતો. સમસ્ત યુરોપનું મુખમંડળ સહસા પ્રફુલ્લિત થઇ ઉઠ્યું. ભારતભૂમિ તે ખરેખર રત્ન પ્રસવિની જ છે તે માટે કોઇને સંદેહ રહ્યો નહતો, વાસ્કોડાગામા રાજ્ય તરફથી અનેક નવાજેશ અને ખિતાબો એટલે સન્માન સુચક ઉપાધિઓ પામ્યો. રાજા અને પ્રજા એકત્ર મળી ફરી ભારતવર્ષની યાત્રા માટે મોટા પાયા ઉપર તૈયારી કરવા માંડી.

કોચીનનો રાજા શક્તિ સામર્થ્યે કલિકોટ રાજની બરોબર નહોતો, પરંતુ વાણિજ્ય માટે પોતે તેની બરોબર જ માનતો. તેણે આ અજાણ્યા ફિરંગિ વણિકને ઉત્તેજન આપવા, તેના રાજ્ય સાથે સન્ધિ કરી, પોર્ટુગાલ વાણિજ્યની ઉન્નતિ સાધવાનો ભાર પોતાને માથે લીધો. આ બંદરેથી વિધવિધ ચીજો ફિરંગિ વણિકના વહાણમાં ચડી, જેનાથી ફિરંગિ વણિકનો ઉત્સાહ ઘણો વધ્યો. વ્યાપાર વધારવાના લોભે મલબારના વાણિજ્ય બંદરના રાજ્યનો આ પ્રમાણે સંપુર્ણ ટેકો, અને આશ્રય જો વાસ્કોડાગામા ન પામ્યો હોત તો, આ પહેલી સફરમાં ધાર્યો લાભ મેળવી શકત નહિ. આફ્રિકા ઓળંગી ભારતવર્ષ જતાં રસ્તામા મુશ્કેલીઓનો પાર નહોતો. ભરસમુદ્રના તોફાનોમાં આ ક્ષુદ્ર વહાણો બુડી જતાં વાર જ ના લાગે. તેમ અજાણ્યા પૂર્વ સાગરમાં ઉદ્ધત સ્વભાવી મુસલમાનના અત્યાચારે ફિરંગિનો સર્વનાશ થવાની શંકા પણ કાંઇ ઓછી નહોતી. મોટા મહાસાગરમાં સંભાળીને ચાલવા પણ જરૂર હતી. નહિતર અજાણ્યે માર્ગે અકાળે

આખડી પડાય તેવું પણ હતું. આટલી મુશ્કેલીઓ ભોગવીને પણ જો ફિરંગિ વણિક કાંઇ માલ ન લઇ જાય તો ભારતવર્ષ ફરીથી આવવા પોતાને માટે તો સંભવ ન રહે પણ અશિક્ષિત કુસંસ્કારાંધ જનસમાજ વ્યર્થ વાણિજ્યયાત્રા માટે -જુદી જુદી પ્રકારની કલ્પનાઓ કરતા હતા. ધનકુબેરો ફિરંગી વણિકની આ સફરની નુકશાનીની ગણત્રી કરવા માંડયા હતા. પરંતુ બીજે દિવસે આ પહેલી યાત્રા સફળ થતાં પોર્ટુગાલને વાણિજ્ય વિસ્તારની મોહેન્દ્રક્ષણ ઉભી થઇ.

પ્રથમ પરિચયે ફિરંગિ વેપારી લાભના લોભે અંધ થઇ, જાહેર રીતે બાહુબળ અજમાવવા સાહસ કરી શક્યો નહિ. મુસલમાનનો દ્વેષ જેમ જેમ વધતો ગયો, તેમ બાહુબળ બતાવવાની જરૂર વધારે જણાઇ. પરંતુ ફિરંગિ વણિક માટે બાહુબળે સહસા વિજય મેળવવા સંભવ નહોતો. કારણકે ભારતવર્ષથી આફ્રિકાના કીનારા સુધી સમગ્ર પંથે મુસલમાનોનુંજ પ્રબળ આધિપત્ય હતું અને તે આધિપત્યને ચૂર્ણ કરવા શક્ત ન હોવાથી જે મળ્યું તે લઇ ફિરંગિ વેપારી સ્વદેશ પાછો ફર્યો હતો.

પોપના શાસનપત્રમાં ભારત વાણિજ્યના નવ માર્ગને શોધનાર પોર્ટુગાલને જ તે માર્ગનો અધિકાર આપવામાં આવ્યો. હવે જુદા જુદા દેશોના વ્યાપારીઓ ભારતવર્ષનો માલ લેવા પોર્ટુગાલ આવવા માંડયા, અને પોર્ટુગાલને યુરોપનું વ્યાપારનું કેન્દ્ર સ્થાપ્યું. કયાં ભારતવર્ષ અને તે કેવો છે તે હવે કોઇથી અજાણ્યું રહ્યું નહિ. સમસ્ત યુરોપમાં ઘેર ઘેર ભરતભૂમિની જ વાત થતી હતી. સ્પર્શ મણિના સ્પર્શ લાભથી લોખંડનો ગાંઠો સુવર્ણનો ટુકડો બની જાય છે. ભારતવર્ષનો સ્પર્શ કરીને પોર્ટુગાલનું એક નાનું સરખું રાજ્ય યુરોપમાં

શિરછત્ર બન્યું હતું. વાણિજ્ય લોભી નાવિકોને નવી જાતની ખાણ સાંપડી હતી. ધર્માન્ધ ખ્રિસ્તિ મુસલમાન દળને નવા ક્ષેત્રે સામા દેખી, ધર્મ પ્રચાર માટે અને યુદ્ધ માટે તરવારો સજાવવા માંડ્યા.*

## પ્રકરણ ૧૧ મું.

### ધર્મ યુદ્ધ યાત્રા.

*The Eyes of the Malabar Princes were at length opened. Upto this time they had seen in their visitors only men urged by the desire of wealth, and anxious to gratify it in trading with India. Experience tore away the veil, and exposed the secret machinary of Portuguese Policy—Portuguese conquest in India.*

યુરોપમા આજે પોર્ટુગલના અભ્યુદયના ગાન ગવાતાં હતા. ભારતવર્ષ જે કલ્પ વૃક્ષ ગણાતું હતું, જે સ્વર્ગ ગણાતું હતું, તેનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર આજે પોર્ટુગલને થયો છે. પોર્ટુગલ પોતે યુરોપનું કલ્પવૃક્ષ બની જશે અને યુરોપને પણ સમૃદ્ધ બનાવશે. હજી આ

* *Here indeed was the East of Man's dreams a land of gold and silver, of spices and silks, pearls and diamonds.—To Arms Portugal! This was a prize worth fighting for!*

વખત સુધી દરેક વેપાર વણુજ ભાંગી પડયા હતા, પોર્ટુગલે આસ-પાસના મુસલમાનો સુધી પોતાનો બાહુ બનાવ્યો હતો પણ વાણિજ્ય-ના મૂળ જુના માર્ગો સુધી તે પહોંચી જય મેળવે તે કાંઇ સહેલી વાત ન હોતી. અત્યાર સુધીના વિજયે માત્ર સ્વદેશને સ્વતંત્ર બનાવી દુર સુધીનો પ્રદેશ અને જલ માર્ગ નિર્ભય બનાવ્યો હતો. પોતે ફરી વળેલ અને જીતેલ દેશમાં લુંટફાટ કરી આવવા શિવાય હજી તેમને કંઇ ધંધોજ ન હતો. સમય સમયનું કામ કરે છે. એક વખત યુરોપની સ્થિતિ મુસલમાનના ક્રીતદાસની સ્થિતિ એ હતી. આજે સ્વતંત્ર થાય છે અને ભવિષ્યમાં સમસ્ત જગતમાં યુરોપ અગ્રગણ્ય મંડળ થશે તે તો આજે ભાવિના અચિંતિત પડદા પછવાડે હતું.

કેપ ઓફ ગુડહોપની પહેલી પાર જઇ, યુરોપથી ભારતવર્ષનો નવો માર્ગ જલમાર્ગે નિર્માણ થતા, પોપે પોર્ટુગલને શુભ આશાઓ અને આશીર્વાદો મોકલ્યા. અત્યારે દેશદેશનું રાજ્ય જુદું જ હતું પણ સમસ્ત યુરોપ સમસ્ત ખ્રિસ્તિ ધર્માનુયાયીઓ અને દેશો, એક સુત્રે પોપના અધિકારમા હતા. યોગ્યરીતે સંબોધતા પોપ તેજ ખરો યરોપનો સમ્રાટ હતો.

ખિતાબોની નવાજેશ અને પદવીના સમર્પણનો વ્યવહાર, જુના જમાનાથી યુરોપમા પ્રચલીત હતો પણ તે વખતમા યોગ્ય અને લાયકને જ નવાજેશ થતી. યુરોપ માટે નવો જલ-માર્ગ પોર્ટુગલના અધિશ્વરના પ્રયાસ થકી જ પ્રાપ્ત થયો હતો. તેથી પોર્ટુગાલના રાજાને +" ઇથિઓપિયા, અરેબિયા, પરસ્યા અને

+ *Lord of the Conquest, Navigation and com-*

ભારતવર્ષના વિજય વિધાતા" ની ગૌરવ ભરી ઉપાધિ આપવામા આવી પોપ તરફથી આ ખિતાબ મળતા પોર્ટુગલના રાજાનો ભારત વિજયનો નવો અદ્વિતીય અધિકાર સર્વમાન્ય થયો. પોર્ટુગાલનો રાજા આ પ્રમાણે અધિકાર મેળવી, ભારત વિજય માટે મોટે પાયે તૈયારી કરવા માડયો ૧૫૦૦ ખ્રિસ્ટાબ્દે વહાણો મજ્જ કરવામા આવ્યા. તેમા દારૂગોળા અને તોપો ચડાવવામા આવી જે સુવિખ્યાત નાવિકો હતા, જે જે સુશિક્ષિત યુદ્ધ કુશળ સૈનિકો હતા, તેઓ જ ભારતવર્ષ માટે ચુંટી કાઢવામા આવ્યા હતા. ખ્રિસ્તિ ધર્મ પ્રચાર કરવા માટે સતર ધર્મ પ્રચારકો પણ તૈયાર કરવામા આવ્યા પિડ્રુ આલવારીઝ કેબ્રલ આ કાફલાનો અધિપતિ બની ભારત યાત્રા માટે રવાના થયો. ૮ મી માર્ચે ૧૨૦૦ માણસો લઇ ૧૩ વહાણો જ્યારે વિજય યાત્રા માટે તૈયાર થયા, ત્યારે પોર્ટુગાલના અધિશ્વરે ગ્વદરને નૌસેનાપતિના હાથમા એક અર્થસુચક વિજય પતાકા સમર્પણ કરી કહ્યું, "ધર્મપ્રચારક ગણ જે ધર્મ આજ્ઞા પ્રચાર કરે તેને જે ગ્રહણ ન કરે, તે વિધર્મિ જનને જમીન દોસ્ત કરવો" ×

---

merce of Ethiopia, Arabia, Persia and India—Danvers Portuguese in India. Vol. I-94

× *On the 8th of March, the King having heard Mass, in the convent of Belem, placed a consecrated banner in the hand of Cabral, who accompanied by eight Franciscan Missionaries was instructed to destroy all infidels, refusing to listen to the Christianity which the Friars preached—Portuguese Discoveries P 23-24*

આ વખતે સમસ્ત દેશના માણુસો, અન્ય દેશજનો, સંભાવિત શહેરીઓ, વ્યાપારીઓ, અને અમાત્ય વર્ગ નદી કીનારે એકઠા મળ્યા હતા. બંદર ઉપર આ ભારતવિજય માટે જતા કાફલાને અભિવંદન આપવા મોટો મેળો ભરાયો હતો. પહેલી વખતે જન સમાજનો ભાવ જે પ્રકારનો હતો, તે કરતાં આ વખતે જુદા પ્રકારનો જ હતો. આજે આશા ભર્યા, ઉત્સાહ ભર્યા, અભિવંદનાથી એ જગ્યા પુષ્પો વર્ષેલી સુગંધમય-અને આનંદ ભરી થઇ ગઇ હતી. યથારીતી સર્વ વિધિ થઇ રહેતા તોપોના બહાર કરતો તે કાફલો, ટેગસ નદીના અંદરેથી રવાના થયો. તેમના મોટા શઢો ખોલવામા આવ્યા અને શુભ મુહુર્તે જતા વિજયી વહાણોની હાર જ્યા સુધી દ્રષ્ટિ મર્યાદામા દેખાઇ ત્યા સુધી, સેંકડો માણુસો આનંદ પૂર્વક રૂમાલ હલાવતા ઉજ્જ્વલ ભવિષ્યની વાતો કરતા ઉભા રહ્યા.

ખ્રિસ્તિ ધર્મ પ્રચારના જેઓએ આ પ્રમાણે અમોઘ ઉપાય અવલંબી તેઓ ઇતિહાસ ચિરકલંકિત કરી ગયા છે, તેઓએ કેવી નિષ્ઠુર પ્રકૃતિનો પરિચય કરાવ્યો હતો, તેના દાખલાઓનો ભારતવર્ષના ઇતિહાસમા અભાવ જ નથી

સર વિલ્યમ હન્ટરે ભારતવર્ષનો ઇતિહાસ લખવામાં પાર્ટુગાલના રાજાની આ નિષ્ઠુર રાજ આજ્ઞાનો ઉલ્લેખ કર્યો નથી. પરંતુ પૉર્ટુગાલના લેખકો મગર્વ આ ઉલ્લેખ કરી ગયા છે. ખ્રિસ્તિ ધર્મના પ્રચારકો પણ આ ઉલ્લેખ કરવાનું ભૂલ્યા નથી.

આફ્રિકાના પશ્ચિમ કીનારા નજીક થઇ દક્ષિણ તરફ વળતા વહાણ સેના તોફાનથી સર્વ વહાણો માર્ગ મુકી બીજે માર્ગે જ ખેંચાવા માડયા આ આકસ્મિક ઘટના જ પાર્ટુગાલ માટે એક

ભારતવર્ષના વિજય વિધાતા" ની ગૌરવ ભરી ઉપાધિ આપવામા આવી પોપ તરફથી આ ખિતાબ મળતા પોર્ટુગલના રાજાને ભારત વિજયને નવો અદ્વિતીય અધિકાર સર્વમાન્ય થયો. પોર્ટુગાલનો રાજા આ પ્રમાણે અધિકાર મેળવી, ભારત વિજય માટે મોટે પાયે તૈયારી કરવા માડયો. ૧૫૦૦ ખ્રિસ્તાબ્દે વહાણો મજબૂત કરવામા આવ્યા તેમા દારૂગોળા અને તોપો ચડાવવામા આવી જે સુવિખ્યાત નાવિકો હતા, જે જે સુશિક્ષિત યુદ્ધ કુશળ સૈનિકો હતા, તેઓ જ ભારતવર્ષ માટે ચુંટી કાઢવામા આવ્યા હતા. ખ્રિસ્તિ ધર્મ પ્રચાર કરવા માટે સતર ધર્મ પ્રચારકો પણ તૈયાર કરવામા આવ્યા પિદ્રુ આલવારેઝ કેબ્રલ આ કાફલાનો અધિપતિ બની ભારત યાત્રા માટે રવાના થયો. ૮ મી માર્ચે ૧૨૦૦ માણસો લઇ ૧૩ વહાણો જ્યારે વિજય યાત્રા માટે તૈયાર થયા, ત્યારે પોર્ટુગાલના અધિશ્વરે સ્વહસ્તે નૌસેનાપતિના હાથમા એક અશસુચક વિજય પતાકા અર્પણ કરી કહ્યુ, "ધર્મપ્રચારક ગણ જે ધર્મ આજ્ઞા પ્રચાર કરે તેને જે ગ્રહણ ન કરે, તે વિધર્મિ જનને જમીન દોસ્ત કરવો' ×

---

*merce of Ethiopia, Arabia, Persia and India—Danvers Portuguese in India. Vol 1-94*

× *On the 8th of March, the King having heard Mass, in the convent of Belun, placed a consecrated banner in the hand of Cabral, who accompanied by eight Franciscan Missionaries was instructed to destroy all infidels, refusing to listen to the Christianity which the Friar preached—Portuguese Discoveries P 23-24*

તરફ અનુકુળ પવને વહાણો વેગમાં આવી ગયાં. માર્ગ ચૂકી માત્ર ચાર વહાણ જલસમાધીને પ્રાપ્ત થયાં પણ આ નુકશાની તેમને કાંઇ જ જણાઇ નહિ. બાકીનાં વહાણો ધાર્યા કરતાં જલદી સપ્ટેંબર માસમાં કલીકોટ પહોચી ગયાં.

આ વખતે ફિરંગિ વણિક વીરવિક્રમ થઇ આગળ આવ્યો હતો. આ વખતે કલીકોટ નજીક આવતાં જ એક હારે સર્વ તોપોની ભીમ ગર્જનાથી નાગરિક જનોના હદયો ધ્રુજાવી મૂકયાં. ફિરંગિ વણિકનું આગમન સર્વ કોઇએ જાણ્યું. આ જે પ્રખર લુંટારૂ જ છે તેને તમે હજી પણ ઓળખ્યા નથી–આવી રીતે મુસલમાનોએ રાજાને ઘણુંએ સમજાવ્યુ પણ વ્યર્થ. રાજાની પરવાનગીથી કલિકટ બંદરે ફિરંગિ વણિકને એક કોઠી સ્થાપવા દેવામા આવી.

મુસલમાનોની સુચનાથી વ્યાપારીઓ સાવધાન થયા હતા. તેઓ પોતાના જુના ગ્રહાકોને માલ આપવા માંડયા. કેબરલ આથી બહુ ગુસ્સે થયો અને એક મુસલમાનના વહાણને લુંટયુ. મુસલમાનોએ રાજા આગળ ફરીયાદ કરી, તેણે કહ્યું કે આ ફિરંગિ વ્યાપારી વ્યાપારી નથી પણ લુટારો અને જાતી ઠેષી છે, પણ રાજાએ કાંઇ પણ દાદ ન આપતાં મુસલમાનોને કહ્યું જે "તમારાથી થાય તે તમે પણ કરો." મુસલમાનોને આ પ્રમાણે છુટી રજા મળતા નાગરીક જનોને સાથે લઇ, ફિરંગિની કોઠી લુંટી લઇ ત્યાના માણસોને વિના કારણ નિર્દય રીતે મારી નાખ્યા. *

* આ ઘટનાનું વર્ણન આપતા ગુલામહુશેન લખી ગયા છે કે, *But the Christians commenced molesting the Mus-*

નવીન સૌભાગ્યનું કારણ બની હતી. એપ્રિલ માસની આખરે નૌ સેનાપતિએ જોયું તો–સામે એક નિબિડવન, તપાસતાં તે ભારતવર્ષનું તાલવન નહોતું, પણ એક અજાણ્યા તુતન રાજ્યની સમુદ્ર સીમા હતી. પોર્ટુગાલને આ પ્રમાણે એક નવો દેશ મળી આવ્યો જે આ સમયે બ્રાઝીલ દેશ નામથી જગજાહેર છે.

"નશીબ તુટે છે ત્યારે તેની નવાજેશો મનુષ્ય બે હાથથી ઉપાડી કેમ શકે. ખરાબ પવનમાં તણાતાં વહાણો જલ સમાધિ જ પ્રાપ્ત કરે પણ તે વાયુ પ્રવાહે અવળી ગતીએ આ પ્રમાણે અકસ્માત પોર્ટુગાલનું સૌભાગ્ય વધાર્યું. *

વિજય યાત્રાના પ્રથમ પ્રયત્ને, ધર્મ પ્રચારના પ્રથમ ઉપક્રમે, નવા રાજ્યમાં નવા પ્રદેશમાં પોર્ટુગાલનો અધિકાર પ્રતિષ્ઠિત કરી આ શુભ સમાચાર પોર્ટુગાલ મોકલ્યા. શુભ શુકને પરવરેલા આ નૌ સેનાપતિએ પોતાના દેશને માટે આ નવીન પ્રદેશ અધિકાર કરી પોર્ટુગાલને બળવાન બનાવ્યું, સમૃદ્ધ બનાવ્યું.

બ્રાઝીલ યોગ્ય સમય રહી બંદોબસ્ત કરી, આ નૌસેનાપતિ ફરી "કેપ ઑફ ગુડહોપ" ને માર્ગે પડયો. વાસ્કોડા ગામાં જે પથે ગયો હતો તે માર્ગ નાવીકોને જાણીતો જ હતો. તોફાન રૂપી સહાયક વાયુ અનન્ય લાભ આપી શમી ગયો. સ્પષ્ટ થયેલા આકાશે અને નિર્મળ સમુદ્રે, થોડા દિવસમા જ માર્ગ શોધી કાઢયો. ભારતવર્ષ

* *Thus the immense Empire of Brazil, the brightest Jewel in the Portuguese Crown, was won in a single day, Providence requiring merely to invoke the minds.—Portuguese Discoveries. P. 24.*

માસ થયાં ભુખ્યા હતા; તેમની આંખે લોહી જોયું નહોતું. કોઇ પણ જીવને મરતાં કે આર્તનાદ કરતાં જોયો જ નહોતો. તેમને હુકમ મળતાં જ યંત્રવત્ ચાલી નીકળ્યું.

સામું થનાર કોણ હતું? રાજ્યમાં લડાઇ માટે સૈન્ય ન હતું; તેમ પરદેશી વહાણો કોઇ હથીયાર રાખતાં જ નહિ. સેંકડો મનુ-ષ્યના બીન હથીયાર ટોળામાં પણ પાંચ સજ્જ થયેલા માણસો સર્વને નમાવે છે. ફિરંગિ વણિક સામો એક કાંકરો પણ આવ્યો નહિ. આ તો પક્ષીનો મેળા હતો, મુસલમાનનાં જે વહાણો હતાં તે લુંટાવામાં આવ્યાં. આ જીતવા માટે લડાઇ હતી કે લુંટવા માટે? પણ આ નીતિ કાંઇ નવી નહોતી. બીજાં કેટલાંક વહાણોને ફિરંગિએ સળગાવી દીધાં. અસહાય નગરજનો કાંઠેથી આ સર્વ નાશ જોઇ રહ્યા. પરંતુ કીનારા તરફ પ્રચંડ ગોલા વર્ષણ તો ચાલુ જ હતું. તેમાં કેટલાંક માણસો મરી ગયાં, કેટલાંક ઘાયલ થયાં અને કેટલાંક નાસી ગયાં. હવે ફિરંગિ વણિક વખત ન લગાડતાં ત્યાંથી પાલાયન કરી ગયો, અને કલીકોટ છોડી કોચીન બંદરે જઇ પહોંચ્યો. કલિકોટના રાજાને આટલો વખત કાંઇ પણ વિચાર જ ન આવ્યો, પણ હવે બંદરની રક્ષા કરવી જ જોઇએ અને તે પ્રમાણે તૈયારી કરવા માંડયો. જલદસ્યુનું જો દમન કરવામાં નહિ આવે, તો વાણિજ્ય લક્ષ્મી હવે રીસાઇ જશે, આ પ્રમાણે કલિકોટના રાજાએ રણનરણી સજ્જ કરવા માંડી.

નાસી ગયેલા નાગરીકો અને વ્યાપારીઓ ધીમે ધીમે પાછા આવવા માંડયા, સૈનિકો જે કાંઇ ગણ્યા ગાંઠયા હતા તેઓને પણ એકત્ર કરવામાં આવ્યા.

હવે શાન્તિને સ્થાન જ નહોતું જ્યાં દ્વેષ ખુલ્લો થયો હતો, ખુલ્લી રીતે સામસામા થયા, ત્યાં એક પક્ષ માટે મરવું કે મારવું તે એક જ અશાન્તિનો છેડો હતો. આ વખતે ફિરંગિને મુસલમાનો સાથે જ દ્વેષ હતો. ફિરંગિ અને મુસલમાનો વચ્ચે જ અગ્નિ પેદા થયો હતો, રાજા સદ્‌ભાવે મિત્ર હતો પ્રજાજન કે ભારતવાસી સાથે ફિરંગ વણિકને શું દ્વેષ હતો, તેનો કાંઇ પણ વિચાર કરવાનો વખત ફિરંગિ વણિકને મળ્યો જ નહિ; ધર્માંધ કલહપ્રિય સમૂહને પોતાના હથિયારો જ અજમાવવા હતાં, લોહી જ રેડવું હતું એટલે વહાણોમાંથી તોપો જ શરૂ કરી દીધી, અને નગર ઉપર આક્રમણ કર્યું બીજી બાજુ મુસલમાનના વહાણો લુંટાવા માંડયા, સમુદ્રમાં અને જમીન ઉપર ચમકતી તલવારે લોહી જ રેડાવા માંડયું.

નગરજનો યુદ્ધ માટે તૈયાર જ નહોતા. જ્યારે ફિરંગિ વણિક ઇરાદાપૂર્વક યુદ્ધ કરવા જ સજ્જ થઇ, સૈન્ય લઇને જ આવ્યો હતો, તેને સર્વ તૈયાર જ હતું. તે માત્ર યોગ્ય સમયની જ રાહ જોતો હતો અને બાહુ બળનો યોગ્ય પરિચય આપવા હાથ બતાવવા, વખત પ્રાપ્ત થતાં યુદ્ધની શરૂઆત કરી દીધી. વહાણોમાંથી તોપો શરૂ થઇ ગઇ, દારૂગોળો તૈયાર જ હતો; સૈનિકો કેળવાયેલા તેમ જ સુનંદા હતા, તેમને તો રક્તપીપાસા હતી. આજે માસના

---

*becoming enraged, ordered the former's slaughter and massacre. Seventy leading Christians were slain.*
આ મુસલમાન લોકોની જુબાની હોય તેમ લાગે છે. આ જો ખરૂં હોય તો પોર્ટુગાલ જરૂર આ પ્રમાણે જ લખવામાં બાકી રાખત નહિ. ગમે તેમ હોય આપણે આંહિ બેઉના મતનો ઉલ્લેખ કરીએ છીએ.

માસ થયા ભુખ્યા હતા, તેમની આખે લોહી જોયું નહોતું. કોઈ પણ જીવને મરતાં કે આર્તનાદ કરતા જોયો જ નહોતો. તેમને હુકમ મળતા જ યંત્રવત્ ચાલી નીકળ્યું.

સામું થનાર કોણ હતું? રાજમમા લડાઇ માટે સૈન્ય ન હતું; તેમ પરદેશી વહાણો કોઇ હથીયાર ગખતા જ નહિ. સેંકડો મનુષ્યના બીન હથીયાર ટોળામાં પણ પાચ સજ્જ થયેલા માણસો સર્વને નમાવે છે. ફિરંગિ વણિક સામો એક કાંકરો પણ આવ્યો નહિ. આ તો પક્ષીનો મેળો હતો, મુસલમાનના જે વહાણો હતા તે લુટાવામાં આવ્યા આ જીતવા માટે લડાઇ હતી કે લુંટવા માટે! પણ આ નીતિ કાઇ નવી નહોતી. બીજાં કેટલાક વહાણોને ફિરંગિએ સળગાવી દીધા. અસહાય નગરજનો કાંઠેથી આ સર્વ નાશ જોઇ રહ્યા. પરંતુ કીનારા તરફ પ્રચંડ ગોલા વર્ષણ તો ચાલુ જ હતું તેમા કેટલાક માણસો મરી ગયા, કેટલાક ઘાયલ થયા અને કેટલાક નાસી ગયા. હવે ફિરંગિ વણિક વખત ન લગાડતા ત્યાંથી પાલાયન કરી ગયો, અને કલીકોટ છોડી કોચીન બંદરે જઇ પહોચ્યો. કલિકોટના રાજાને આટલો વખત કાઇ પણ વિચાર જ ન આવ્યો, પણ હવે બંદરની રક્ષા કરવી જ જોઇયે અને તે પ્રમાણે તૈયારી કરવા માંડયો. જલદસ્યુનુ જો દમન કરવામા નહિ આવે, તો વાણિજ્ય લક્ષ્મી હવે રીસાઇ જશે, આ પ્રમાણે કલિકોટના રાજાએ રણતરણી સજ્જ કરવા માંડી.

નાસી ગયેલા નાગરીકો અને વ્યાપારીઓ ધીમે ધીમે પાછા આવવા માંડયા, સૈનિકો જે કાઇ ગણ્યા ગાંઠયા હતા તેઓને પણ એકત્ર કરવામા આવ્યા.

હવે શાન્તિને સ્થાન જ નહોતું જ્યાં દ્વેષ ખુલ્લો થયો હતો, ખુલ્લી રીતે સામસામા થયા, ત્યાં બેઉ પક્ષ માટે મરવું કે મારવું તે એક જ અશાન્તિનો છેડો હતો. આ વખતે ફિરંગિને મુસલમાનો સાથે જ દ્વેષ હતો. ફિરંગિ અને મુસલમાનો વચ્ચે જ અગ્નિ પેદા થયો હતો, રાજા સદ્ભાવે મિત્ર હતો પ્રજાજન કે બારનવાસી સાથે ફિરંગ વાણિકને શું દ્વેષ હતો, તેનો કાંઠ પણ વિચાર કરવાનો વખત ફિરંગિ વણિકને મળ્યો જ નહિ; ધર્માધ કલહપ્રિય સમુહને પોતાનાં હથિયારો જ અજમાવવા હતાં, લોહી જ રેડવું હતું એટલે વહાણોમાંથી તોપો જ શરૂ કરી દીધી, અને નગર ઉપર આક્રમણ કર્યું બીજી બાજુ મુસલમાનના વહાણો લુંટાવા માડયા, સમુદ્રમાં અને જમીન ઉપર ચમકતી તલવારે લોહી જ રેડાવા માંડયું.

નગરજનો યુદ્ધ માટે તૈયાર જ નહોતા. જ્યારે ફિરંગિ વણિક ઇરાદાપૂર્વક યુદ્ધ કરવા જ સજ્જ થઇ, સૈન્ય લઇને જ આવ્યો હતો, તેને સર્વ તૈયાર જ હતું. તે માત્ર યોગ્ય સમયની જ રાહ જોતો હતો અને બાહુ બળનો યોગ્ય પરિચય આપવા હાથ બતાવવા, વખત પ્રાપ્ત થતાં યુદ્ધની શરૂઆત કરી દીધી. વહાણોમાંથી તોપો શરૂ થઇ ગઇ, દારૂગોળો તૈયાર જ હતો; સૈનિકો કેળવાયેલા તેમ જ ચુનંદા હતા, તેમને તો રક્તપીપાસા હતી. આજે માસના

*becoming enraged, ordered the former's slaughter and massacre. Seventy leading Christians were slain.*

અ. મુસલમાન લોકોની જુબાની હોય તેમ લાગે છે. આ જો ખરૂં હોય તો પોર્ટુગાલ જરૂર આ પ્રમાણે જ લખવામાં બાકી રાખત નહિ. ગમે તેમ હોય આપણે આંહિ બેઉના મતનો ઉલ્લેખ કરીએ છીએ.

જ. આ ધમસાણમાંથી ફિરંગિ વણિકના ૭ વહાણ બચ્યાં જે પાર્ટુગાલ પહોચ્યા. ×

ફિરંગિ વણિકને શાન્તિથી વ્યાપાર કરવામા કોઇ પણ જાતની અગવડ નહોતી. રાજા તરફથી કાઇક વીશેષ સગવડ મળવાની સંભાવના પણ હતી. રાજ્યો સાથે પોર્ટુગાલને મૈત્રી બધાઇ હતી અને તેને અનુસરી સંતોષ અને શાન્તિપૂર્વક વાણિજ્ય વ્હેવાર ચાલુ રાખત તો તેનું પરિણામ સારૂ જ આવત. ફિરંગિ વણિકો તે માર્ગ ગ્રહણ ન કરતા આ જે ગભીર આચરણ કર્યું તેથી પોર્ટુગાલની જનસમાજ આગળ તે આપત્તિ સ્વરૂપ જ મનાયો. જેઓ ધર્મપ્રચાર માટે ઉન્મત્ત થયા હતા, તેઓને લાગ્યુ કે ભારતવર્ષમા ખ્રિસ્તિ ધર્મપ્રચાર કરવો તે આકાશ કુસુમવત જ છે પરંતુ પોર્ટુગલનો રાજા આમ ભય પામે તેવો નહોતો તે બાહુબલને જ પ્રકૃત બળ તરીકે જ પ્રતિપાદન કરતો હતો. અને તેથી જ ફરી વાર બાહુબળે કલિકોટના ધ્વસ માટે તૈયાર થયો હતો જલે અને સ્થલે યુદ્ધ કર્યા વગર, હથીયાર અજમાવ્યા સિવાય ભારત વાણિજ્ય પોર્ટુગાલના અધિકારમા આવશે નહિ તેમ માનવા લાગ્યો. આ પ્રમાણે બાહુબળના પ્રયોગ માટે તેના બાહુઓ ફરકવા માડયા, તેના હાથ ચળવળતા હતા. યોગ્ય મનુષ્યો તો તૈયાર જ હતા. એટલે પોર્ટુગાલના અધિશ્વરે તેનો

---

× *The Admiral "Judging discretion the better part of Valour" and avoiding the conflict, sailed for Lisbon, and left the Raja of Cochin to his fate —Portuguese Discoveries P. 25-26.*

ફિરંગિ વણિકના પ્રબળ પ્રતાપનો પરિચય થતાં કોચીનના રાજાએ તેની સાથે સુલેહ કરી. કોચીન બંદરે ફિરંગિ વણિકની કોઠી સ્થાપવામાં આવી અને ત્યાં યોગ્ય માણસો રહેવા માંડયાં. * કોચીનના રાજાને કલિકોટ જીતી આપી તે ગાદી તને અપાવીશ તેમ કેબરલ બડાઇ મારવા લાગ્યો. આ વખતે જ સમાચાર મળ્યા કે કલિકોટની રણતરણી કોચીન ઉપર ચડી આવે છે. આ સાંભળી ફિરંગિ વણિક મુંઝાયો અને કોઠીના માણસોને ત્યાં જ પડતા મૂકી, કોચીનના કેટલાક આશ્રયોને વહાણમાં ઉપાડી લઇ, સ્વદેશ તરફ પલાયન કરી ગયો. આંહિ કલિકોટ બંદરે મુસલમાનો હાથ જોડીને બેસી રહ્યા નહોતા, તેમણે પોતાનો બનતો હાથ બતાવ્યો હતો. આગ સળગાવનાર પારકું બાળતો હોય તોપણ પોતાને તે આગની દાઝ તો લાગે

*ખ્રિસ્તિ લેખકો એક વાતનો ઉલ્લેખ કરતાં ભુલી ગયા છે. કોચીનમાં કોઠી ઉભી કરતી વખતે તેઓએ જબરજોરીથી એક મસજીદને તોડી પાડી ત્યાં તેઓએ દેવળ બાંધ્યું હતું. ગુલામહુસેન તેનો ઉલ્લેખ કરતાં લખી ગયો છે કે—*"Dismantling a Mosque, which stood on the seashore, they built on its site a church."* ગુલામહુસેનનો મુસલમાન અનુવાદક તેમાં એક ટીકા સંયુક્ત કરી ગયો છે કે—*The Fanatical Vandalism of the Portuguese Christians in demolishing a Moslem Mosque is in sad contrast to the toleration and scrupulous regards for the sanctity, the Christian church was shown by the early Moslem Arabs under Omer after the conquest of Palestine!*

કોઈ પણ રીતે પોર્ટુગાલ પાછા પહોંચ્યા. પોર્ટુગાલના રાજાએ કલિકોટનો ધ્વંસ કરી બીજા બંદરોથી વ્યાપાર કરવા નક્કી કર્યું.

ઇ સ ૧૫૦૨ મા ફરીથી વાસ્કોડા ગામા સસૈન્ય ભારતવર્ષ ગયો. આ વખતે ભારતવર્ષનો નવો માર્ગ જોવાની કામના કે ઉત્સાહ ન હતો આ વખતે તો વેરનો બદલો લેવાની પ્રબળ ઉત્તેજનાથી પાર્ટુગીઝ સેનાપતિ ધર્મબુદ્ધિ ભૂલી ગયો હતો, તેને ઇશ્વરનો પણ ડર નહોતો નિર્ભય વાસ્કોડા ગામા ભારતવર્ષ નજીક આવતા, પહેલા કલિકોટ ઉપર ઓચીંતું આક્રમણ જ કર્યું નગર પ્રાસાદો ઉપર ગોળાનો દાવાનળ છોડી મૂકયો. બંદરની મુસલમાન વેપારીઓની વાણિજ્ય તરણીઓ ભસ્મીભુત કરી નાખી અને ત્યાથી મલબારના જુદા જુદા બંદરોએ જઇ દરેક જગ્યાએ કોઠીઓ સ્થાપી એક કોઠીમા ગુપ્ત રીતે ગોળા, દારૂ, અને તોપો ભુગર્ભમા ગુપ્ત રીતે રાખી દીવી કિનારાના રક્ષણ માટે હથીયારબંધ વહાણો રાખી, કલિકોટના લડાયક વહાણો ઉપર આક્રમણ શરૂ ર્યું. વાસ્કોડા ગામા જલ દૈત્યની માફક સર્વત્ર દોડવા લાગ્યો. કલિકોટના લડાયક વહાણો પરાભવ પામ્યા, અને કલિકોટના રાજાની નૌસેના ગામા પાસે બંદીવાન કરી હાજર કરવામા આવી ગામાએ ૫૦૦ બંદીજનોના નાક કાન અને બે હાથ કાપી, કલિકોટના રાજાને ભેટ મોકલ્યા આમ સરકાર પામ્યા છતા તે બંદીજનોનો છુટકારો તો થયો જ નહિ કોરડાઓના મારથી તેઓને ઝાડો પેસાબ થયા. એક રાજદુત કામસર આવતા તેના બે કાન કાપી તેની જગ્યાએ કુતરાના કાન ચોટાડી તે બ્રાહ્મણ દુતને ફિરંગિ વણિકે કલિકોટના રાજા પાસે પાછો મોકલ્યો.

સંભાવિત મુસલમાન વેપારીઓએ સર્વ ધાધલ અને અત્યા-

તાત્કાલીક અમલ કર્યો પાર્ટુગાલનો ગજા અમાનુષિક બળને જ પુજનાર હતો *

આ તરફ કલિકોટના રાજાની રણતરણીઓ કોચીન નજીક જતા જ તેઓએ જાણ્યુ કે, ફિરંગિ વણિક તો નાસી ગયો છે. એટલે કલિકોટના નૌ સેનાપતિએ કોચીન રાજ્ય પાસે દુત મોકલી, ફિરંગિ કોઠીના માણસોને પોતાના હવાલામા લેવાની રજા માગી કોચીનનો રાજા કબુલ થયો નહિ, અને તે બેઉ રાજાને પણ આ રીતે ખટપટ ઉભી થઇ. +

કોચીન અને કલીકોટના રાજાઓને અંદરો અંદર આ પ્રમાણે યુદ્ધનું કારણ ઉપસ્થિત થયુ. મલબારના કિનારા ઉપર લડાઇ શરૂ થઇ એટલે વાણિજ્ય લક્ષ્મી ભસ્મીભૂત થવા વખત આવ્યો. જ્યાં સ્થળે હિંસા દ્વેષ લુટફાટ અને પરસ્વાપહરણ જ ચાલવા માંડયુ આ વખતે પોર્ટુગાલથી જે વહાણો આવ્યા હતા તેની રક્ષા કરવાના પ્રયત્નમા કોચીનનો રાજા શુ થાયો બીજી બાજુ કલિકોટના રાજાએ કોચીન રાજ્યનો ધ્વસ કરવા કૃતસંકલ્પ કર્યો. પોર્ટુગાલના વહાણો

---

* *Animated by a crusading spirit, the aim of the Portuguese Government was to destroy the Arab Commerce, and to establish an armed monopoly— Rai -us-Salateen.*

+ આ કજીયામા કલિકટનો રાજકુવર માર્યો ગયો હતો તે માટે "રિયાઝ" લખી ગયેલ છે કે *Consequently the Samri, advancing with his forces, slew the son of the King of Kochine and ravaging that province, returned.*

કોઈ પણ રીતે પોર્ટુગાલ પાછાં પહોંચ્યાં. પોર્ટુગાલના રાજાએ કલિકોટનો ધ્વંસ કરી બીજાં બંદરોથી વ્યાપાર કરવા નક્કી કર્યું.

ઇ. સ. ૧૫૦૨ માં ફરીથી વાકોરડા ગામા સસૈન્ય ભારતવર્ષ ગયો. આ વખતે ભારતવર્ષનો નવો માર્ગ જોવાની કામના કે ઉત્સાહ ન હતો. આ વખતે તો વેરનો બદલો લેવાની પ્રબળ ઉત્તેજનાથી પાર્ટુગીઝ સેનાપતિ ધર્મબુદ્ધિ ભૂલી ગયો હતો, તેને ઇશ્વરનો પણ ડર નહોતો. નિર્ભય વારકોડા ગામા ભારતવર્ષ નજીક આવતાં, પહેલાં કલિકોટ ઉપર ઓચીંતું આક્રમણ જ કર્યું. નગર આસાહો ઉપર ગોળાનો દાવાનળ છોડી મૂક્યો. બંદરની મુસલમાન વેપારીઓની વાણિજ્ય તરણીઓ ભસ્મીભુત કરી નાખી અને ત્યાંથી મલબારનાં જુદાં જુદાં બંદરોએ જઇ દરેક જગ્યાએ કોઠીઓ સ્થાપી. એક કોઠીમાં ગુપ્ત રીતે ગોળા, દારૂ, અને તોપો ભુગર્ભમાં ગુપ્ત રીતે રાખી દીધી. કિનારાના રક્ષણ માટે હથીયારબંધ વહાણો રાખી, કલિકોટનાં લડાયક વહાણો ઉપર આક્રમણ શરૂ કર્યું. વારકોડા ગામા જલ દૈત્યની માફક સર્વત્ર દોડવા લાગ્યો; કલિકોટના લડાયક વહાણો પરાભવ પામ્યાં, અને કલિકોટના રાજા ની નોસેના ગામા પાસે બંદીવાન કરી હાજર કરવામાં આવી. ગામાએ ૫૦૦ બંદીજનોનાં નાક કાન અને બેઉ કાંડાં કાપી, કલિકોટના રાજાને ભેટ મોકલ્યાં. આમ સંસ્કાર પામ્યા છતાં તે બંદીજનોનો છુટકારો તો થયો જ નહિ. કોરડાઓના મારથી તેઓને ઝાડો પેસાબ થયાં. એક રાજદુત કામસર આવતાં તેના બે કાન કાપી તેની જગ્યાએ કુતરાના કાન ચોંટાડી તે બ્રાહ્મણ દુતને ફિરંગિ વણિકે કલિકોટના રાજા પાસે પાછો મોકલ્યો.

સંભાવિત મુસલમાન વેપારીઓએ સર્વ ધાંધલ અને અત્યા-

ચાર માટે વાંધો ઉઠાવતાં, ગામાના પ્રધાન કપ્તાને તેઓને મારી મારી લાંબા કરી મુક્યા, અને છેવટે તેઓના મોઢામાં કુતરાનું માંસ નાખી દીધું. ઇતિહાસમાં આવી રૂવાડાં ઉભા કરે તેવી હકીકતો લખાઇ નથી. તે વખતે આ જાતનાં અન્ય બીજા કઇ કોટીના અત્યાચારો થતા હશે તેની સહજ કલ્પના થઇ શકે છે. આ પ્રમાણે અમાનુષિક બળે અને બાહુબળે દિગ્વિજય કરી વાસ્કોડા ગામા ભારતવર્ષથી રવાના થયો. ફિરંગિ વણિકનું નામ પડતાં મલબારની સમસ્ત પ્રજા કંપી ઉઠતી હતી. આબાલવૃદ્ધ, વ્યાપારી કે સૈનિક, રાજા અને પ્રજાને એવો તો સખત સપાટાનો સ્વાદ ચખાડયો હતો કે, નિર્બળ પ્રજાના હૃદયમા સખત આઘાત થયો હતો. કલિકોટના રાજાને લાગ્યું કે કોચીન રાજ્યની સહાયતાથીજ ગામા આટલી સ્પર્ધા પ્રાપ્ત કરી શક્યો હતો. કોચીન બંદર પણ હથીયારબંધ થયુ અને કલિકોટ અને કોચીન કાઇ વૈરી બન્યા.

વાસ્કોડા ગામાના સ્વદેશી લેખકવર્ગ આ સર્વે પાશવ અત્યાચારનું સમર્થન કરીને ઇતિહાસ લખી ગયા છે. બીજી બાજુ ખ્રિસ્તિ ધર્મ પ્રચારકો તેનો પક્ષ સમર્થન ન કરતાં, તેઓ આને કાલધર્મ તરીકેજ ઓળખે છે.*

---

* *It is unnecessary to multiply these frightful recitals, but it was requisite to give some idea of the arrogance and cruelty of the Portuguise conquerors. Of course, every attempt is made by their fellow countrymen to justify and paliate such atrocities as we have described. But though the bad faith*

કલિકાટના રાજાનો અપરાધ જ નહોતો તેણે પ્રથમથી જ સન્માન અને સદ્ભાવયુક્ત જ વર્તન કર્યું હતું. અત્યારસુધી વ્યાપારિઓ આવતા તેમા જે સુલેહસંપ રહેતો, તે જોતા આવો કાઇ ખળભળાટ થાય કે કોઇ ખાસ તેવા ઇરાદાથી જ આવે તેવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહનો. મુસલમાનનો પણ કાઇ ખાસ અપરાધ નહોતો. કલિકોટના રાજાએ ફિરંગિ વણિકથી મિત્રતા સ્થાપન કરી પોતાની પ્રજાનો અને પોતાનો લાભ વધારવાની આશાએ યોગ્ય વર્તન કર્યું હતું. મુસલમાન વ્યાપારિઓ પ્રથમ ફિરંગિ વણિક ઉપર ચડી ગયા નહોતા તેઓના વહાણ લુટાયા એટલે તેમણે રીતી મુજબ ગજદરબારે ફર્યાદ કરી હતી. રાજાએ તેમને કાઇ જવાબ આપ્યો નહિ દાદ ફર્યાદ સાભળી નહિ, એટલે તેઓ કોઠી ઉપર ચડી ગયા હતા વિચાર કરતા કલિકોટ રાજ્ય ઉપર વારંવાર ગામાને ચડાઇ કરવી કોઇપણ રીતે યોગ્ય નહોતી, અને તેનો નાઇપણ બચાવ નથી તે તો દેખીતું જ હતું. મુસલમાનોથી તેમને જે દ્વેષ હતો, તે તેમના દેશમા હતો આહિની રાજ્યનીતિ પ્રમાણે કોઇપણ દેશને પરસ્પર કલેશ હોય તો તે મારે, મધમાગ કાઠે વ્યાપાર સમધમા કાઇપણ કલહ ઉભો થવા દેવામા આવતો જ નહિ તેમ કોઈ તેવો કલહ ઉત્પન્ન કરતું જ નહિ તો પછી વ્યાપારાર્થે આવેલા એમ વણિકને મારે આ નીતિ કોઇપણ રીતે યોગ્ય જ નહોતી સેંકડો વર્ષ થયા

---

*of the Hindu monarchs and the perfidious insinuations of the Moors may explain the conduct of the Admiral, the spirit of his age can alone excuse it—Portuguese Discoverers. P. 32.*

ભારત વાણિજ્ય એક ધરિ ચાલતું હતું; પરંતુ સમસ્ત દુનિયાના કોઇ પણ વિપ્લવની આંહિ ખબર પડતી નહોતી કે અસર જ થતી નહોતી. આ કારણે સૌ પોતાના વાણિજ્ય માટે નિર્ભય રહેતા હતા. પરંતુ એ યુગમાં આવું જ બનતું આવતું હતું. તે વખતે યુરોપની વિચાર બુદ્ધિ હજી ખિલી નહોતી. તે વખતે બાહુબલથી જ સર્વે તર્કનો ફેંસલો કરવામા આવતો હતો. તે વખતે પશુબળનું જ યુરોપમાં પ્રાધાન્ય હતું.

બીજી વખત ભારતવર્ષ ઉતરતા જ ગામાએ કલિકોટના રાજાને કહેવડાવી મોકલ્યું કે તમારા રાજ્યમાંથી મુસલમાન, પ્રજા હો કે વ્યાપારી હો ગમે તે હો તે સર્વેને સદાને માટે કાઢી મૂકો અને જો તેમ નહિ કરો તો, તમારૂં રાજ્ય જમીનદોસ્ત કરવામાં આવશે. હિન્દુ નરપતિ મુસલમાન પ્રજાવર્ગ અને વાણિજ્યની રક્ષા એજ પોતાનો ધર્મ સમજી પોતે પોતાનો ધ્વંસ પ્રાપ્ત કર્યો, આ રીતે આ અનર્થ ઉત્પન્ન થયો હતો. આ સર્વે ઇતિહાસિક ઘટનાનો ધીરજથી વિચાર કરતા સૌ કોઇ કબુલ કરશે કે જે ચારિત્ર્ય ગુણ તેને માટે જ કલિકોટનો સર્વ નાશ થયો છે. ધર્મ માટે જ કલિકોટના રાજાએ પોતાનું રાજ્ય દાવાનળમાં હોમ્યું હતું.



# પ્રકરણ ૧૨ મું.

## આત્મરક્ષા.

*The Zamorin made every effort to rouse the apathetic sovereigns to take part in the common causes—Portuguese Conquest in India.*

કલિકોટના રાજાએ આત્મરક્ષા માટે પુરતો બન્દોબસ્ત કર્યો. પરંતુ તેનો બંદોબસ્ત નકામો ગયો. વાસ્કોડા ગામાએ ભારતવર્ષમાં આગ લગાવવા જ દૃઢ સંકલ્પ કર્યો હતો અને તે પ્રમાણે વધારેમાં વધારે તૈયારીઓ અને સાધનો તેની પાસે મોજુદ હતા. વિના કારણનો કલહ કરવા તે તૈયાર થયો હતો, પરંતુ ભારતવર્ષના લોકોને એ પ્રમાણે નિષ્ઠુરતા આવડતી જ નહોતી. વાસ્કોડા ગામાનું નામ અદ્યાપિ ઇતિહાસમા સુપ્રસિદ્ધ છે. તે વખતના કાગળપત્ર જોતાં, ગામા વીર છતા લુટારો, ધર્મોન્મત્ત છતા ક્રુર નર્ રાક્ષસ જ હતો

ફિરંગિ વણિકની સાથે મલબાર પ્રવાસી જે વ્યાપારીઓને ઝગડો થયો હતો, તેઓ કોઇ ગજ્ત કે રાજપુરૂષ નહોતા. આ અંગત કલેશ જ હતો, તેમ વાણિજ્ય કલહ જ હતો. ગામાએ તે જાતિદ્વેષ-મુકત કે ધર્મ કલહ તરીકે ગણાવ્યો નહિ તેણે તેને મુસલમાન અને ખ્રિસ્તિનો, એશિયા અને યુરોપનો–કાળા અને ગોરાનો, જાતિગત કલેશ તરીકે ગણાવ્યો હતો. જ્યારે તે ભારત આવ્યો ત્યારે જ તેનું પ્રમાણ મળી આવ્યું હતું.

ભારત વાણિજ્ય એક ધરિ ચાલતું હતુ, પરંતુ સમસ્ત દુનિયાના કોઇ પણ વિપ્લવની આદિ ખબર પડતી નહોતી કે અસર જ થતી નહોતી. આ કારણે સૌ પોતાના વાણિજ્ય માટે નિર્ભય રહેતા હતા. પરંતુ એ યુગમા આવુંજ બનતું આવતું હતું. તે વખતે યુરોપની વિચાર બુદ્ધિ હજી ખિલી નહોતી. તે વખતે બાહુબલથી જ સર્વે તર્કનો ફેંસલો કરવામા આવતો હતો. તે વખતે પશુબળનું જ યુરોપમા પ્રાધાન્ય હતું

બીજી વખત ભારતવર્ષ ઉતરતા જ ગામાએ કલિકોટના રાજાને કહેવડાવી મોકલ્યુ કે તમારા રાજ્યમાથી મુસલમાન, પ્રજા હો કે વ્યાપારી હો ગમે તે હો તે સર્વેને સદાને માટે કાઢી મૂકો અને જો તેમ નહિ કરો તો, તમારૂં રાજ્ય જમીનદોસ્ત કરવામા આવશે. હિન્દુ નરપતિ મુસલમાન પ્રજાવર્ગ અને વાણિજ્યની રક્ષા એજ પોતાનો ધર્મ સમજી પોતે પોતાનો ધ્વસ પ્રાપ્ત કર્યો, આ રીતે આ અનર્થ ઉત્પન્ન થયો હતો. આ સર્વે ઇતિહાસિક ઘટનાનો ધીરજથી વિચાર કરતા સૌ કોઇ કબુલ કરશે કે જે ચારિત્ર્ય ગુણ તેને માટે જ કલિકોટનો સર્વ નાશ થયો છે. ધર્મ માટે જ કલિકોટના રાજાએ પોતાનું રાજ્ય દાવાનળમા હોમ્યું હતું



છે, તે દેશના એક નાવિકે સ્ત્રીઓના આર્તનાદને ગણકાર્યો નહિ અને અવિચલિત ચિત્તે સ્ત્રી હત્યા અને શિશુ હત્યામાં પણ પાછી પાની ન કરી.× આ કાર્ય ઇતિહાસકારો સમયાનુસારનું ગણાવી બચાવ કરી શકે તેવું નથીજ, તો બીજાં કાર્યો પણ તેની જ શ્રેણીનાં અને તે જ ભાવનાં ગણી શકાશે. જે બનેં અતી હતું, તેમ ઇરાદાપુર્વક જ થયું હતું.

કલિકોટ ઉતરતા પહેલા કલિકોટના રાજાનો એક સંભાવિત દુત ગામાના વહાણો ઉપર આવ્યો હતો; તેણે સંન્ધિ સ્થાપવા માટે પોતાથી બનતું કર્યું. જેના જવાબમા ગામાએ ચોકખું કહ્યું કે "સમસ્ત મુસલમાન પ્રજા અને વ્યાપારિઓને હમેશને માટે કલિકોટમાંથી કાઢી મુકવામા નહિ આવે, તો સુલેહ થશે જ નહિ" કલિકોટનો રાજા બાહુબળે કલિકોટની રક્ષા કરવા શક્તિવાન નહોતો. તો પણ રાજ્યધર્મ પ્રમાણે આવા પ્રસ્તાવને સંમતિ તો આપી શકયો જ નહિ.

કલિકોટની રાજાપ્રજાએ ધર્મ ખાતર જાણીબુજીને આ આત્મ સમર્પણ કર્યું હતું. રાજાએ જેને આત્મરક્ષા મળે ચાલ્યું જવું હોય તેને માટે સગવડ કરી આપી, પરંતુ કોઇપણ કલિકોટ છોડી ચાલ્યું ગયું નહિ. એક જ વખત જન્મવા સરજાએલો મનુષ્ય, ધર્મને સમજી ધર્મપરાયણ રહેતા જો મોત આવે તો તેને સહર્ષ ભેટવા

× *The Women held up then children to Da Gama.—Navigations Indias Orientals Thome Lopes.*

મિનગના સુલતાનના પ્રજાજનો મહા નિર્દય દર્શન કરી, એક વહાણમાં પોતાના દેશમાં જતા હતા આફ્રિકાના પૂર્વ કિનારે આવતાં, ગામાના વહાણોથી તે યાત્રુના વહાણોનો ભેટો થયો યાત્રાળુઓનું કોઈ કોઈ સાંભળ્યું જ નહિ. પોતા પાસે જે કાંઈ હતું તે આપી દઈ હાજીઓએ જીવતદાન માગ્યું. પણ તેઓ સર્વે તો મુસલમાન હતા એટલે ગામાએ તેઓના કાલાવાલા કરવાને કાન ન આપતાં તેનાં વહાણોને લઈ ગોળા વરસાવવા માંડ્યા. આ વહાણો બીલકુલ હથીયારબંધ નહોતાં, તેમ નાસવાને લડવા પણ નજ કરેવાય, અગર વ્યાપાર અર્થે જનારાં પણ નહોતાં, પરંતુ નિરાધાર વયોવૃદ્ધ અને ધર્માનુરાગી પ્રજાવર્ગથી જ ભરેલાં હતાં તેઓ માટે પોતાના જીવતદાન માટે સર્વસ્વ ગામાને આપી દેવું કંઈ ઓછું નહોતું

તો પછી આ આક્રમણ કયા પ્રકારનું કહેવાય, જેમાં કે પોતાની આંગળી ઉંચી ન કરી શકે તેવા નિર્બળ મનુષ્યો ઉપર ગોળાનો મારો શરૂ કરવામાં આવ્યો હતો ?* વહાણોમાં જે સ્ત્રીઓ હતી તેઓએ પોતાના બાળકો ઉંચા કરી બતાવ્યા અને ગામાને નમને કરગરવા લાગી, બચ્ચાં માટે દયા માગી, પરંતુ ગામાનું કઠણ હૃદય આવા હાલથી કંઈ નેમ નહોતું જે દેશમાં સ્ત્રીઓ નારે નોટ માન

---

* The Arabs, seeing resistance hopeless, offered an enormous ransom, which the Admiral accepted, and yet ordered the vessel to be fired. The poor wretches succeeded in extinguishing the flames but the merciless D. Gama ordered his men to rekindle them —Portuguese Discoveries

છે, તે દેશના એક નાવિકે સ્ત્રીઓના આર્તનાદને ગણકાર્યો નહિ અને અવિચલિત ચિત્તે સ્ત્રી હત્યા અને શિશુ હત્યામાં પણ પાછી પાની ન કરી.× આ કાર્ય ઇતિહાસકારો સમયાનુસારનું ગણાવી બચાવ કરી શકે તેવું નથી જ, તો બીજાં કાર્યો પણ તેની જ શ્રેણીનાં અને તે જ ભાવનાં ગણી શકાશે. જે બન્યું બની હતું, તેમ ઇરાદાપૂર્વક જ થયું હતું.

કલિકોટ ઉતરતા પહેલા કલિકોટના રાજાનો એક સંભાવિત દુત ગામાના વહાણો ઉપર આવ્યો હતો; તેણે સંધિ સ્થાપવા માટે પોતાથી બનતું કર્યું: જેના જવાબમા ગામાએ ચોકખું કહ્યું કે "સમસ્ત મુસલમાન પ્રજા અને વ્યાપારિઓને હમેશને માટે કલિકોટમાંથી કાઢી મુકવામા નહિ આવે, તો સુલેહ થશે જ નહિ" કલિકોટનો રાજા બાહુબળે કલિકોટની રક્ષા કરવા શક્તિવાન નહોતો. તો પણ રાજ્યધર્મ પ્રમાણે આવા પ્રસ્તાવને સંમતિ તો આપી શકયો જ નહિ.

કલિકોટની રાજાપ્રજાએ ધર્મ ખાતર જાણીબુઝીને આ આત્મ સમર્પણ કર્યું હતું. રાજાએ જેને આત્મરક્ષા મળે ચાલ્યું જવું હોય તેને માટે સગવડ કરી આપી, પરંતુ કોઇપણ કલિકોટ છોડી ચાલ્યું ગયું નહિ. એકજ વખત જન્મવા સરજાએલો મનુષ્ય, ધર્મને સમજી ધર્મપરાયણ રહેતા જો મોત આવે તો તેને સહર્ષ ભેટવા

× *The Women held up their children to Da Gama.—Navigation Indias Orientals Thome Lopes.*

અવસર ચુકતો નથી, પરંતુ માત્ર ભીરૂને જ જીંદગી વહાલી છે. આ પ્રમાણે ભારતવર્ષની પ્રજાએ પણ પોતાના રાજા સાથે રાજ્ય ધર્મ આચરના આ દાવાનળમાં આત્માહુતી આપી.

ઘર ફુટ્યે ઘર જાય છે. ગામા પહેલી મુસાફરીમાં જ સર્વ જાનમીઓનો સંગ્રહ કરી ગયો હતો, તેની પ્રથમથી જ તે દ્રષ્ટિ હતી. ફુટ ગન્ટો ગયા માટવા બાજથી ગંઠાયેલા પણ જુદા જુદાં હતા. લોભમાં પડી આપણો થઇ કોચીનના રાજાએ સ્વદેશ દ્રોહ કર્યો. પાડોશી ધર્મ ન પાળ્યો. સમાબાકુના દુશ્મનની ગરજ સારી. તેણે જો ગામાની પીઠ ન થાબડી હોત તો, ગામા આટલે સુધી હિંમત કરી શકત જ નહિ. સમગ્ર ભારતવર્ષનો ઇતિહાસ આવા પ્રકારના ગૃહ-ક્લેશથી જ ભરેલો છે. અને તે છિદ્રો ફિરંગિ વણિકે શોધી કાઢી તેનો લાભ લીધો હતો. તેની તો તે રાજનીતિ હતી અને તે જ રાજનીતિ સમગ્ર ભારત માટે એક અનુપમ હથીયાર, એક અણમોલ શોધ ગામાએ જ પ્રથમ કરી છે. ભારતનું આ દૌર્ભાગ્ય યુગપૂર્વથી પ્રકૃતિ રૂપે જ જગતને જાણીતું છે. આવા કાપુરૂષો ન હોત તો ભારતની આ દશા ન હોત. કોચીનનો રાજા આવો કાપુરૂષ જ થયો હતો. અને ફિરંગિ વણિકની પાછળ રહી મલબારમાં દાવાનળ સળગતો જોઈ રહ્યો. આ ઇતિહાસ સૌ કોઇ વાંચે છે અને ધૃણા કરે છે. ગામા પોર્ટુગાલ તરફ રવાના થયો એટલે કોચીનના રાજાને ફરી કાલિકટના રાજાનો ભય પેદા થયો તેથી જિપિન નામના એક સરદારના શરણે જઈ સંતાઈ ગયો.

કોચીન બંદરે આમ બન્યો નહોત, કોચીન રાજ્યની લાભ ન મળ્યો હોત તો ફિરંગિ વણિક સદમાં જવાબ બેસવા લાગત કરી

મુક્ત જ નહિ, તે વાત સર્વ વિદિત હતી. કલિકોટનો રાજા કોચીન બંદર નષ્ટપ્રાયઃ કરવા તૈયાર થયો હતો, પોર્ટુગાલનો રાજા કોચીન રક્ષા માટે ખડો થયો હતો; જે પ્રમાણે કલિકોટ અને પાર્ટુગાલનો કલેશ તે જ કલિકોટ અને કોચીનનો કલહ હતો. જે હિન્દુ, મુસલમાન અને ખ્રિસ્તિઓનો કજીયો તે હિન્દુ મુસલમાનના ગ્રહકલેશમાં ઉતર્યો. જે કાળા ગોરાની શત્રુતા, તે આ પ્રમાણે ગ્રહશત્રુતામાં ફેરવાઇ ગઇ. એક ભારતવાસી બીજા ભારતવાસીનો શત્રુ બન્યો. તેમનું સર્વસ્વ બળ અંદરો અંદર કપાઇ નષ્ટ થાય, અને બેઉ નિર્બળ થઇ જતાં, સહેલાઇથી બેઉ સિંહાસનો પોતાના હાથમાં જ આવી પડે તેવો વ્યૂહ રચી આગ સળગાવી ગામા ચાલ્યો ગયો અને પાછો ફરતાં, ધાર્યા પ્રમાણે તેને માટે બાબી સિંહાસનો તૈયાર જ થઇ ગયાં હતાં.

૧૫૦૩ ખ્રિસ્તાબ્દે આલ્બુકાર્ક નામનો સ્વનામ પ્ખ્યાત પોર્ટુગીઝ સેનાપતિ મલબાર આવ્યો, અને જોયું તો કોચીન બંદર ઘેરાએલું હતું. અને રાજા નાસી ગયો હતો; કોચીનના ફિરંગિ કોઠીનાં માણસો પણ માર્યા ગયાં હતાં. જો આલુબુકાર્ક ન આવ્યો હોત તો, કોચીન બંદર નાશ પામત. આલ્બુકાર્કે આવી કોચીન રાજ્યની લાજ રાખી હતી,* હવે કોચીન બંદર આપત્તિ મુક્ત થયું હતું, કોચીનનો રાજા સિંહાસન ઉપર બેઠો. પોર્ટુગાલના સેનાપતિનો તેણે

---

* *At every time, the Portugues helped Kochin, so that the Samri did not succeed in subduing it, and without attaining his object retired—Raiz-us-Salaten. P. 4*

ભારે ઉપકાર માન્યો, તેમ કૃતજ્ઞતાથી કોચીન રાજ્યે ફિરંગિ વણિકને દુર્ગસ્થાપવા અધિકાર આપ્યો. કોચીન જેવા પ્રમુખ બંદરે ફિરંગિની કોઠી સ્થપાઇ, તેમ લડાયક વહાણો બંદર રક્ષણાર્થે રાખવામાં આવ્યાં. તે મલબારનાં નાનાં નાનાં બંદરોએ આવજા કરવા લાગ્યા. કલિકોટનો પરાજીત રાજા કાંઇ અડચણ કરી શક્યો નહિ, પણ ઉલટો સંધિસ્થાપન કરવા તૈયાર થયો.

પાકિઓ નામના સેનાપતિને ભારતવર્ષમા રાખી આલુબુકાર્ક પોર્ટુગાલ તરફ રવાના થયો કે તુરત, કલિકોટ રાજ્યે કોચીન રાજ્ય ઉપર ચઢી આવવાની પ્રવૃત્તિ શરૂ કરી ફિરંગિ વણિકનું સૈન્ય કાંઇ વધારે નહોતું, પાકિઓ મુઝવણમા આવી પડ્યો અને અન્ય કોઇ ઉપાય ન મળવાથી, નાયાર વંશના ભારતવાસી સિપાઇજનોને પલ્ટનમાં લેવા માંડ્યો. ફિરંગિ કેળવણી અને બાહુબળ સાથે ભારતવર્ષનું બાહુબળ સંયુક્ત થઇ, ભારતવર્ષના પરાજયનું સાધન કર્યું. ભારતવર્ષમા જે જાતિ સ્વદેશ વિરુદ્ધ વરતાર ગ્રહણ કરી સર્વ પ્રથમ ફિરંગિ પલટનમા દાખલ થયા, તેઓ અદ્યાપિ નાયાર નામથી જાણીતા છે. નાયારની સંગે મેઇન્ટ પેગાસન. અનુયાયી ખ્રિસ્તિઓ અને કોઇ કોઇ મુસલમાનો પણ પલટનમા આવી જોડાવા માંડયા હતા. થોડા દિવસમા જ તેઓને યુદ્ધ શિક્ષણ આપવામાં આવ્યું અને તેમની મદદથી જલે સ્થલે કલિકોટના રાજાને હરાવી, કોચીન રાજ્યના બંદરે ફિરંગિ વણિકનું પ્રાધાન્ય સ્થાપિત કરી આપ્યું.

વાસ્કો ડા ગામાએ ભારત વાણિજ્ય માટે માર્ગ નિર્ણય કર્યો ન કર્યો એટલામાં તો અજબ રીતે ફિરંગિનું પ્રાધાન્ય જામવા માંડ્યું. ઓ પ્રથમ વ્યાપાર માટે નાનાં નાના વહાણો લઇ ભારતવર્ષ

આવ્યા હતા, તેઓને સમુદ્ર અને વહાણો સિવાય કોઇ આશ્રય સ્થાન નહોતું; તેને બદલે ટુંક વખતમાં ઠેકઠેકાણે તેની કોઠીઓ પણ સ્થપાઇ ગઇ. થોડા સમયમાં તેઓએ કિલ્લા બાંધ્યા અને સૈન્ય એકઠું કર્યું જેના બળથી, ભારત વાણિજ્ય ઉપર આધિપત્ય મેળવી મલબારના રાજાઓના ભાગ્ય વિધાતા બની ગયા. આ સર્વ સાધનોમાંથી તેઓ પોર્ટુગાલથી કેટલુંક લાવ્યા હતા? કોચીનનો રાજા તેમના દેશનો કે તેમના ધર્મનો પણ નહોતો. પરંતુ ભાગ્યબળે નીતિ બળે બાહુબળે અને હિંમતથી આ દેશમાંથી જ આ દેશ માટે જ સર્વ ઔષધ મળી આવ્યું. તેમનું તો સાહસ જ હતું; ભારતવર્ષના ભાવીએ જ તેમને આ મેરો આપી હતી. આવા આકસ્મિક વિજયના અનેક દાખલાઓ મળી આવશે, પણ ઇતિહાસમાં આવા તો કોઇક જ હશે.

મુસલમાનો આત્મરક્ષા કરી શક્યા નહિ. તેઓ ભારતવર્ષના આશ્રયે માત્ર વ્યાપારાર્થી વણિક જ હતા, તેમ કોઇ દીવસ બાહુબળની પરીક્ષા કરવાનું પ્રયોજન ઉપસ્થિત થયું નહોતું. સહસા આવો મામલો ઉત્પન્ન થતાં બિન કેળવાયેલા મુસલમાનોએ માર જ ખાધો. આગળ રસ્તામાં પણ ફિરંગિ વણિકે લડાયક વહાણ રાખ્યું હતું કે જેથી આરબ કે મિસર દેશથી મુસલમાનોને સાહાયતા મેળવવાનો માર્ગ પણ બંધ થઇ ગયો હતો. મુસલમાનો પોતાનું ધનરત્ન સંગ્રહ કરી વહાણમાં બેસી પાલાયન કરવા અંદરો અંદર સલાહ કરી જે કાંઇ હતું તે પોતપોતાના વહાણોમાં ભરાવી લીધું. અને મુસલમાનનાં વહાણો કલિકોટથી પવન નપાસી હંકાર્યાં, પણ તેટલામાં દુર્ભાગ્યે તે જ વખતે "મેયારેઝ" નામનો સેનાપતિ તેર હથીયારબંદ વહાણોનો કાફલો લઇ પોર્ટુગાલથી આવી પહોચ્યો. મુસલમા-

નોના વહાણોનો એક સાથે આટલો સમુદ્ર જોઇ અનેક પ્રકારની તેને શંકા થઇ. એટલે એક લડાયક વહાણને એકદમ આગળ હંકારી, રસ્તો બંધ કર્યો અને પોતે તેઓના વહાણો ઉપર ગયો. ત્યા તેણે તેમના ધનભંડાર અને માલ થાળથી ભરેલા વહાણો જપ્ત કર્યાં અને એકંદર માણસને કેદ કર્યા. મુસલમાનો હથીયારબંદ નહોતા, એકંદરે તેમાં બે હજાર માણસ હતું, છતા હિમતથી કોઇ એક પણ લાકડી ઉપાડી સામુ થયુ નહિ તેઓને એક એકને પકડી ગરદન મારવામા આવ્યા આવી રીતે તેઓને મારી નાખવામા આવ્યા, કે તેમને પોતાની રક્ષા કરવા પોતાની મેળે ડુબી મરવા દરીયામા પડી જવાનો વખત પણ આપવામા ન આવ્યો. ફિરંગિ વણિકે એક પણ માણસની ગરદન મારવાનો સુસ્વાદ જતો કર્યો નહિ

કલિકોટના નામની સર્વ મહેનત વ્યર્થ ગઇ. * વાણિજ્ય બળ જ મા । તેનુ સર્વસ્વ હતું આ બળ રીવાર્દ રીબાવી ક્ષીણ કરી નાખવામા આવ્યુ એટલે આખરે કલિકોટના રાજા માટે મુસલમાનો નાશી જતા, ફિરંગિ વણિકનું આધિપત્ય સ્વીકાર્યા સિવાય બીજો ઉપાય જ નહોતો

* *Becoming powerless, he sent envoys to the rulers of Egypt, Juddah, the Dakhan and Gujrat complaining of the mal-practices of the Christians, he asked for help, and sending out narratives of the oppressions practised by the Christians over the Mussalmans, he stirred up the veins of their zeal and rage—Riaz-us-Salateen P. 405.*

ફિરંગિ વણિકના બાહુબળની કથા ઇતિહાસમા લખવામાં આવી છે. જેમાં સર્વે વિગત વિસ્તારપૂર્વક આપવામાં આવી હોય તેમ લાગતું નથી. તેઓમાં બાહુબળ કરતાં કુટિલ કૌશલ્ય જ પ્રાધાન્ય હતું, તે જો લખવામાં આવે નહિ તો બાકીનો ભાગ વાચકને ઉજળો દુધ જેવો અને મોહ પમાડે તેવો, કદાચ અરેબીયન નાઇટસની કોઇ અજબ વાર્તા જેવો જ લાગે.

કયા સદ્દગુણે ફિરંગિ વણિક સાત વર્ષમા બહુ સૈતાબ્દિથી જામેલ મુસલમાન વાણિજ્ય તોડી ફોડી ભારત કિનારે સમૃદ્ધ થઇ બેઠા હતા, તે તપાસતા એમ જ લાગે કે–હૃદય બળ જ ફિરંગિ વણિકના અભ્યુદયનું મૂળ કારણ છે. પ્રયત્ન અને નિર્ભયતાથી જય મેળવ્યો હતો, પરંતુ તેની સાથે નિષ્ઠુરતા હતી તો શું થયું! તેથી ઇતિહાસ કાંઇ કલંકિત થયો નથી સ્વાર્થ અને ગ્રહ કલહથી ભારતવર્ષનો સર્વ નાશ થયો, પણ જો તેની માથે સ્વદેશ દ્રોહ નહોત તો ઇતિહાસને કલંક ન જ લાગત.

તથાપિ આ સ્વદેશ દ્રોહનું કલંકયુક્ત ખરૂં ચિત્ર આલેખવામા ન આવે તો, ફિરંગિ વણિકના અસાધારણ અભ્યુદય, લાભનું પ્રકૃત કાર્યકારણ નીકળી જનસમાજને જાણવામા આવત જ નહિ. યુરોપના ઇતિહાસ લેખકો પણ આ નિર્બળતા અને આ દોષ વર્ણવી ગયા છે. જેઓએ ઇતિહાસમાં મર્યાદા રાખી લખ્યું છે તેઓ કોઇએ ફિરંગિ વણિકનું આ કલંક બતાવ્યું જ નથી. કોચીન રાજ્યની દેશ દ્રોહની સમાલોચના પણ કરી નથી.. આથી ફિરંગિ વણિક એકલો જ દોષિત દેખાય છે અને તેના જ નાક ઉપર કલંક ચોટયું છે. ભારતવર્ષના દેશદ્રોહ ઉપર ઢાંક પીછોડો કરવામાં આવ્યો છે. ભારતવર્ષનાં

# પ્રકરણ ૧૩ મું.

---

## બાહુબળ.

*If the Portuguese feats of arm in India had been brilliant, the policy which directed and supported it at home was far reaching and profound*
—*Sir W. Hunter.*

સુલતાનનું નૌકા સૈન્ય ફિરંગિ વણિકનો દર્પચુર્ણ કરવા તૈયારી કરવા માડ્યું આ સમાચારથી ભારતવર્ષમા નીમાએલા સેનાપતિએ ગભરાઇ જઇ તે માટે પોર્ટુગાલ કાગળ લખ્યો. કોચીનની કોઠીથી પત્ર લખાયો હતો જે-પોર્ટુગાલની નૌકાસેના જો અહિં આવી નહિ પહોંચે તો અહિં સર્વ નાશ થઇ જશે.

પોર્ટુગાલનો અધિશ્વર સૌભાગ્યશાળી ઇમાન્યુઅલ પ્રતિભા બળે પોતાનું નામ ઇતિહાસમા અમર કરી ગયો છે તેને લાગ્યુ કે હવે ભારતવર્ષના વાણિજ્યનુ રક્ષણ લાભ કાજ પ્રયત્ન કરવુ પડશે અને તે માટે ભારતવર્ષે એક યોગ્ય શૂરવીર રાજ્ય પ્રતિનિધિ મોકલવો જોઇએ આ પ્રમાણે ૧૫૦૫ ની સાલમા માર્ચ મહિને આલ્મિડા નામનો સભ્ય રાજ્ય દૂત પોર્ટુગાલના રાજ્ય પ્રતિનિધિ તરીકે ભારતવર્ષ ગયો. તેની સાથે યોગ્ય સૈન્ય પણ મોકલવામા આવ્યુ આ સમયથી રીતસર રાજ્યના એક ભાગમા યોગ્ય અધિકારી રાજ્ય કરતા મોકલવામા આવે તેમ પોર્ટુગાલે સ્થાપીત ન્યાયાધિકારનો સંબંધ ભારતવર્ષ સાથે આજે શરૂ કર્યો. પહેલા જે મોકલવામા આવતા

અને અધિપત્ય મેળવી ન શકત. આ ખુલ્લું સમજાય તેવું છે પણ ભારત પ્રજામાં મનની નિર્બળતા પ્રધાનપણે ભોગવે છે. તે નિર્બળ મન લાલચને જોઈ પીગળી જાય છે અને પોતાના શત્રુની ગરજ સારે છે, પોતાના ભાઇને મરાવે છે. પોતે પરાધીન થઈ તે પાપનાં ફળ ભોગવે છે અને પોતે પણ છેવટે સૌ ખોઇ બેસે છે. આ કાઇ ભારતવર્ષ માટે નાનું ઉખાણું નથી? એશિયા અને યુરોપ બેઉને જુના વખતથી પણ તપાસો તો યુરોપની પ્રજા નિરક્ષર છતાં હિંમતવાન અને દેશ માટે માથું આપનાર હતી, તેજ વખતે ભારતવર્ષની પ્રજા સંસ્કારી છતાં લાલચુ અને નિર્બળ હતી. તેમાં કેટલાક મનુષ્યો સ્વાર્થપરાયણતામા દેશદ્રોહી હતા, તેજ સમસ્ત ભારતવર્ષને પરાધીન બનાવનારા કુળ અને દેશદીપક થયા છે.

ભારતનું સ્વતંત્ર વાણિજ્ય ફિરંગિ જલદસ્યુના રાક્ષસી સપાટાથી અને અન્યાયી પીડનથી અસ્તવ્યસ્ત થઇ ગયું. મુસલમાનો જે હતા તેમને મારી નાખ્યા. કોઇ રસ્તામા હતા તે આવતાજ તેમની પણ તેજ દશા થઇ અને રસ્તો જે ઘેરી લેવામા આવ્યો હતો ત્યાથી હવે કોઇ આવી શકતા નહિ. ભારતનું વાણિજ્ય હવે ફિરંગીનું થયું. બજારોમાં માલ મ્હોં માગ્યો લેના અને સમય આવે તો લુટી પણ લેના. આ રીતે પોર્ટુગાલના સ્વાધિન માર્ગ સિવાય અન્ય માર્ગનું વાણિજ્ય હતું નહતું થઇ ગયું સમગ્ર યુરોપને બીજે માર્ગે જે માલ મળતો હતો તે બંધ થયો તેથી પશ્ચિમમાં આ શંકા ઉત્પન્ન થઇ. જેઓ મુસલમાન વણિકો પાસેથી પરશ્યન ઉપસાગર અને રાતા સમુદ્ર માર્ગે ભારતવર્ષનો માલ લઇ યુરોપના જુદા જુદા દેશોમા માલ લઇ જતા હતા, તેઓને વેપાર તંગ થઇ ગયો. તેઓને પોતાના વ્યાપાર

જનસમાજને આથી ધડો લેવાલાયક અનેક વાતો ભારત ઇતિહાસમા મળી આવે છે આ ઇતિહાસ લખવાનું કારણ જ આ કારણોમાનું એક છે.

કોચીનનો રાજા દુર્બલ હતો તેથી ફિરંગિના હાથમા તેણે આત્મસમર્પણ કર્યું અને જેને માટે તેને દુર્બલ કહી ભારતવર્ષના ઇતિહાસ, લખનારે તેના તરફ દયા બતાવી છે. પરંતુ કોચીનના રાજાએ સ્વાર્થી બની, માત્ર વ્યાપાર વાણિજ્ય વધારવા નહિ પણ પોતાના પાડોશી, પોતાના સ્વદેશી સગા ભાઇનું સિંહાસન મેળવવાની લાલચે દેશનુ અકલ્યાણ વિચાર્યું જ નહિ. પોર્તુગાલને મદદ આપી પોતે પરાધીન થાય છે, દેશબંધુને મુકી કપાવી પોતે પરવશ થાય છે, આ તેની અંધ આંખોથી દેખાયું નહિ પોતાના બાહુને કાપવા અને કલિકોટના સિંહાસને બેસવાની આશાએ તે ઉન્મત્ત બન્યો હતો. ઇતિહાસે તેનું આ ચારિત્ર્ય લખ્યું હોત નો કદાચ તેનો બચાવ કરી શકત નહિ. પાપ ને ચિરદિને પણ પાપજ છે, સ્વદેશ દ્રોહ તે મહાપાતક જ છે.

ફિરંગિ વણિક તેના પ્રથમ મેળાપે કોચીન રાજાનો આ લોભ સમજી ગયો હતો. તેની આ નિર્બળતા જોઇ તેની લાલસાને ઉત્તેજીત કરી: કોચીન રાજ્યની આ નિર્બળતાનો લાભ લઇ, કોચીન ઉતરી ફિરંગી વણિકે જે અભિરૂચિ મેળવી તેજ યુરોપ માટે, એશિયા વિજય કામના પોષણ કરવાનું પ્રધાન પ્રયોજન હતું. ફિરંગિ વણિકને ભારત વર્ષના ઘરના ઉંદરોએ જો પેટ ન આપ્યું હોત, કોચિન રાજ્યે કલિકોટના રાજ્યને ટેકો આપ્યો હોત, દેશ દ્રોહીઓએ લાલચમા પડી સહાય ન કરી હોત, તો તે માત્ર બાહુબળથીજ વાણિજ્ય વિસ્તાર

અને આધિપત્ય મેળવી ન શક્ત. આ ખુલ્લું સમજાય તેવું છે પણ ભારત પ્રજામાં મનની નિર્બળતા પ્રધાનપણું ભોગવે છે. તે નિર્બળ મન લાલચને જોઇ પીગળી જાય છે અને પોતાના શત્રુની ગરજ સારે છે, પોતાના ભાઇને મરાવે છે. પોતે પરાધીન થઇ તે પાપનાં ફળ ભોગવે છે અને પોતે પણ છેવટે સૌ ખોઇ બેસે છે. આ કાંઇ ભારતવર્ષ માટે નાનું ઉખાણું નથી? એશિયા અને યુરોપ બેઉને ગ્રહુના વખતથી પણ તપાસો તો યુરોપની પ્રજા નિરક્ષર છતાં હિંમતવાન અને દેશ માટે માથું આપનાર હતી, તેજ વખતે ભારતવર્ષની પ્રજા સંસ્કારી છતાં લાલચુ અને નિર્બળ હતી. તેમાં કેટલાક મનુષ્યો સ્વાર્થપરાયણતામા દેશદ્રોહી હતા, તેજ સમસ્ત ભારતવર્ષને પરાધીન બનાવનારા કુળ અને દેશદીપક થયા છે.

ભારતનું સ્વતંત્ર વાણિજ્ય ફિરંગિ જલદસ્યુના રાક્ષસી સપાટાથી અને અન્યાયી પીડનથી અસ્તવ્યસ્ત થઇ ગયું. મુસલમાનો જે હતા તેમને મારી નાખ્યા. કોઇ રસ્તામા હતા તે આવતાજ તેમની પણ તેજ દશા થઇ અને રસ્તો જે ઘેરી લેવામા આવ્યો હતો ત્યાથી હવે કોઇ આવી શકતા નહિ. ભારતનું વાણિજ્ય હવે ફિરંગીનું થયું. બજારોમા માલ મ્હોં માગ્યો લેતા અને સમય આવે તો લુટી પણ લેતા. આ રીતે પોર્ટુગાલના સ્વાધિન માર્ગ સિવાય અન્ય માર્ગનું વાણિજ્ય હતું નહતું થઇ ગયું. સમગ્ર યુરોપને બીજે માર્ગે જે માલ મળતો હતો તે બંધ થયો તેથી પશ્ચિમમા આ શંકા ઉત્પન્ન થઇ. જેઓ મુસલમાન વણિકો પાસેથી પરશ્યન ઉપસાગર અને રાતા સમુદ્ર માર્ગે ભારતવર્ષનો માલ લઇ યુરોપના જુદા જુદા દેશોમાં માલ લઇ જતા હતા, તેઓને વેપારે તંગ થઇ ગયો. તેઓને પોતાના વ્યાપાર

માટે આત્મરક્ષા કરવાનો સમય આવ્યો. આ જમાનાના પ્રમાણે જુના જમાનામાં સાધનને અભાવે દરેક જુની હકીકત તુરત વાયુ વેગે પ્રસરી શકતી નહિ. વળી જે મુસલમાનો ભારતવર્ષમાં હતા કે આવતા હતા તેઓને તો સમાધિજ આપવામાં આવી હતી એટલે શું બને છે, તે વૃધામશુ આપવા કોઇ જીવતોજ ક્યાથી પહોચે. એટલે લાંબો વખત જગત અંધારામાંજ રહ્યું પરંતુ સમય જતા તે ખબર સર્વ સ્થળે પહોચી ગઇ અને તે માર્ગના વ્યવહારી વ્યાપારિ અને રાજ્યોમાં પોર્ટુગાલના ભારતવર્ષમાં પ્રબળ થવાના અને વાણિજ્ય અધિકાર મર્યાદા સમાચાર ચોખ્ખા અને ચોક્કસ પાયે જાણવામાં આવ્યા. આખરે ભુમધ્ય સાગરના યુરોપી વ્યાપારીઓને મુસલમાન વણિકોનો સર્વ નાશ થવાનું ખરું કારણ જાણવામાં આવ્યું વાણિજ્ય ખાતર, કાંઇક અંગે ન્યાય ખાતર, અને કાંઇ સ્વાર્થ ખાતર પણ મુસલમાનના વાણિજ્ય રક્ષણ માટે યુરોપને આગ્રહ પેદા થયો ધર્માંધ જના પંડોથી ધર્મ અને ન્યાયપરાયણતાનો કાંઇક અંશ વખતે નીરક્ષર અને ધર્માંધ પ્રજામાં દેખાયો તેટલો સંસર્ગી ભારતવર્ષની પ્રજામાથી ઘટ્યો અને તેને પરિણામે ભરબાર કરિ પરતંત્રતાની સ્થિતિએ પહોચ્યો

પોર્ટુગાલના એકલાના હાથમાં ભારતવર્ષનો વેપાર આવવાથી મનમોહક વેપાર કરવા માંડયા, વહાણો વધાર્યાં તેમજ ભારતવર્ષના અન્ય માર્ગનું રક્ષણ કરવા માટેના સાધનો વધારે અને વધારે મજબુત કરવા માંડયા. માલનું વેચાણ પણ ભુમધ્ય સમુદ્રમાં મુસલમાનથી વ્યાપાર કરતા વ્યાપારીઓ સુધી વિસ્તારને પામ્યું. તેમ મુસલમાનો પ્રમાણેજ લાભ આપવા માંડયા. આ પ્રમાણે તે વ્યાપાર વધતા કાંઇક વધુ લાભ પણ યુરોપના વ્યાપારીને પોર્ટુગાલે સમય સમજી તેમ

વિસ્તારના ઉત્તેજન માટે આપવા માંડયો. એટલે યુરોપના વ્યાપારીઓ-એ મુસલમાનને ઉત્તેજન આપવાની તેમજ વાણિજ્ય રક્ષણ માટે ની ઢાલ છોડી દીધી. વધારે અંગત અને સાથે જોડાયલા કેટલાક ખ્રિસ્તિ વ્યાપારીઓ પોતાના લાભ માટે મુસલમાન સાથે રહી ભારત વાણિજ્ય રક્ષણ માટે કમર કસી. એક ખ્રિસ્તિ સમુહ મુસલાન દળનો અગ્રેસર થયો, બીજો મુસલમાનને કચરનારો પક્ષ થયો. આ પ્રમાણે યુરોપના ખ્રિસ્તિઓમા બે પક્ષ પડયા.

આ સમયે યુરોપમાં જુદા જુદા રાજ્યો સ્વતંત્ર હતા ખરા પણ તેનો પ્રમુખ અધિકાર પોપનાજ હાથમા હતો. બહુધા આતર વ્યવહાર રાજાઓ કરતા પણ ગમે તેવો યુદ્ધ પ્રસંગ ઉભો થતાં અગર કલેશ થતા તેનો પોપજ નિર્ણય કરતા. પોપની ધર્માજ્ઞા વગર જાણવા જોગ કાઇપણ થતું નહિ. આ પ્રમાણેની સર્વોપરી સત્તા પોપને કાને આ વાત પહોચી. પોપને કાઇક ભય પેદા થયો પણ પોર્ટુગાલનો રાજા અવિચલિત જ હતો. કારણ કે ઘણોખરો યુરોપ સ્વજાતિ અભિમાને પાર્ટુગાલના વાણિજ્ય અભ્યુદય અને પોર્ટુગાલના વ્યહવારથી સંમત થયુ હતું માત્ર ગણ્યા ગાંઠ્યાજ આ ખળભડાટમા ભળ્યા હતા. પોપને આ સર્વ હકીકત હજી વિગતવાર મળી નહોતી તેથી તેને વિચારમા પડવું પડે તે સ્વાભાવિકજ હતું. એકધર્મીમા અંદરો-અદર કલેશ થઇ પક્ષ પડે તો પોતાની સત્તા પણ જોખમમા આવે. પરંતુ પોર્ટગાલના રાજાથી સામાપક્ષનું બળ અજાણ્યુ નહોતું તેથી તેને કાઇપણ વિકાર થયોજ નહિ અને મજબુતજ રહ્યો.

આ સમય સુધી મુસલમાનનો યુરોપમાં પગ દંડો હતો. આરબ દેશના રેતાળ પ્રદેશમા જન્મેલ જે મહાશક્તિ વિશ્વવિજય કરવા બહાર

પડી હતી, રોમન સામ્રાજ્યના અનેક મોટા મોટા સ્થાનો તેના અધિકારમા આવ્યા હતા. ખ્રિસ્તિઓએ બારે ભોગ આપ્યો, ધર્મને માટે અનન્ય ભક્તિભાવ બતાવી દૃઢ પગલે નિર્ભયપણે આત્મવિસર્જન કર્યાં હતા. સમસ્ત ખ્રિસ્તિ પ્રજાને યુરોપમાથી મુસલમાનોને સત્તર હાંકી મુકવાનો મૂત્ર જ હતો પરન્તુ જાગેલ મુસલમાન ગત્ય એક દિવસમાં તો નષ્ટ કેમજ થઈ શકે? પેલેસ્ટાઇન અને યુરોપી તુર્કસ્તાન હજી મુસલમાનના અધિકારમા હતું તે વખતે મિસર અને આફ્રિકાની પ્રજા પણ મુસલમાનના તાબામા હતી. સ્પેન અને પોર્ટુગાલ મુસલમાનના શાસનમાથી મુક્ત થયા હતા એટલુંજ, પણ હજી એટલા સબળ થયા નહોતા કે મુસલમાન સત્તા સામે ચડાઇ કરી શકે તેઓને સ્વતંત્ર થયે ઝાઝો સમય થયો નહોતો એટલે કે પોતે પોતાનું રક્ષણ કરવાનું સામર્થ્ય માત્ર મેળવ્યુ હતું તેઓ પોતાના અભ્યુદયના માર્ગે પડયા હતા, મુસલમાનને હાંકી કાઢી સ્વતંત્ર થવાથી તેઓનો ઉત્સાહ અને હિંમત વધી હતી ભવિષ્ય માટે દૃઢ થઇ સામે જવા શક્તિ સંગ્રહતા હતા

આ પ્રમાણે સ્થિતિ આવતા મિસરના મુસલમાન સુલતાને પોપને ગર્જન તર્જન કરી લખ્યુ કે “ જો પોર્ટુગાલને યોગ્ય શાસન કરવામા નહિ આવે તો, સુલતાન ક્રાઇસ્ટના જન્મસ્થાનની પવિત્ર ભૂમી અને મંદિર ખેદાનમેદાન કરી નાખશે, અને ખ્રિસ્તિઓને મારી નાખી બદલો લેવામા આવશે મુસલમાન સાથે જોડાએલ ખ્રિસ્તિઓએ પોપને મોટો ભય બતાવવામા બાકી રાખ્યુ નહિ પોપ વિચલિત થતા પોર્ટુગાલના અધિશ્વરે તેને વિનયપૂર્વક સમજાવ્યુ કે “ ભગવતનુ વાણિજ્ય હાથ આવ્યુ છે, તેમા સત્યધર્મનો પ્રચાર કરવો તેજ અમારો

ઉદ્દેશ માત્ર છે અને તે સિદ્ધ થવાની અણી ઉપર છે." પોપને આથી સંતોષ થયો, એટલે પોર્ટુગાલને બારે ઉત્તેજન મળ્યું તેનું બાહુબળ ઉચ્છૃંખલ થઇ પડ્યું. યુરોપ મૂકી મુસલમાન-ક્રિસ્તિનો સમર કોલાહલ એશિયાના સમુદ્ર કાંઠે ભભુકી ઉઠ્યો.

મુસલમાનો માટે વાણિજ્યનું રક્ષણ કરવા માટેના માંગો ઘેરાઇ ગયા હતા. મુસલમાનો મલબાર અને મિસર બેઉ બાજુથી આક્રમણ લાવી ફિરંગિનો પરાભવ સહેજે કરી શકતે. પરંતુ બેઉ જગ્યાએ મુસલમાન શક્તિ પરાભવ પામનાં છેવટે આત્મરક્ષાની ફીકરમાં પડી હતી. વાણિજ્ય માટે મિસર કાંઇ કરી શક્યું તો નહિજ. આ પ્રમાણે પોર્ટુગાલનો રાજા જાણતો જ હતો તેથી તેણે પોતાનું ધ્યાન ભારતવર્ષમાં બાહુબળ પ્રબળ બનાવવાના ઉપાયોમાજ મક્કમ રાખ્યું હતું. એશિયાની ગાઢ નિદ્રા હુડતીજ નહોતી, સુરતી ઉડતા જાગી જોયું તો એશિયાના સમુદ્ર માર્ગ ઉપર ફિરંગિ વણિકનાં લડાયક વહાણોએ આધિપત્ય જમાવ્યું હતું, તેમના પ્રબળ ત્રાસથી એશિયાનો જળ અને સ્થલમાર્ગ કંપી ઉઠ્યો હતો.



## પ્રકરણ ૧૩ મું.

### બાહુબળ.

*If the Portuguese feats of arms in India had been brilliant, the policy which directed and supported at Lisbon was far reaching and profound.*
—*Sir W. Hunter.*

સુલતાનનું નૌકા સૈન્ય ફિરંગિ વણિકનો દર્પચુર્ણ કરવા તૈયારી કરવા માંડયું. આ સમાચારથી ભારતવર્ષમાં નીમાએલા સેનાપતિએ ગભરાઇ જઇ તે માટે પોર્ટુગાલ કાગળ લખ્યો. કોચીનની કોઠીથી પત્ર લખાયો હતો જે-પોર્ટુગાલની રાજસેના જો આહિ આવી નહિ પહોચે તો આહિ સર્વ નાશ થઇ જશે.

પોર્ટુગાલનો અધિશ્વર સૌભાગ્યશાળી ઇમાન્યુઅલ પ્રતિભા બળે પોતાનું નામ ઇતિહાસમા અમર કરી ગયો છે. તેને લાગ્યુ કે હવે ભારતવર્ષના વાણિજ્યનું રક્ષણ લાંબા કાળ પર્યન્ત કરવું પડશે અને તે માટે ભારતવર્ષે એક યોગ્ય શુરવીર રાજ્ય પ્રતિનિધિ મોકલવો જોઇયે. આ પ્રમાણે ૧૫૦૫ ની સાલમા માર્ચ મહિને આલમિડા નામનો સભ્ય રાજ્ય પુરૂષ પોર્ટુગાલના રાજ્ય પ્રતિનિધિ તરીકે ભારતવર્ષ ગયો તેની સાથે યોગ્ય સૈન્ય પણ મોકલવામા આવ્યું આ સમયથી રીતસર રાજ્યના એક ભાગમા યોગ્ય અધિકારી રાજ્ય કરવા મોકલવામા આવે તેમ, પોર્ટુગાલે સ્થાપીત રાજ્યાધિકારનો વ્યવહાર ભારતવર્ષ સાથે આજે શરૂ કર્યો. પહેલાં જે મોકલવામા આવતા

હતા, તેઓ કોઇપણ રીતે કાચા નહોતા પરંતુ એકંદરે લડાયક જનો હતા, જે મગજનું સમતોલપણું જાળવી ઠરેલ રાજ્યનીતિથી રાજ્ય કરવા એટલે ન્યાય આપવા શક્તિવાન તો નહોતાજ. રાજ્યની લગામ માટે અધિકારીમાં જે યોગ્યતાઓ જોઇએ તેમાં સમય આવ્યે લડાઇ કરી શકે તેવી તો તેમની પ્રકૃતિ હતી જ, પણ ઠરેલ મગજે વસ્તુની તુલના કરવાની યોગ્ય દ્રષ્ટિ આ ગુણ પ્રાધાન્ય જોઇએ. યોગ્ય ગુણોથી અલંકૃત સમયાનુસાર કુટીલતાની અને સાથે નિશ્પક્ષપાત નીતિ જાણનારો અધિકારી પોતાનો પ્રભાવ પાડી શાસન કરી શકે છે.

પૂર્વમાં ક્રમેક્રમે યુદ્ધનું વાદળ આકાશમાં છવાવા લાગ્યું. જલે સ્થલે બાહુબળના પ્રબળ પ્રતાપનું આધિપત્ય જામવા માડયું. વાણિજ્ય લક્ષ્મિનું નૂર હણાઇ ગયું, જલદસ્યુના કુતપીડને ભારતવાસીઓ વ્યતિવ્યસ્ત થવા લાગ્યા.

સર્વેને હવે સમજાયું કે બાહુબળ જ પ્રબળ બળ છે. સુલતાને વાણિજ્ય રક્ષા કરવા માટે આફ્રિકાના પૂર્વ કીનારા ઉપર યુદ્ધ જાહેર કર્યું હતું. પોર્ટુગીઝને ભારતવર્ષ આવવા આફ્રિકાનો પુર્વ કિનારો મુખ્ય માર્ગ હતો, ભારતવર્ષના કિનારે યોગ્ય સાધનો અને બળ સંચય હતો પણ આફ્રિકાને કિનારે પોર્ટુગાલે કાઇ આધાર રાખ્યો નહોતો, તેથી તેમણે ત્યાં સર્વે જરૂરીયાતો જોઇ. પોર્ટુગાલના પ્રતિનિધિએ તે ઉદ્દેશે આત્મશક્તિ પ્રબળ બનાવવા માટે કુઇલોઆ નામના ગામે દુર્ગ બાંધવા માડયો. જે મુસલમાન અને ખ્રિસ્તિઓનુ ધર્મયુદ્ધ આજ સુધી પશ્ચિમમાં વ્યાપ્યું હતું, જે પોતાના ઘરને આંગણે જાગ હતી તે દાવાનલ તેમણે એશિયામાં આણી પ્રગટયો હતો. જે

કલહે ભુમધ્ય સાગરે મુસલમાન અને ખ્રિસ્તિઓ બાહુબળનો પરિચય આપતા હતા, તે આફ્રિકાને પૂર્વ કાંઠે સામ્રાજ્ય-કલહરૂપે શરૂ થયો. યુરોપમાં ધર્મ માટે સ્વદેશ ભૂમિ માટે જે લડાઇ હતી, તે આજે બીનગુન્હેગાર આફ્રિકા અને ભારતવર્ષને આંગણે આવી તેમનાં ઘર બાળવા માંડી હતી.

આફ્રિકાને પૂર્વ કિનારે ઉતરી ફિરંગિ વેપારીઓએ મોંયાની મદદ લઇ ભારતવર્ષ તરફ પોતાના વહાણોને લઇ ગયો. મોંયાઓ સુલતાનની પ્રજા હતી, સુલતાન સાથે યુદ્ધ શરૂ થતા ફિરંગિ વેપારીઓને મોયાઓ માટે મુશ્કેલી ઉભી થઇ. આલમિડાએ આ મુશ્કેલી દુર કરવા એક સ્વતંત્ર પોતાની મોંયાઓની ટોળી તૈયાર કરી. ભારતવર્ષમા જેનું આધિપત્ય પ્રબળ થાય તેના ઉપર પોર્ટુગાલના જયપરાજયનો આધાર હતો. આલમિડાએ આ પ્રમાણે આફ્રિકાના કિનારા ઉપર અડ્ડો જમાવતાં સુલતાનની નૌસેના માટે ભારત સાગરે આગળ વધવા કે આધિપત્ય વિસ્તારવા સંભાવના રહી નહી. તોપણ તેમણે તે માટેનો દરેક પ્રયત્ન ચાલુ જ રાખ્યો હતો.

આલમિડાના બાવીસ વહાણોની શક્તિનો ફિરંગિ વાણિજ્યની રક્ષા કરવા માટે ભારતસાગરે વધારો થયો. અસ્ત્રશસ્ત્રનો કમીનો જ નહોતો, માહસિક સેનાનાયકો પણ પુરતા હતા, તેથી જ્હેરથએ બાહુબળની પરીક્ષા ચાલવા માંડી હતી. આ યુદ્ધમા સુલતાનની સેનાનો જય થયો નહિ, અને આફ્રિકાને પૂર્વ કિનારે ફિરંગિનું આધિપત્ય દીવસો દીવસ મજબુત થવા લાગ્યું. ચાલુ ચાર વર્ષની લડાઇમાં કલિકોટનો રાજા પોતાથી બનતી મહેનત કરી છુટયો પણ તે એકલો

શું કરી શકે. આ લડાઇથી સિંહલ રાજ્ય સાથે ફિરંગિને મિત્રતા થઇ અને તેનું આધિપત્ય અધિકતર મજબુત થયું.

કલિકોટના રાજ્યે પોતાની સ્વતંત્રતા તથા રાજ્યધર્મ જાળવવા બનતું કર્યું. તેનાં ૮૪ લડાયક વહાણો અને ૧૨૦ હોડીઓ ફિરંગિ વણિક સાથેના યુદ્ધમાં જલ મગ્ન થઈ હતી. મુસલમાનોને તેણે આશ્રય આપ્યો હતો, પાર્ટુગીઝને તેમાં દ્વેષ હતો જ્યારે કલિકોટ રાજ્યનું પ્રજા અને વ્યાપારી તરફનું વાત્સલ્ય અને રાજ્ય ધર્મ પ્રાધાન્ય હતાં. ધર્માર્થે આત્મસમર્પણ કરવામાં જ્યારે કલિકોટનો રાજા પરાભવ પામ્યો ત્યારે તેના દરીયાઇ સૈન્યમાં ત્રણ હજાર મુસલમાનો માર્યા ગયા હતા. મુસલમાનો અને હિંદુઓએ પોતાના ધર્મ માટે કર્મ માટે અને દેશદાઝ માટે હાથો હાથ મીલાવી પ્રાણ જતા સુધી જીવની પરવા ન કરતા વીરતાથી ભોગ આપ્યો હતો. પ્રાણ જતાં સુધી એક ડગલું પણ હઠે નહિ તેવી દ્રઢ સંકલ્પયુક્ત સેવાથી પોતાની જીંદગી સફળ કરી ગયા. કોચીનની નીતિ સાથે સરખાવતા કલિકોટ રાજ્યની દેશી નીતિ, દેશદાઝ વીરતા અને ધર્મ અનેક રીતે શ્રેષ્ઠ હતા. જીત એ કાઇ નિશ્ચિત વસ્તુ નથી, તે તો ભાવી ઉપર અવલંબે છે, તો મનુષ્યે પ્રયત્ન શામાટે ન કરવો. જો આ પ્રકરણ ઇતિહાસમાં વિસ્તારપૂર્વક લખવામાં આવ્યું હોત, તો સમસ્ત ભાવી પ્રજાને કલિકોટના રાજા માટે પરમ આદર ઉત્પન્ન થાત. ભારતના ઇતિહાસે જેમ કોચીન રાજ્ય જેવા નિર્લજ અને દેશદ્રોહી ઓછા થયા નથી, તેમ કોચીન રાજ્ય જેવા પણ થોડાએક મળી આવશે જેને માટે નિષ્પક્ષપાતી શત્રુ જનોને પણ માન ઉત્પન્ન થયું હોય.

મિસરના સુલતાને પોતાના પ્રયત્નો ચાલુ જ રાખ્યા હતા, બનતી તૈયારીમા ખામી રાખવામા આવતી નહોતી. સુલતાને આ સર્વે પરાજયની વાત સાભળી, મોટુ લશ્કર મોકલવા તૈયાર થયો, અને ૧૫૦૮ ની સાલમા અમીરહુસેન નામના એક સુદક્ષ સેનાપતિની આગ્તસાગર યુદ્ધ માટે નીમણૂક કરી. *

મોટુ સૈન્ય અને સરજામથી ભરેલા લડાયક વહાણો લઇ, અમિરહુસેન ભારતવર્ષ રવાના થયો. તેઓની ધારણા ભારતવર્ષ જઇ કલિકોટના રાજ્ય સાથે રહી, તેનું સૈન્ય વધારી હિંદુ અને મુસલમાન હાથોહાથ મેળવી એકત્ર બળથી દુર્જય ફિરંગિ વણિગ્ને યોગ્ય શિક્ષા કરવાની હતી આ આશાયી સુલતાન વ્યવસ્થાપૂર્વક જ આ વખતે આગળ આવ્યો હતો અમિરહુસેન પણ કેળવાયેલો સેનાપતિ હતો તેણે પોતાના સૈન્યમા સારામા સારા માણુસો અને પુરતા હથીયાર સાથે લીધા હતા અને વિજયની સપુર્ણ આશાએ તે નીકળ્યો હતો ×

---

* *At length Sultan Qabsui Ghuri dispatched to the Indian coasts a general named Amir Husain with a fleet of Thirteen War Vessels, containing a Naval force with Armaments—Rias-us-Salatten P. 404*

× આ નવા સૈન્ય દળ વિશે 'રિયાઝે' લખેલુ છે ગુજરાત અને ગ્રાહ્મણી ગજ્યોએ યથાસાધ્ય દરીયાઇ બળ સજ્જ કર્યું હતું *First the ships from Egypt arrived in the port of Deo, and uniting with the ships of Gujarat, set out for Tabul, which was the rendezvous of the Portuguese*

અમીરહુસેન પોર્ટુગાલના ઇતિહાસમા "મીરહુસેન" નામથી સુપરિચિત થયો છે પ્રથમ તે મુંબઇના પ્રદેશમા ઉતર્યો હતો. ગુજગતના બદરો કે જેઓ આ વાણિજ્ય અવરોધથી જાણીતા હતા તેમના તરફથી પણ બનની સહાયે માટે લશ્કર તૈયાર થતું હતું, જે લશ્કર અમિરહુસેનના લશ્કરને આવી મળ્યુ. બીજી તરફ ગોવા અને દાબુલચીપનુલના સ્વતંત્ર બંદરોના ગજાઓએ પોતાના રક્ષણું માટે જે કાઇ સાધનો તૈયાર કર્યા હતા, તે અમીરહુસેનની આ લડાઇમાં સાથે થયા. આ પ્રમાણે એકત્ર બળથી તે દક્ષિણ તરફ જો આગળ વધી શકત તો કલિકોટના લશ્કર સાથે મળી ફિરંગિને પહોચી શકત કલિકોટ આ વહાણો પહોચે તે પહેલા જ ફિરંગિના લડાયક વહાણોનો ભેટો થઇ ગયો. આ લડાઇમા ગણત્રી પ્રમાણે અમીરહુશેન સાથે વધારે લશ્કર હતુ, જે કલિકોટ પહોચી મુખ્ય સ્થળને માટે જ યોગ્ય હતુ આ કારણે અમિરહુશેન અર્ધ માર્ગે લડાઇ કરવા ખુશી ન હતો આ લડાઇમા આલમિડાનો બત્રીસ વર્ષનો યુવાન પુત્ર લોરેન્ઝોએ ફિરંગિ વાણિજ્ય રક્ષણાર્થે પ્રાણ વિસર્જન કર્યો હતો લડાઇની શરૂઆતમા ગોળાના આઘાતથી તેના બે પગ ભાગી પડયા, તેના ભગ્ન શરીરે તોપચીઓ પાસે બેસી સેના ચાલના કરતા કરતા પ્રાણ ત્યાગ કર્યો હિન્દુ મુસલમાન નાવિકોનો જય થયો હતો તો પણ તેના અમાધારણ આત્મત્યાગથી બેઉ પક્ષે તેનો જય જયકાર કર્યો સમુચિત આન્ત્ર ક્રિયા થયા પછી વિર પુત્રની અલૌ-

*And some hip r Samu and some ships of Goa and Dalal haung als Joined them, they lindled the pre of War—Ruz-u-Salateen. P. 404.*

િદિક વિરતા માટે આલમિડાને સૌ કોઇ અભિવંદન આપવા લાગ્યા. હિન્દુ મુસલમાન વૈરી છતાં શત્રુનાં રણાંગણે વખાણ કર્યાં એટલો ગુણગ્રાહી સ્વભાવ નહિ તો બીજું શું?

હિંદુ મુસલમાનની આ જીત પછી ગુજરાતનાં બંદરોનાં રક્ષણ માટે તે સર્વ લશ્કરે બંદોબસ્ત કરવા માંડયો. ત્યાર પછી તેઓ ધીમે ધીમે પોર્ટુગીઝની દરીયાઇ ચોકીઓ લેતા લેતા આગળ વધ્યા જતા હતા. આમ કરવામાં લાંબો સમય વીતી ગયો.

આ યુદ્ધમા જય મેળવ્યો, પણ હિન્દુ મુસલમાન તેનો સ્થાયી ફળલાભ કરી શકયા નહિ. બીજા વર્ષે તેઓ પરાભુત થયા, કારણ કે આરંભે શુરા હતા તેમનો ઉત્સાહ એ હર્ષઘેલછા હતી, આત્મ સમર્પણ કે ત્યાગ નહોતો. આ લડાઇ દીવનગરની સામે થઇ હતી, જે ભારતવર્ષમાં એક યાદગાર લડાઇ ગણાય છે. આ લડાઇએ જ એશિયાનું ભાગ્યચક્ર ફેરવ્યુ છે, આ લડાઇમા જ યુરોપના અભ્યુદયનો માર્ગ ખુલ્લો થયો છે. એ યુદ્ધે એશિયા ઉપર ઘનઘોર અંધારૂ છાઇ ફેલાવી યુરોપના સૌભાગ્યનો સૂર્ય પ્રકાશાવ્યો હતો.

પોર્ટુગાલનો રાજા આટલો વખત કાંઇ ચૂપ બેઠો ન હતો. જો કે તે વખતે એવા વિદ્યુતવેગી સાધનો ન હતાં પણ જેનો આવતો દિવસ હતો, જેના વહાણોએ પત્તનના તોફાનમાં બ્રાઝીલ જેવો દેશ પ્રાપ્ત કર્યો હતો, તેને સર્વ સાવચેતી માટે અગમ્ય બાની વિચારો પોતાની મેળે જ સુઝી આવતા હતા. આ વખતે તેને બીજા કોઇ કાર્ય કરતાં ભારતવર્ષના વાણિજ્ય રક્ષા માટે જ ફીકર હતી. હજારો કોશ દુર ગયેલી પોતાની પ્રજા અને આબરૂ માટે બારે ફીકર હતી. તેમને માટે વધારે અને વધારે માણસો મોકલવાની તજવીજે

ચાલતી હતી. તે સર્વે મદદ યોગ્ય સમયે જ પહોચતી હતી અને અણીને સમયે જ કામમા લાગી જતી હતી. ઇ૦ સ૦ ૧૫૦૯ ની સાલમા ફેબ્રુઆરીની બીજી તારીખે હિંદુ મુસલમાનના એકત્ર બળ સાથે મનમાગ કાઠે પોર્ટુગાલના લશ્કર સાથે ભેટા થયો હતો. પોર્ટુગાલના રાજાએ ભારત સાગરમા પોતાનું આધિપત્ય સ્થાપીત કરવાની આશાથી નૌકા સૈન્ય વધાર્યું નૌકા સૈન્ય માટે મોટામા મોટા વહાણો બનાવવામા આવ્યા, અને તે પણ ભારતવર્ષ જ મોકલવામા આવ્યા હતા. સર્વથી શ્રેષ્ઠ અને કુશળ કેપટનો આ વહાણો માટે કેળવી તેમા ચડાવવામા આવ્યા, તેમ સાહસીકમા સાહસીક ચુનદા દરીયાઇ લડાઇમા જ કામ કરનાર માણસો તેમા મોકલવામા આવ્યા જે બરાબર વેળાસગ જ ભારતવર્ષ આવી પહોચ્યા હતા ₁

હિદુ મુસલમાનના વહાણો ગુજરાતનો બદોબસ્ત કરતા હજી મુબઇ આસપાસ જ હતા. પુત્રના શોકથી વિહલ બનેલો આલમિડા રાતી આખે તેનો બદલો લેવા, યોગ્ય અવસર અને નવા તાજા લશ્કરની ભરતી કરતા દીવસો ગણતો હતો તેટલામા પોર્ટુગાલથી સમગ્ર લશ્કર અને સરજામના વહાણો આવી પહોચ્યા સિંહલ-દ્વિપથી કલિકોટ સુધી સર્વ બદરે તે મજબુત થયો હતો શત્રુ લશ્કર આગળ વધી આવે તે પહેલા આલમિડા પોતાના લશ્કરની સરદારી લઇ વહાણો લઇ સામો ગયો આ યુદ્ધમા ત્રણ હજાર મુસલમાન માર્યા ગયા આ યુદ્ધથી ભારત સાગરમા પોર્ટુગાલનું આધિપત્ય ચિર પ્રતિષ્ઠિત થયુ અને રાજ્ય સ્થાપનાની શરૂઆત થઇ. ₂

આવી એક નાની જેવી જ વાત મૂળ લક્ષ્યના સાધનરૂપ થઇ પડે છે. મિસરનું સારામાં સારૂં લશ્કર અને દરીયાઇ બળ આ લડાઇમાં નષ્ટ થયું હતું. આ યુદ્ધ માટે પૃથ્વિના ઇતિહાસમાં જે સર્વે દરીયાઇ લડાઇઓ આપવામાં આવી છે, તે સામાન્ય યુદ્ધો તરીકે જ ગણવામાં આવ્યાં છે. પારિણામની સફલતાનો જો વિચાર કરવામાં આવે તો આ લડાઇ ઇતિહાસમાં સર્વે કરતાં યાદગર જળ યુદ્ધ તરીકે સ્વીકારવી પડશે. આ લડાઇથી પૃથ્વિના ઇતિહાસનું સંપૂર્ણરૂપ અને દિશા ફેરવાયાં છે.

આ સમયથી પૂર્વની પ્રતિષ્ઠાએ પશ્ચિમની સમાજનો આશ્રય લીધો છે. દુર્બલને સબળ અને સબળને દુર્બળ બનાવી દીધા છે. વાણિજ્યનો પ્રવાહ ભંગ થતાં પરદેશીનું જોર વધતાં બંદરોની આવક ઘટી ગઇ અને સ્વાધીનતા પણ જતી રહી. અન્ય આંતર વિગ્રહથી પણ ભારતવર્ષ કલાન્ત બન્યું હતું. જો આ એક માત્ર દરીયાઇ મામલો જ ભારતવર્ષ માટે સાચવવાનો હોત તો જરૂર અસંખ્ય સૈનિકો મળી આવત, પણ ભાગ્યવસાત્ ચારે તરફથી સંદેશો આવી પડયા હતાં. જે ભારત સમાજ સમગ્ર સભ્ય સમાજને માલ આપી ધન ગૌરવે અને વાણિજ્યે જે એક દીવસ પ્રબળ બન્યું હતું, તે જનસમાજ દીનહીન અને કંગાલ બની ભીક્ષાપાત્ર હાથમાં લઇ યુરોપના દ્વાર પામે ઉભા રહેવાનો સમય જે આજે આવી લાગ્યો છે તે પરિવર્તન, તે યુગાન્તર કેમ થયો તેની આ આલોચના છે.

પ્રથમ વિજય વખતે પોર્ટુગાલનો અન્ય યુરોપનાં રાજ્યો દ્વેષ કરી સમદ્ર માર્ગે અન્ય દિશાઓમાં શંકા માર્યા હતાં. પરંતુ આ

વખતે પોર્ટુગાલના વિજયથી સમસ્ત ખ્રિસ્તિ સમાજ ખ્રિસ્તિઓનો વિજય ગણી સર્વેને એક સરખો ઉત્સાહ વધ્યો હતો. એશિયા સમગ્ર યુરોપને શત્રુ સમાન ગણાતું હતું. ધર્મ સ્થાપવામા યુરોપના દરેક મનુષ્યને આંખા દેશના સમાજની પીડ હતી. આ નીતિથી પોર્ટુગાલે પોતાની પ્રવૃતિ તરફ સર્વેની સહાનુભુતિ મેળવી હતી. આ બાજુ એશિયા તો કલિકોટના હિંદુ મુસલમાનના પરાજયને સમગ્ર એશિયાના પરાજય તરીકે ગણતુ નહોતું. અંદરખાને મુસલમાન હિંદુથી જુદા હતા, તેને પણ પોતાનો ધર્મપ્રચાર કરવો હતો તેમ રાજ્યો પણ સ્થાપન કરવા હતા. ફિરંગિ વણિકે તો ભારતવર્ષ આવી ભારતવર્ષમા જ રહેવા અને સ્થાપિત થવા નિશ્ચય કર્યો હતો જ્યારે મુસલમાનો લાબા વખત સુધી હિંદમા આવી લુંટફાટ કરી ચાલ્યા જતા હતા. આ રીતે આ જમાના સુધી મુસલમાને હિંદ પોતાનું ગણ્યું નહોતું કે ગણવાનું વર્તન કર્યું નહોતું. મુસલમાનોએ એશિયા વાસી તરીકે પણ ભારતવર્ષથી કે હિંદુઓ સાથે એકતા હૃદયમા ધારણ કરી નહોતી. પાડોશી ધર્મ કે બધુભાવ જો એશિયાના હૃદયમા હોત તો કલિકોટ માત્ર કે મલબાર કાંઠો હાથ કરવાથી ફિરગિ સમસ્ત ભારતવર્ષ માટે આશા બાધત નહિ. એશિયાનુ આ અહછીદ્ર તેનાથી અજાણ્યુ ન હતું અને તેજ નીતિ ઉપર આધાર રાખી ભારતવર્ષ ઉપર અધિકાર મેળવવો સહજ ધાર્યો હતો. મુસલમાનની અવસ્થા પણ શોચનીય હતી. આ યુદ્ધથી એશિયામાથી પણ તેમનો લોપ થવા બેઠો હતો. મિસર અને યુરોપી તુર્કસ્તાનના જુદા જુદા સ્વતંત્ર રાજ્યો હતા એક બીજાનો પરાજય તે એક બીજા પોતાનો પરાજય છે એમ એકધર્મી હોવા છતા પણ સમજતા નહિ પણ ઉલટા એક બીજાનો

અભ્યુદય જોઇ શકના નહિ અને સમય આવ્યે એક બીજાનો પ્રદેશ અધિકારમા લેવા અનુકૂળ સમયની રાહ જોતા હતા. મિસર પોતાના અંદરો અંદરના આવા કલેશને લીધે ફરી વખત હિંદ તરફ વાણિજ્ય રક્ષણ માટે વધારે પ્રયત્ન કરી શકતું નહિ. મિસર જો અરબ્બી સમુદ્રમા વધારે બળ ક્ષય કરે, તો પોતાનો જાતભાઈ પોતા ઉપર ચડી આવે. આ પ્રમાણે મુસલમાનનો પરાજય ચિરપરાજયજ નીવડયો. ફિરંગિને હમેશને માટે આખો સમુદ્ર માર્ગ નિષ્કંટક થયો જે કાયમને માટે જ રહ્યોઃ *

મિસર જે કાઇ નિર્બળ થયું હતું તે તુર્કસ્તાનથી અજાણ્યુ નહોતું. સમય આવતા નાનાં નાનાં છમકલાં શરૂ કર્યા, ધીમે ધીમે ઘનાગે આપી કાલક્રમે તુર્કે-મિસર હુતી લીધું. આ સ્વજાતિના કલહમા પોતાનું રક્ષણ કરવામા ગુંથાએલો મિસરનો સુલતાન એશિયા માટે ઉત્તર ભાવિ વાણિજ્ય રક્ષણ માટે જે પ્રયત્ન કરતો હતો તેમા ફરીથી કાંઇ કરી શકયોજ નહિ.

આ પ્રમાણે પૂર્વ સાગરે પશ્ચિમ નીવાસીની શક્તિ દ્રઢ પ્રતિષ્ઠિત થઇ. તે જોતા જો પોર્ટુગાલે આટલોજ પ્રયત્ન ભુમધ્ય સમુદ્રમા કર્યો હોત, તો જરૂર તે બાજુ ત્યા મિસર અને તુર્કસ્તાનનાં દીલ જુદા

* *In as much as that peroid, Sultan Salim Khaquan of Rum (Turkey) defeated the Ghoriah of Eyypt, and the empire of the latter came to an end, the Samri, who was the promoter of this war, lost heart, and the Portuguese acquired complete domination.—Raiz-us-Salatens. P. 404.*

હતાં ત્યા વધુ ટકાવવાનો પ્રસંગ આવત તેમાં સંદેહ નથી. ભારતવર્ષ આવતાં જતા કે સબંધ જાળવવા લાબી દોરી થઇ પડે ત્યારે ભુમધ્ય સમુદ્રમાં આટલુંજ બળ નજીક હોવાથી અનેકગણા વધારે ઉત્સાહથી પરીપૂર્ણ વિજયને પ્રાપ્ત કરી શકત.

આલમિડા ભારત સમુદ્રમાં પોર્ટુગાલની સર્વોપરી સત્તા જમાવવા ટાપુઓમા કિલ્લા બાંધવા અને તેની સહાયથી જળમાર્ગે વધારે મજબુત થવા યોજના ઘડતો હતો. જમીન માર્ગે કિલ્લા બાંધી વાણિજ્ય રક્ષા કે રાજ્યસ્થાપન માટે તેને ઉતાવળ નહોતી. પરંતુ પોર્ટુગાલના રાજાને જમીન ઉપર મજબુત કિલ્લાઓ બાધી રાજ્ય સ્થાપના કરવી હતી. ઇમાન્યુએલ ગમે તેમ તો રાજા અને ધણી હતો, અને આલમિડા રાજપુરૂષ માત્ર, તેને ગમે તેવી હોય તો પણ રાજ્યઆના માથે ચડાવવીજ જોઇએ. આલમિડા બહુ દુરદર્શી હતો બહુ દુર બેઠેલા રાજા કરતા યોગ્ય દીર્ઘદ્રષ્ટિથી અમલદાર વસ્તુસ્થિતી જોઇ જે નિર્ણય કરે છે, તેજ બહુધા યોગ્ય હોય છે, છતા કોઇ વખતે મનભેદ પડતા તે કામને ધક્કો પહોચે છે. ઇતિહાસ પણ આજે રાજા કરતા રાજપુરૂષના વિશેષ વખાણ કરે છે, તેના મુળ કારણ આવાજ હોય છે. ઇમાન્યુઅલે પોર્ટુગાલથી જે પ્રવૃત્તિઓ કરી તે સામાન્ય રીતે યોગ્ય હતી તોપણ તેણે રાજપ્રતિનિધિનો અભિપ્રાય તો માગ્યોજ.

આલમિડા જમીન માર્ગે કિલ્લાઓ બાધવા માટે સંમત થયો નહિ. તેણે વારવાર સમજાવી લખ્યુ કે અત્યારે ગમે તેના માર ખાધેલા નાના મોટા શત્રુઓ હજી જીવંત છે. અને તે દરેક દિશાએ દરેક બંદર નજીક છે, જ્યા જ્યા મામલો ઉભો થાય ત્યા જળ માર્ગનું લશ્કર પહોચી શકે છે. પરંતુ જો કિ[illegible]

વધારવામા આવે અને રાજ્ય સ્થાપન કરવાનો તેમા ઉદ્દેશ હોય તો તે લાલચ અને ઉનાનળમાં અત્યારથી પડવું એ યોગ્ય નથી. સમય આવ્યે તે પણ થઇજ રહેશે અત્યારે આપણી પાસે જે સૈન્ય છે તે આપણે જેમ જેમ કિલ્લા બાધતા જઇયે અને વધારતા જઇયે તેમ તેમ તેના રક્ષણ માટે તેમા લશ્કર રાખતા જવું પડે. કિલ્લામા લશ્કર અલ્પ સખ્યાનું થઇ જતા તે કોઇના આક્રમણે સહજે પરાભવ પામે અને આથી આપણુ બળ વિભક્ત થતા આપણને પસ્તાવાનો વખત પણ આવે તેવું મારૂં માનવુ છે.

જ્યારે બીજી રીતે ટાપુઓના કિલ્લા બહુ ઉપયોગી સાધનો નિવ ડશે. જેને આધારે ભારત સાગરમા આપણું પ્રબળ જોર આપણો પ્રતાપ ચિરપ્રતિષ્ટિત થશે ભારતવાણિજ્યને આ પ્રમાણેની ગોઠવણથી સારામા સારૂં રક્ષણ મળશે અને તેથી તે એક હાથે જ રહેશે. એક નોકર જેટલુ સમજાવી શકે તેટલે દુર સુધી આલમિડાએ સમજાવવા મહેનત કરવામા કચાશ રાખી નહિ. તેણે લખ્યુ હતું જે " ભારત વર્ષમાથી મુસલમાન વણિકોને હમેશમાટે દુર રાખવાનો પ્રાકૃત ઉપાય થઇ ગયો છે. " આ માર્ગેજ જો આપણે કામ કરતા રહીશુ તો ઇશ્વરેચ્છાએ અચિર ઉદ્દેશ સફ્ળજ થશે ઇમાન્યુએલ આ સર્વ સમાચાર પર વિરૂદ્ધ ભાવથી ગુસ્સે થયો અને ધીરજ ખોઇ બેસતા તેને લાગ્યુ કે—આલમિડાને જે ઠીક લાગશે તેજ કરશે, કદાચ રાજ આજ્ઞાની અવજ્ઞા કરશે તો હવે તેને પદચ્યુત કરી બીજાને નીમવો ઉચિત છે. આ પ્રમાણે આલુબુકાર્કને રાજ્યપ્રતિનિધિ નીમી ભારતવર્ષ તરફ મોકલવામા આવ્યો.

ભારત વર્ષ માટે આલુબુકાર્ક અજાણ્યો નહોતો તે ભારત વર્ષમા પોતાની પહેલી મુસાફરીમા ટુંક વખત રહ્યો હતો છતાં પોતાની

કુશળતાથી સારી પ્રતિષ્ઠા મેળવી સ્વદેશ ગયો હતો કે જેથી ત્યાંની રાજ્યસભામાં તેનું આધિપત્ય પ્રબળ થયું હતું. એક વખત ફાવેલો મનુષ્ય હિંમતથી કામ કરે છે, છતાં પોતાના વિચાર ઉપર વધારે મદાર રાખી બેસે છે. સરખા અધિકારિ એકને પદભ્રષ્ટ કરી બીજાને નીમવાંમાં આવે ત્યારે પહેલા કરતાં વિપરિત વર્તનજ નવો આગંતુક કરે તે એક દોષ ઉભો થાય છે. વસ્તુસ્થિતિ ફરી વખત જોઇ આલમિડાના વિચારો સાથે મેળવી નિર્ણય કરવા જેટલું આલુબુકાર્કે ડહાપણ વાપર્યું જ નહિ. પોતાના બળ અને રાજાની આજ્ઞા ઉપરજ આધાર રાખી આલમિડાએ ભવિષ્ય માટે કાંઇ વિચાર ધીરજથી કર્યોજ નહિ. તે સન્મુખના લાભોના લોભે અન્ધ બની ગયો, અને એકજ વિચારને વળગી રહ્યો કે રાજ્યવિસ્તાર વગર વાણિજ્ય વિસ્તાર કે વાણિજ્ય દ્રઢતા થઇ શકેજ નહિ.

તેને જે લાગ્યું તે પ્રમાણે રાજાએ પણ સમજાવ્યું હતું. પરંતુ આલમિડાએ તેને ગાડો મુર્ખ, રાજ્યપ્રતિનિધિના ઉચ્ચપદે નીમાવા સંપુર્ણ નાલાયક ગણી જાહેર રીતે તેની અવજ્ઞા કરી હતી×

આલુબુકાર્ક વહાણો લઇ પહેલાં આફ્રિકાના પૂર્વ કીનારે ઉતર્યો હતો અને ત્યાં સોકોટ્રા નામના પ્રખ્યાત બંદર ઉપર આક્રમણ કર્યું.

---

× *He constantly referred to Albuquerque as a "fool" and a "Madman" and there can be little doubt but that he actually did bring his mind to consider him unfit to administer the affairs of the Indian trade;—Danner's Portuguese in India. Vol. I. P. 147.*

આ બંદર મિસરનું મુખ્ય થાણું હતું અને તે બંદર રાતા સમુદ્રના મોટા રસ્તાની રક્ષા કરી મિસર દેશ સાથેના ભારતવર્ષના જલવાણિજ્યનું રક્ષણ કરતું હતું. અત્યારે ભારત વાણિજ્યને ભારે ધક્કો પહોંચ્યો હતો, તો પણ આ બંદરનું વાણિજ્ય સાફ ચાલતું હતું ફિરંગિ આહિ-સુધી કદાચ અત્યાર સુધી આવ્યા પણ નહોય કારણ કે અત્યારે ત્યાં બહુ બહુ દેશના વ્યાપારીઓની વસતી હજી હતી. આ બંદર પોર્ટુગીઝે અધિકારમાં લીધું અને સર્વ મુસલમાનોને મારી નાખ્યા તેનો આસપાસનો પ્રદેશ અને તાલવને ખ્રિસ્તિનો અધિકાર સ્થાપ્યો.

મોકોટ્રા અધિકારમાં લીધા પછી આરબદેશના કીનારાના ભાગમાં તે આગળ વધ્યો ગયો નાના નાના સ્થાનો લેતો તે મસ્કત નગર પહોંચ્યો અને ત્યાં ગોળા વર્ષાવવા શરૂ કર્યા આ પ્રમાણે પગરયન ગલ્ફ સુધી, ફિરંગિ વણિકની આણ ફરી ગઇ આટલું કરી આવી, આલ્બુકાર્ક વિજયની હોંસ ભર્યો ૧૫૦૮ ની સાલમાં કાનાનોર આવ્યો અને ત્યાં આલમિડાને-પોર્ટુગાલનો હુકમ સમજાવ્યો

આલમિડા પુત્ર શોકમાં તેનો બદલો લેવા માટે યુદ્ધની તૈયારીઓ કરતો હતો આગળ જે આપણે વાંચી ગયા તે જ દીવસનું યુદ્ધ આ વખતે જ ચાલી રહ્યું હતું, અને પુરતી સહાય આલ્બુકાર્કના લશ્કરની મળતા, આલમિડાને શરૂ થયેલા આ યુદ્ધમાં ભારે મદદરૂપ થતા, આખરે તે લડાઇમાં આલમિડાનો જય થયો લડાઇ ચાલતી હતી ત્યાંસુધી આલમિડાએ પોતાનો ચાર્જ છોડયો જ નહિ, તેમ લડાઇમા પોતે જ ગયો હતો તે યુદ્ધ પુરૂં થાય ત્યાંસુધી આલ્બુકાર્કને આલમિડા સામું જોઈ રહેવું પડયું.

આખરે લડાઇ પુરી થતા વિજયલાભ કરી આવેલ આલ્બુકાર્ક જ્યારે સગૌરવે મલબાર પાછો આવ્યો, ત્યારે આલ્બુકાર્કે આલમિડાને ફારગ થવા કહ્યુ પણ તેણે માન્યુ જ નહિ અને પોતાના અધિકાર ઉપર ચાલુ જ રહ્યો. આલ્બુકાર્કે ઘણું સમજાવ્યુ, રાજ્ય આજ્ઞા છે તો તારે ગમે તેમ પાળવી જ જોઇયે. રાજ્ય આજ્ઞા અમાન્ય કરવાના ફળ શુ આવે છે વગેરે કહી સંભળાવી તે છેવટે એલફેલ બોલ્યો એટલે આલમિડાએ તેને શૃંખલા બદ્ધ કરી કારાગ્રહમા પુરી મૂક્યો, અને આ સ્થિતિમા જ તને પોર્ટુગાલ મોકલીશ તેમ દમ પણ ભરાવ્યો.

ફિરંગિ વણિકના આકસ્મિક કલેશથી ક્ષુદ્ર કોચીન રાજ્યની પ્રજાના મનમા થોડો ગભરાટ થયો. આલ્બુકાર્ક પોતાના અધિકાર ઉપર તેને ઉતારી મુકેલ છતા ચાલુ જ રહ્યો તેથી પોર્ટુગાલનો રાજા ગુસ્સે થઇ ગયો. ઉપરાત આલ્બુકાર્કને કેદ કર્યાના સમાચાર સાભળી તેને પણ ભય સચાર થયો અને તેથી ત્વરાથી આલ્બુકાર્કના ભાઇના દીકરા માર્શલ ડમ ફરનાન્ડ કુટિન રેને રાજ્ય આજ્ઞા સાથે નૌકા સૈન્યના અધિપતિ તરીકે નીમણુક કરી રવાના કર્યો આ સૈન્ય અને વહાણો સાથે માર્શલ આવતા આલ્બુકાર્કની ચક્રાન્ત જાળ છિન્ન ભિન્ન થઇ ગઇ

આલ્બુકાર્કને રાજ્ય પ્રતિનિધિનો ચાર્જ સોપવામા આવ્યો અને આલમિડા સ્વદેશ તરફ પાછો ફરવા તૈયાર થઇ ગયો. આલમિડા પોર્ટુગાલ જતા "કેપ ઓફ ગુડ હોપ" ઓળગી આફ્રિકાના દક્ષિણ કિનારે ખોરાક અને પાણી માટે ઉતરતા ત્યાના બર્બર લોકો સાથે આલમિડાના માણસોને કાઇક કજીયો થયો આલમિડા પોતાના

માણસોને મદદ કરવા વહાણમાંથી ઉતરતા, તેના ગળામાં એક તીર આવી આરપાર નીકળી ગયું અને આલમિડા ત્યાંજ મૃત્યુને પામ્યો.

આલમિડા ભારતવર્ષ છોડતાં, ભારતવાણિજ્ય નીતિ આલમિડા જતાં તેપણ ફરી ગઇ. આલ્બુકર્ક ભારતવર્ષના રાજાઓ પાસે જ તેમનું રાજ્ય રહેવા દઇ, તેમને પોતાના આધિપત્યમાં લઇ સમુદ્રમાં રક્ષણાર્થે લશ્કર રાખી વાણિજ્યનું રક્ષણ કરી તેનો વિસ્તાર કરતો હતો. તેને વાણિજ્યનો જ લોભ હતો તેને રાજ્ય વિસ્તારનો લોભ નહોતો. આ પ્રમાણે પોતે દરીયામાં રહી શત્રુઓને પુરતી રીતે પહોચી શકતો અને દિન પ્રતિદીન પોર્ટુગાલનું સૈન્ય પ્રબળ થતા તેનું લક્ષ્ય સાધન સહજ અને મગ્ન થઇ ગયું હતું.

આલ્બુકર્ક જતા ઇતિહાસમા એક નવો અધ્યાય શરૂ થયો

## પ્રકરણ ૧૪ મું.

### રાજ્ય લાભ.

*Albuquerque entered at once on those vast schemes of conquest which have made him one of the heroes of Portugueze Conquests in India.*

ઇ૦ સ૦ ૧૪૫૩ માં આલ્બુકર્કનો જન્મ થયો હતો. તે વખતે પોર્ટુગાલ પારકા ચર્યમા પડેલો એક અજાણ્યો દેશ હતો. ત્યાર પછી જે જે બનાવોથી પોર્ટુગાલની ધીરે ધીરે ચઢતી થઇ, તે

સર્વે આલુબુકાર્કની જીંદગીમાં જ બની હતી. તે જ્યારે યુવાન થયો ત્યારે જેના દેશમાં સ્વદેશ પ્રેમથી મદમત્ત થઇ ઉઠયો હતો, તે સ્વતંત્ર જીવનથી તેની માત્રા દ્વિગુણ વધતી જતી હતી. ભારતવર્ષ આવી રાજ્ય પ્રતિનિધિના ઉચ્ચપદ અને અધિકાર પ્રાપ્ત કર્યાં ત્યારે તેની ઉમર લગભગ સાઠ વર્ષની થઇ હતી. પણ ઉત્સાહમાં અને કામ કરવામાં તેને જોઇ ભલભલા યુવાનોનું પાણી ઉતરી જતું. આપણે વાંચી ગયા તેમ પોર્ટુગાલના રાજાને વાણિજ્ય કરતાં રાજ્ય વિસ્તાર તરફ ભારે લાલસા હતી, તે પ્રમાણે આલુબુકાર્કને પણ રાજ્ય વિસ્તાર જ મહામંત્ર હતો. આ પ્રમાણે આલુબુકાર્ક આલમિડા જતાં હવે સ્વતંત્ર હતો એટલે પોતાનું લક્ષ્ય સાધવા માટે રચનાઓ કરવા માંડયો.

મલબારનાં દરેક બંદરે ફિરંગિ વણિકની કોઠીઓ સ્થાપેલ હતી. ભારત મહાસાગરમાં ફિરંગિની જ આણ ફરતી હતી, ફિરંગિ વણિકની લુંટના પ્રતાપે બીજા કોઇપણ વેપારીનું વહાણ હવે કોઇને સ્વપ્ને પણ યાદ આવતું નહોતું, પણ કલીકોટ બંદરે હજી મુસલમાન વહાણો આવતાં હતાં. કલિકટ બંદર જાણે ફિરંગિનો કોઇ પૂર્વ-જન્મનો વૈરી હોય તેમ હજી જીવંત હોઇ ફિરંગિ વણિકને એક કાંટારૂપ હતો.

કલિકોટનું એકલું રાજ્ય શત્રુ રૂપે સામે હોત તો ફિરંગિ વણિકને કાંઇ ચિંતા કરવા કારણ નહોતું. સમગ્ર મુસલમાનો કલિકોટના પક્ષમાં હતા, તેથી જ ફિરંગિ વણિકને તેની સંભાળ લેવા જરૂર હતી. એ આવે છે, એ આવ્યા, તેમ હમેશાં ભણકારા આવતા

અને ફિરંગિનો જીવ ઉંચો નીચો થતો. + આ બધને મૂળથી ઉખેડી નાખવા આલ્બુકર્કને જરૂર જણાઇ.

જીંદગીભર મુસલમાનનો દ્વેષ જેણે સેવ્યો હતો, બાઇબાકું અને દેશ સમસ્ત એક વખતે જેના પગ નીચે કચડાતું હતું, તેમ વખત જતાં પરાભવને પણ પામ્યું હતું, તે મુસલમાન કેમ માટે તો તેને હાડોહાડ દ્વેષ ભર્યો હતો. આ વિદ્વેષ માટે તે પોતે બહુ પ્રખ્યાતિને પામ્યો હતો. ઇતિહાસમાં આને માટે જે જે પ્રમાણે નોંધાયાં છે, તે થોડાં નથી. પરંતુ પોતાના ચરિત્રની જે વ્યાખ્યા અને પોતાના ગુપ્ત સંકલ્પો જે તે નોંધાવી ગયો છે તે વળી તેના કરતાં વધારે ભયંકર હતા. તેને શું શું કરવું હતું, તેના રાક્ષસી મગજમાં અમાનુષીક વિચારે મુસલમાનના ધ્વંસની જે જે તરકીબો તૈયાર થઇ હતી તે વાચના કંપારી છુટે છે. ચંચળ મન પોતાની શક્તિ અગર શક્તિ બહારના, સારા અને નરસા જે જે મનોરથો કરે છે, તેને માટે જે સમય જોઇએ તેનો જો સરવાળો કરે, તો ભાગ્યે જ પોતાની જીંદગીનો વધારેમાં વધારે જીવના સુંદીનો વખત પણ તે માટે પુરતો થઇ શકે. કાંઇ મનોરથો પુરા થવા ન થવા દૈવાધીન છે પણ પવન વેગી મન તો લાખો કોષ ચાલ્યું જાય છે.

મિસરના મુસલમાન રાજ્યને યોગ્ય દંડ આપવા, મિસરમા ખેતીવાડી જે નીલ નદીના પાણીથી જ થતી હતી, તે નીલ નદીને

---

+ *The cry "the Rums are comming" menaced me at every step—Albuquerque's letter to the King, April, 1512.*

ખોદી તેનું પાણી દરિયામા વળાવી લઇ આખા મિસરની ખેતરાડીને નષ્ટ કરી, આલુબુકાર્કે તે દેશને રેતીના મેદાન જેવો બનાવી દેવા દઢ સંકલ્પ કર્યો હતો.

સમગ્ર મિસર દેશને ભુખે મારવાના સંકલ્પ ઉપરાત તેનો બીજો સંકલ્પ એવો હતો કે, મુસલમાન સમાજ અને ધર્મને નષ્ટ કરવા માટે મુસલમાન ધર્મ પ્રવર્તક મહમ્મદના પવિત્ર શબને સર્વ સમક્ષ ખોદી કાઢી બાળી ભસ્મ કરવા.

આટલા મોટા સંકલ્પો આ ભાગિરથ કામો બિચારાથી બન્યા નહિ, પરંતુ આ વિચારોએ આલુબુકાર્કને મુસલમાન વિદ્વેષની માત્રા કેટલી ચડી હતી તેની યથાયોગ્ય કલ્પના થઇ શકે છે

પોર્ટુગાલ અને સમસ્ત યુરોપવાસી ખ્રિસ્તિઓથી આલુબુકાર્કના આ વિચારો કાઇ ભિન્ન નહોતા સામાન્ય માણસના વિચારો શક્તિના

* *There are two actions suggested by the magnanimity of his heart which he determined to perform. One was to direct the channel of the Nile to the Red Sea and prevent it from running through Egypt, there by to render the lands of the Grand Turk sterile, the other t carry away the bones of the abominable Mofama (Mahammad) that they being reduced publicly to ashes, the Votaries of so foul a sect might be confounded—Machado.*

અભાવે વાયુમાં મળી જનારા, બળબળાટ જેટલો જ તોલ કરાવે છે. પરંતુ બાહુબળ યુક્ત આવા શક્તિ સંપન્ન રાજ્ય પુરુષના વિચારો હરપળે અમલમાં આવવાની બીતી દર્શાવનારા જ લાગે તેમાં નવાઈ જ નહિ. આલ્બુકર્કના આ વિચારો જણાવતા ઇતિહાસકારોને કાંઇ લજ્જા ઉત્પન્ન થઇ નહિ, તેઓએ ઉલટા તેના આ વિચારોને તેના દૃઢ ચરિત્ર, વિરપુરુષોચિત્ત મનોબળ તરીકે જ ઓળખાવાનાં પ્રશંસા પાત્ર જ ગણ્યા છે.

આલ્બુકર્કને હિન્દુઓ તરફનો દ્વેષ પણ કાંઇ ઓછો નહોતો. હિન્દુ મુસલમાન એકત્રમલી કલિકોટના રાજ્યને સહાય કરતા હતા. કલિકોટનું બંદર હિંદુ મુસલમાનને એકત્ર થવાનું કેન્દ્રસ્થ બન્યું હતું તેથી કલિકોટનો પ્રથમ ધ્વંસ કરવા કટિ બદ્ધ થયો. જળ માર્ગ તો હવે સાફ હતો, જળ માર્ગે હિંદુ કે મુસલમાન કોઇપણ આવજા કરી શકતા નહિ. એક વહાણ કે મછવો પોર્ટુગાલ સિવાય અન્યનો સમુદ્રમા ફરકી શકતો ન હતો. એટલે તે રસ્તે હિંદુ મુસલમાન એકત્ર થઇ શકતા નહોતા. બાકી રહેલા સ્થલ માર્ગેજ કલિકોટ રાજ્યમાં ભરતી થતી હતી, અને તે દિવસો દિવસ હિંદુ અને મુસલમાન હાથે હાથ મેળવી નીડરપણે કલિકોટમાં આસપાસથી આવી બેઠા હતા. આલ્બુકર્ક આ સમુદ સમુદ્રમાં જ પધરાવવા અને કલિકોટનું રાજ્ય પચાવી પાડવા માગતો હતો.

૧૫૧૦ ની સલામા કલિકોટના બંદર ઉપર પોર્ટુગાલની તોપોએ ભયંકર ગર્જનાઓ શરૂ કરી. કલિકોટના રાજ્ય પાસે જે વહાણો હતાં તેમા લશ્કર તૈયાર થઇ સામું ગયું. હિન્દુ અને મુસલમાન વિરોચીત ટેક લઇને જ બેઠા હતા, તેઓ જાણતા હતા કે કલિકોટ

પોર્ટુગાલના લડાયક વહાણોના ગોળા માત્રમા માર ખમી શકશે નહિ, પોર્ટુગાલ જેટલા દિવસ મોડું આવી પહોચે તેટલી જ કલિકોટની આયુષ્ય છે. આટલું જાણવા છતા યુદ્ધ ક્ષેત્રે હોમાવા રણયજ્ઞે આહુતી થવા મહર્ષ સામી છાતીએ દોડયા પ્રબળ ગોળાના પ્રવાહે તેમને ખાળ્યા, તેઓ શત્રુના વહાણો નજીક જઇ કાઇ કરી શકે તે પહેલા જ તેમના વહાણો જલમા સમાધિષ્ટ થયા. વહાણોનો નાશ કરી, ફિરગિ વણિકના વહાણો આગળ વધી કાઠે લાગ્યા અને તેમાનું લશ્કર શહેરમા દાખલ થયુ.

શહેરમા ઉતરેલ લશ્કરે શહેર બાળવા માડ્યું. * એટલે હિદુ મુસલમાન રાજ્યગઢમા એકત્ર થયા અને ત્યાથી પુરતા બળે ફિરગિઓ ઉપર આક્રમણ કર્યુ. આ આક્રમણમા જમીન ઉપર ઉતરેલ લશ્કરને કલિકોટના શુરવીરોએ બરાબર હાથ બતાવ્યો, જેમા પાયબો ફિરગિ માર્યા ગયા અને જે કોઇ રીતે બચ્યા તેઓ કલિકોટના વીરોના માર સહી ન શકવાથી વહાણો ઉપર જઇ આત્મરક્ષા કરવા નાસવા માડયા. × બીજી તરફ જમીન ઉપરના લશ્કરની નાશભાગથી વહાણો

* In the month of Ram an 915 A H. the Portuguese proceeded to Kalikot, set fire to the Cathedral Mo que and swept the town with the broom of plunder—Raz-us-Salateen p. 404

+ The Malbarees colle ting together attacked the Christian, killed five hundred leading Portu guese and drowned many of them in sea. Those who escaped the sword, fled to the port of Kolam,

ઉપર પણ હલ્લાહોલ થયો એટલે નાસી જતા સૈનિકોએ રસ્તો બદલી કોલામ ગયા અને ત્યાંના બંદરના ગાશીયાના આશ્રયે એક બંધ બાંધી પોતાનો બચાવ કરવા માંડયા.

આ પરાજયથી આલુબુકર્ક કાંઇક અંશે નિરાશ તો થયો અને ન છુટકે હાલ તો કલિકોટને છોડી, બીજી કોઇ જગ્યાએ રાજ્યધાની સ્થાપવા માટે યોગ્ય સ્થળની તપાસ કરવા માંડયો. આ પરાજય માટે ઇતિહાસમાં ક્યાંય ઉલ્લેખ હશે ખરો પણ કલિકોટના રાજા માટે ધડો લેવા લાયક આ પ્રસંગ ઉચિત રીતે વર્ણવવામાં આવ્યો નથી. પોર્ટુગાલના પ્રબળ વેગ સામે વારંવાર પરાભુત થયા છતાં વારંવાર તૈયાર થઇ, પોર્ટુગાલનું આક્રમણ ખાળતો હતો. પ્રયત્ને આ વખતે તેઓને પાછા હઠાવ્યા.

આલુબુકર્કને યોગ્ય સ્થળ મળી આવ્યું. એક બાન્તવાસી જલદસ્યુએ તેને જે સ્થળ બતાવ્યું, તે એક નાનો પણ સુરક્ષિત ટાપુ હતો. આ ટાપુ ઉપર કિલ્લો બાંધી આદિલશાહ નામનો શાહ નામથી ઓળખાતો રાજા રાજ્ય કરતો હતો. આલુબુકર્કે ૧૫૧૦ ની સાલમાં આ ટાપુ ઉપર આક્રમણ કર્યું. હિન્દુ મુસલમાન અને પરસ્થનવાસી શહેરીઓ આ આક્રમણ સહન કરી શક્યાં નહિ નાસી છુટયા અને કાંઇક માર્યા ગયાં. આ પ્રમાણે આલુબુકર્કે સિંહાસન પોતાના અધિકારમા લઇ રાજ્ય કરવામાં પ્રવૃત્ત થયો.

આદિલશાહે બે માસમાં ફરી આ નગર અધિકારમાં લીધું.

---

*and intriguing with the chief of that place, erected a small fort and entrenched themselves there.— Raiz-us-Salateen P. 405.*

યુદ્ધ શરૂ થયું, છ માસ સુધી પોર્ટુગાલના લશ્કરે બચાવ કર્યો અને કિલ્લાની દીવાલ ચુર્ણ થઇ જતાં સુલેહનો વાવટો બતાવવામાં આવ્યો. નિરૂપાયે ફિરંગિ વણિકે આદિલશાહને મ્હોં માગ્યું ધન આપી, આ કિલ્લો ખરીદ કરી લીધો. તે વખતથી આજસુધી પોર્ટુગાલની હિંદુસ્તાનમાં તે જ રાજધાની છે તે શહેર રાજ્યધાની ગોવા નગરીના નામથી ઓળખાય છે. *

આ પ્રમાણે જમીન ઉપર રાજ્ય સ્થાપના માટેના પ્રયત્નમાં સમય વ્યય અને કેટલો બળ ક્ષય થયો, છેવટે ગોવા નગરી પણ વેચાતી જ લેવી પડી હતી કલિકોટથી પણ હાર ખાવી પડી હતી. આ રીતે જમીન ઉપર રાજ્ય સ્થાપનની લાલચને પોષતા પ્રથમ જ પોર્ટુગાલને પાછું પડવું પડયું હતું. આલમિડાની દીર્ઘ નજરે જે કાંઇ લાગતું હતું તે કાઇ ખોટું ન હતું. આ કાર્ય માટે હજી થોડો સમય હતો એટલું જ માત્ર આલમિડાનું કહેવું હતું.

ફિરંગિ વણિકની ભારત વાણિજ્યની રાજ્યધાનીને એક સુદ્રઢ કિલ્લો બાંધવામાં આવ્યો અને તે શીઘ્ર ધનરત્ન સંપન્ન નગરી વસી ગઇ. વ્યાપાર પણ સબળ આશ્રય નીચે વધવા માંડયો હતો. આ

* રિયાઝ કિંમત આપવા માટે લખી ગયો છે. પરંતુ ખ્રિસ્તિ લેખકોના કોઇ લખાણમાં કિંમત આપ્યાનું કયાય લખેલું જણાયું નથી. *But after a short period, The Portuguese ofering a large sum of money to the ruler of that place, re-acquired possession of it, and establishing there Capital at that port, which was very strong, fortified it further—Riaz-us-Salateen. P. 405.*

રાજધાનીમાં રાજ્ય કાર્યાલયની સ્થાપના થઇ અને આલ્બુકાર્કે રાજ્ય-શાસન તથા વાણિજ્ય વ્યાપારના વિસ્તારની પ્રવૃત્તિઓ કરવા માંડી.

રાતો સમુદ્ર અને ઇરાની અખાત મુસલમાન વાણિજયનાં આશ્રય સ્થાનો હતાં આ બેઉ સાગર માર્ગે પ્રવેશ દ્વારમાં મુસલમાનો કિલ્લા બાંધી વાણિજ્ય રક્ષા કરતા હતા. આ વાણિજ્ય એટલે એક માત્ર ભારત વાણિજ્ય નહિ, પણ તે પ્રાકૃત નામે પૂર્વ વાણિજ્ય કહેવાતું હતું. જે જાપાન, ચીન, અને દૂર પૂર્વના ટાપુઓથી ચાલતા વ્યાપાર માટેનાં સંગ્રહ અને રક્ષણ સ્થાન હતા. આ દેશોમાથી જે વ્યાપાર બાર લઇ જવામા આવતો તે આ માર્ગે મિસર અને પરસ્થામાં જતો અને ત્યાંથી ભુમધ્યસાગર માર્ગે યુરોપમા કેટલીક જગ્યાઓ સુધી પહોંચતો હતો. આલ્બુકાર્ક મલબાર કાંઠા ઉપર સ્થિર થતાં તેણે પોતાની નજર હવે તે તરફ દોડવી, પોર્તુગાલથી દરેક પ્રકારની મદદ આવવી ચાલુ હતી. આલ્બુકાર્ક આ ચિરપ્રચલિત વાણિજ્ય પ્રવાહને ' કેપ ઓફ ગુડ હોપ ' તરફ આકર્ષી, સમગ્ર પૂર્વ વાણિજ્ય ફિરંગિ વણિકના આધિપત્યમા લાવવા માટે દરેક કરવા યોગ્ય પ્રયત્નોનો વીચાર કરતો હતો. તેની પાસે હવે યોગ્ય વહાણો, માણસો અને લશ્કર સાથે સરંજામ હાથમાં જ હતાં એટલે દરેક વિચારોનો ત્વરીત ગતીથી અમલ કરવા માંડ્યો.

આલ્બુકાર્ક સબળ લશ્કર લઇ પહેલાં રાતા સમુદ્રના મુખ ઉપર ગયો. ત્યાં એડન બંદર ઉપર ઓચીંતું આક્રમણ કર્યું. મુસલમાનના અધિકારનું એડન વાણિજ્ય માટે જુના જમાનાથી બહુ સમૃદ્ધ થયેલું શહેર હતું. ત્યાં યોગ્ય લશ્કર અને દરીયાઇ બળ હતું, પરંતુ તેઓ આમ ઓચીંતા લડવા તૈયાર નહોતા, તેમ ફિરંગિ વણિક

દરેક સાધન સંપન્ન હતો તેથી એડન વગર વિલંબે હસ્તગત થયું. લશ્કરના બારાંસે ફિરંગિ વણિકે એડન ઉપર તોપો માંડી દીધી હતી જેથી તે શહેર લગભગ નારાજ જ થઇ ગયું. એડન સરકારી અંરમઝ કિલ્લા ઉપર આલબુકાર્ક ચડી ગયો. અંજાઇ ગયેલા મુસલમાનો આ સબળ કિલ્લામાં લાંબો વખત ટકી શકયા નહિ હારી ગયેલો મનુષ્ય ડબલ મારખાય છે, તેમ તેઓએ મારવાને બદલે મારજ ખાધો.* અરક્ષિત કલિકોટ જેવા બંદરે પોર્ટુગાલના લશ્કરને જેટલું અટકાવ્યું હતું, તેટલું આ કિલ્લાનું લશ્કર વિરૂદ્ધતા બજાવી શકયું નહિ. આ પ્રમાણે રાતા સમુદ્રનું નાકું અને પરસ્યન ઉપસાગરનું મુખ ફિરંગિના અધિકારમ આવ્યાં. અમરઝનો કિલ્લો હાથ આવતાં ફિરંગિ વણિક કિલ્લામાં ગયા.

મુસલમાનો સુદૂર પૂર્વના ટાપુઓથી જે માલ લઇ જતા તે ફિરંગિ વણિક ઝુંટવી લેવા ભારત સાગરમાં લુંટારાનો ધંધો કરતો. આલ્બુકાર્ક આટલેથી પણ તૃપ્ત ન થયો અને મુસલમાનના પૂર્વ ટાપુઓના વ્યાપારનાં ઉંડા મૂળો ખોદી નાખવા પુર્વના સર્વે ટાપુઓ પોતાના અધિકારમાં લેવા તૈયાર થયો. મલાકકાના દ્વીપે પહેલેથી ફિરંગિ વણિકની કોઠી હતી. આ સ્થાપિત કોઠી ઉપર ત્યાંની સુલતાનની મુસલમાન વસ્તીએ મારામારી કરી એટલે ત્યાંનાં માણસો નાસી છુટયાં. આલ્બુકાર્કને ખબર મળતાં તેઓનો ઉદ્ધાર કરવા સ્વયં પોતે મલ્લાકા ગયો.

આલ્બુકાર્કને તો આ જોઇતું જ હતું. મલકાના સુલતાનથી સુલેહસંપે કોઠી સ્થપાઇ હતી અને ફિરંગિ તેની પ્રજા તરીકે આજ સુધી વ્યાપાર કરતા હતા. પરંતુ આ પ્રમાણે વિનાકારણ ઉશ્કેરણીથી

રાજધાનીમાં રાજ્ય કાર્યાલયની સ્થાપના થઈ અને આલ્બુકાર્કે રાજ્ય શાસન તથા વાણિજ્ય વ્યાપારના વિસ્તારની પ્રવૃતિઓ કરવા માંડી

રાતો સમુદ્ર અને ઇરાની અખાત મુસલમાન વાણિજ્યનાં આશ્રય સ્થાનો હતાં આ બેઉ સાગર માર્ગે પ્રવેશ દ્વારમાં મુસલમાનો કિલ્લા બાંધી વાણિજ્ય રક્ષા કરતા હતા. આ વાણિજ્ય એટલે એક માત્ર ભારત વાણિજ્ય નહિ, પણ તે પાકન નામે પૂર્વ વાણિજ્ય કહેવાતું હતું. જે જાપાન, ચીન, અને દૂર પૂર્વના ટાપુઓથી ચાલતા વ્યાપાર માટેનાં સંગ્રહ અને રક્ષણ સ્થાન હતાં. આ દેશોમાંથી જે વ્યાપાર ભાર લઇ જવામાં આવતો તે આ માર્ગે મિસર અને પરસ્યામાં જતો અને ત્યાંથી ભૂમધ્યસાગર માર્ગે યુરોપમાં કેટલીક જગ્યાઓ સુધી પહોંચતો હતો. આલ્બુકાર્ક મલબાર કાંઠા ઉપર સ્થિર થતાં તેણે પોતાની નજર હવે તે તરફ દોડવી, પોર્તુગાલથી દરેક પ્રકારની મદદ આવતી ચાલુ હતી. આલ્બુકાર્ક આ ચિરપ્રચલિત વાણિજ્ય પ્રવાહને ' કેપ ઓફ ગુડ હોપ ' તરફ આકર્ષી, સમગ્ર પૂર્વ વાણિજ્ય ફિરંગિ વણિકના આધિપત્યમાં લાવવા માટે દરેક કરવા યોગ્ય પ્રયત્નોનો વીચાર કરતો હતો. તેની પાસે હવે યોગ્ય વહાણો. માણસો અને લશ્કર સાથે સરંજામ હાથમાં જ હતાં એટલે દરેક વિચારોનો ત્વરિત ગતીથી અમલ કરવા માંડ્યો.

આલ્બુકાર્ક સબળ લશ્કર લઇ પહેલાં રાતા સમુદ્રના મુખ ઉપર ગયો. ત્યાં એડન બંદર ઉપર ઓચીંતુ આક્રમણ કર્યું. મુસલમાનના અધિકારનું એડન વાણિજ્ય માટે જુના જમાનાથી ખડ સમૃદ્ધ થયેલું શહેર હતું. ત્યાં યોગ્ય લશ્કર અને દરીયાઇ બળ હતું, પરંતુ તેઓ આમ ઓચીંતા લડવા તૈયાર નહોતા, તેમ ફિરંગિ વણિક

દરેક સાધન સંપન્ન હતો તેથી એડન વગર વિલંબે હસ્તગત થયું. લશ્કરના ભરોસે ફિરંગિ વણિકે એડન ઉપર તોપો માંડી દીધી હતી જેથી તે શહેર લગભગ નારાજ જ થઇ ગયું. એડન સરકારી અંરમઝ કિલ્લા ઉપર આલબુકાર્ક ચડી ગયો. અંજાઇ ગયેલા મુસલમાનો આ સબળ કિલ્લામાં લાંબો વખત ટકી શક્યા નહિ હારી ગયેલો મનુષ્ય ડબલ મારખાય છે, તેમ તેઓએ મારવાને બદલે મારજ ખાધો. અરક્ષિત કલિકોટ જેવા બંદરે પોર્ટુગાલના લશ્કરને જેટલું અટકાવ્યું હતું, તેટલું આ કિલ્લાનું લશ્કર વિરૂદ્ધતા જાળવી શક્યું નહિ. આ પ્રમાણે રાતા સમુદ્રનું નાકું અને પરસ્યન ઉપસાગરનું મુખ ફિરંગિના અધિકારમ આવ્યાં. અમરઝનો કિલ્લો હાથ આવતાં ફિરંગિ વણિક કિલ્લામાં ગયા.

મુસલમાનો સુદૂર પૂર્વના ટાપુઓથી જે માલ લઇ જતા તે ફિરંગિ વણિક ઝુંટવી લેવા ભારત સાગરમાં લુંટારાનો ધંધો કરતો. આલબુકાર્ક આટલેથી પણ તૃપ્ત ન થયો અને મુસલમાનના પૂર્વ ટાપુઓના વ્યાપારનાં ઉંડા મૂળો ખોદી નાખવા પુર્વના સર્વે ટાપુઓ પોતાના અધિકારમાં લેવા તૈયાર થયો. મલાકકાના દ્વીપે પહેલેથી ફિરંગિ વણિકની કોઠી હતી. આ સ્થાપિત કોઠી ઉપર ત્યાંની સુલતાનની મુસલમાન વસતીએ મારામારી કરી એટલે ત્યાંનાં માણસો નાસી છુટયાં. આલબુકાર્કને ખબર મળતાં તેઓનો ઉદ્ધાર કરવા સ્વયં પોતે મલ્લાકા ગયો.

આલબુકાર્કને તો આ જોઇતું જ હતું. મલ્લકાના સુલતાનથી સુલેહસંપે કોઠી સ્થપાઇ હતી અને ફિરંગિ તેની પ્રજા તરીકે આજ સુધી વ્યાપાર કરતા હતા. પરંતુ આ પ્રમાણે વિનાકારણ ઉશ્કેરણીથી

ફિરંગીની ટોળી ઉપર હાથ પડતાં ફિરંગિઓને જોઈતું કારણ મળી ગયું અને વધારે પુછપરછ ન કરતાં લડાઈ જાહેર થઈ ગઈ. વ્યાપારી વ્યવસાયી આ ટાપુ ઉપર કાંઈ લશ્કર નહોતું તેથી આલ્બુકર્કે સુલતાનને કેદ કરી, ગોવા મોકલી આપ્યો અને મલક્કાના ટાપુ ઉપર કિલ્લો બંધાવી રીતસર અધિકાર સ્થાપી પોર્ટુગાલનું શાસન થાપ્યું.

ક્રમે ક્રમે સમગ્ર ભારત સાગરે ફિરંગિ વણિકનું પ્રાધાન્ય પ્રબળ થતું ગયું. પુર્વ તરફનો કાંઈપણ વ્યાપાર હવે ફિરંગિ સિવાય કોઈ માટે રહ્યો નહિ. તેમ મલબારના કાંઠા ઉપર કોઈનું આધિપત્ય થવા હવે સંભવ નહોતો.

જેઓ જુના વખતથી આ સર્વ વાણિજ્ય બંદરે વ્યાપારાર્થે આવતા, આશ્રય લેતા તેઓ મંત્ર મુગ્ધ જેમ પોર્ટુગાલની પ્રજા તરફ જોઈ રહ્યા અને પોતાનું પ્રભુત્વ ગુમાવી દાસત્વ સ્વીકાર કરવા તૈયાર થઈ ગયા. મલબારના બીજા સર્વે બંદરેથી હવે ઓછો વ્યાપાર થતો હતો. કારણ કે પોર્ટુગીઝો પોતાની રાજ્યધાની ગોવાબંદરમાં સર્વ વસ્તુઓની બજાર વસાવતી હતી, એટલે અન્ય બંદરના વ્યાપારીઓ તે બંદરો છોડી હવે પોતાનો માલ ગોવાબંદરે લાવવા માંડ્યા. આ પ્રમાણે હવે ગોવાબંદર પૂર્વનું મુખ્ય બંદર અને વાણિજ્ય સ્થાન થઈ પડ્યું. ગોવાનગરની વસતી દીનપ્રતિદિન વધવા લાગી. અનેક ગામોના વહાણો માલ ભરી વ્યાપાર કરવા આહિંજ આવવા માંડ્યા. આ રીતે મલબારના વ્યાપારીઓ પોર્ટુગીઝના માત્ર દલાલ જ થઈ પડ્યા. કારણ કે માલક તો માત્ર પોર્ટુગીઝ વ્યાપારીઓ જ હતા, ભલે રાજ્ય તરફથી સગવડ અને ઉત્તેજન મળતા પણ જેની આપ કરતા વાર ન લાગે તેનો શું ભરોસો.

જેઓ ફિરંગિ વણિકની અનુમતિ મેળવ્યા વગર તેને આશ્રયે વેપાર કરવા સમ્મત થતા નહોતા, તેઓના વહાણો લુંટી લેવામાં આવતા હતા. આ જમાનાનો "ફ્રીટ્રેડ" ત્યારે નહોતો *

થોડા સમયમા જ ફિરંગિ વણિકના આવા શાસનથી પુર્વનું વાણિજ્ય એક ઘેર થતા, એક જ આધિપત્યમા આવતા, જળેઅને સ્થળે ફિરંગિ જ વ્યાપારી જોવામા આવતા હતા બીજા કોઇ પણ વ્યાપાર કરતા તે પણ ફિરંગિ માટે જ કરતા હતા આ એક નોવેલની આશ્ચર્ય પમાડે તેવી ઘટના થઇ હતી. ઇતિહાસમા આવી અનેક વાતો કલ્પિત ઘટના જેવી બનેલી મળી આવે છે. કલ્પિત ઘટનામા કલ્પના જ પ્રાધાન્ય હોય છે જેથી તેમા કાર્ય કારણની કડી હોતી નથી જ્યારે ઐતિહાસિક બનાવો પ્રકૃત હોઇ તેમા કાર્ય અને તેનુ કારણ હોય છે આવુ પાર્થક્ય જો નહોત તો આ ફિરંગિ વણિકનો અભ્યુદય વાચના એક કલ્પિત જ લાગત

જે સંઘર્ષને પૂર્વ અને પશ્ચિમની જુની સ્થિતિ બદલાઈ ગઇ હતી, તેમા સમગ્ર યુરોપ સંમત હતું, પરંતુ કોઇ સામેલ નહોતુ.

* *On the Portuguese seizing Goa in 1510, the Portuguese naval supremacy along the south western Indian coast was throughly established and no Mussalman ship could safely trade in Malbar waters without a pass from the Christians —Sir W Hunter* હજ પડવા જના માટે પણ મુસલમાનોને વ્યાપારિ વહાણોમા જવા મનતું. ખ્રિસ્તિઓની ચીઠી વગર હજ પડવા જઇ શકાતું નહિ આ પ્રમાણે હજ પડવા જનારાઓને પણ મુશ્કેલી ઉભી થઇ હતી

વ્યાપારના ઉત્તેજન માટે મદદ થવા સિવાય અન્ય કાંઇ પણ મદદ યુરોપે આપી નહોતી તેથી પોર્ટુગાલનો આટલા ટુંક સમયમાં આટલો અભ્યુદય થયેલો જોઇ આશ્ચર્યચકિત થવું હતું.

ભારતવર્ષમાં વાણિજ્ય ધર્મ યુરોપ કરતાં જુદા પ્રકારના હતા. ક્ષત્રિઓના વ્યવસાયમાં રણસંગ્રામ અને પ્રજાપાલન એ ધર્મ; જ્યારે વણિકનો વ્યાપારમાં મુખ્ય ધર્મ નીતિ ગણાતો હતો. સત્યનિષ્ઠા જ વાણિજ્યમાં ઉત્કર્ષ દાતા છે, તેઓ વાણિજ્યમાં કર્મને જ પ્રાધાન્ય સમજતા, વાણિજ્યમાં બાહુબળનો ઉપયોગ કરવો તે અધર્મ જ ગણતા.

ફિરંગિના પાસ વગર કોઇ વહાણો અરબ્બી સમુદ્રમાં વ્યાપાર કરી શકતા નહિ. ધર્માર્થે જતાં યાત્રાળુઓને પણ રજાચિઠ્ઠિ લેવી પડતી હતી. * આ પ્રમાણે પૂર્વનું બળ અને પશ્ચિમની શક્તિ એકત્રિત થતા, તેના જુલમોના આઘાતે ભારતવર્ષની શક્તિ છત્ર ભંગ થઇ ગઇ હતી.

---

* *Whilest some ships of Emperor Jalaluddin Mahammad Akber which without a pass from Portuguese had proceeded to Makhah, were returning from the port of Jiddah, they looted them, and inflicted various molestations and humiliations on the Mussulmans, and set fire to the port of Adilabad and Farabin which belonged to Adil Shah, and revenged them completely—Riaz-us-Salatun. P. 408.*

ફિરંગિ વણિકના વાણિજ્ય કલહમાં સ્વધર્મ કલહ પણ જોડાયો હતો. + હવે પ્રતિ દ્વંદ્વીઓમાં જાતીદ્વેષ અને ધર્મદ્વેષ જાગ્રત થયો હતો. મુસલમાન વિદ્વેષ અને ખ્રિસ્તિ ધર્માનુરાગ ઉત્તરો ઉત્તર પ્રબળ થતાં, ફિરંગિ વણિકના આ આત્મત્યાગને યુરોપમા તેની અનુપમ મહત્તા ગણવામાં આવતી હતી.

ફિરંગિ હસતાં હસતાં જીવન વિસર્જન કરી શકતા હતા. કારણ કે તેઓને તો ધર્મ યુદ્ધ ધર્મ વિસ્તાર માટે જ હતું. ફિરંગિ વણિક હસતાં હસતાં અસહાય સ્ત્રિ પુરૂષોનો અને બાળકોનો પ્રાણ વધ કરી શકતા, કારણ તેઓની નરહત્યા કેવલ વિધર્મિ હત્યા હતી. આ સમયે ઇતિહાસ લેખકો જે લખતાં કંપી ઉઠે છે, તે લખતાં અને ગાતા તે વખતના ઇતિહાસ લેખકો તેમનું ગૌરવજ ગણતાં. તેમ તેવી વાતો વધુ અને વધુ વિસ્તારી શુરવિરોને પાનો ચડાવી ધર્મ યુદ્ધ માટે જાગ્રત કરતા હતા. આ યુગ યુરોપનો મધ્યયુગ હતો. હજી પણ તેઓમાંથી બર્બરતા નિર્વાણ પામી નહોતી. તે વખતે બાહુબળ સંયુક્ત થયું નહોતું. તે સમયે સમગ્ર માનવ સમાજને સમુન્નત કરવાની ઉચ્ચ આકાંક્ષાએ યુરોપને નવજીવન આપ્યું નહોતું. ×

+ *From the time of Albuquerque the merotable issue between Catholicism and Islam in Asia stands forth, each side firmly between itself fighting the battles of its God.—Sir W. W. Hunter.*

× આ વિભાગમાં પાંન્ડુ લિપિ વાચી, કોઇ પ્રધાન લેખક તેની પાસે લખી ગયો છે કે "અમને લાગે છે કે હજી થયા નથી" તેનો જવાબ દેતાં, સત્ય નિષ્ટ ઇતિહાસ લેખકને (આજ કાલની અનેક

તરવાર હાથમાં લઇ ધર્મપ્રચાર કરવો તે પુર્વના શિક્ષણમાં અપરિચિત અને ઉલટું જ દેખાતું હતું. જે ઇશ્વરને ઓળખાવવા છે, તે જ ઇશ્વરથી દુર અને દુર લઇ જનારૂં પાપકર્મ કરી શી રીતે ઇશ્વરને ઓળખાવી શકાય? તે એશિયા સમજી શકતું નહોતું.

પુર્વ જનો જ્યારે ધર્મપ્રચાર માટે બહાર પડતા, ત્યારે પોતેજ ધર્માનુરાગી બની સન્યાસીની સૌમ્યમૂર્તિ ગ્રહણ કરી, ભિક્ષાપાત્ર હાથમાં લઇ દ્વારે દ્વારે ભ્રમણ કરતા. જે સુત્રો શીખવવાના હોય, તેજ સુત્રો પોતે વર્તનમાં મૂકયા સિવાય સામાજના ઉપર ભાસ પાડી તેમને શી રીતે ગ્રહણ કરાવી શકાય, પોતામાં અનુરાગ ઉત્પન્ન થયા વગર શિષ્યોમાં ધર્માનુરાગ કેમ ઉત્પન્ન કરી શકાય, ભારતવર્ષમાં પ્રેમ મુક્તધર્મ છે. એશિયામા ધર્મમાં ધર્માધતા આવતાં ધર્મથી ભ્રષ્ટ જ થવાય છે તેમ ધર્મસુત્રો વર્ણવે છે તો એશયાના ધર્મ પ્રવર્તકો તરવાર તો કયાથી જ ગ્રહણ કરી શકે. એશિયાની આ પ્રકૃતિ અને આદર્શને અનુસરીને ખ્રિસ્તિ શિષ્યો ધર્મપ્રચાર કરવા બહાર પડયા હતા. ક્રાઇસ્ટના પ્રાકૃત આદર્શો જ ખ્રિસ્તિ ધર્મપ્રચારકો આચરતા હતા. પરંતુ ખ્રિસ્તિ ધર્મ એશિયાની પુણ્ય ભૂમિ છોડી

---

ઘટના યાદ રાખના ) અવનત મસ્તકે સ્વીકાર કરવો પડે છે કે "હજી પણ થયા નથી." હજી પણ યુરોપ સર્વ પ્રકારે અર્જરતા ત્યજી દઇ પ્રકૃત સંસ્કૃતિ ગ્રહણ કરી શકયા નથી." હજી પણ તેઓની ઐતિહાસિક મધ્ય યુગની શોણીત–પિપાસા જ જનસમાજને અશાન્ત કરી રાખી છે. જગદ્ વ્યાપી મહાયુદ્ધે આ ઐતિહાસિક તથ્ય એટલું સ્પષ્ટ થયું છે કે યુરોપની સંસ્કૃતિનું ઉન્નત મસ્તક અવનતજ પડી રહ્યું છે

યુરોપમાં ઉતર્યા પછી, તેની મુળ પ્રકૃતિ એટલા પરિવર્તનને પામી છે કે બાહુબળ જ પ્રબળ બળ તરીકે પ્રતિપાદન થયું છે. આલુબુકાર્ક આજ બાહુબળના ધર્મે દીક્ષિત થઇ પુર્વ મહાસાગરમાં આવ્યો હતો.

બાહુબળનો ઇતિહાસ તે કલંકનો ઇતિહાસ આજે સભ્ય સમાજે ગણાયો છે, તે વખતના ફિરંગિ વણિકનો ઇતિહાસ લખનારા ફિરંગિ વણિકનો અલૌકિક દિગ્વિજય વર્ણવતાં પુનઃ પુનઃ બાહુબળની જ પ્રશંસા કરી ગયા છે. ઇસ્લામ પરાભુત થતાં ખ્રિસ્તિઓની માફક બાહુબળના ઉપાસકો બની ગયા હતા. અને તેઓ ધર્મના નામે ધર્મયુદ્ધમાં પ્રાણ વિસર્જન કરવામાં ગૌરવ માનવા લાગ્યા. *

આ વખતે ભારતસાગરે માત્ર યુદ્ધનાજ ભણકારા વાગતા હતા. તે આવે છે, અરે આ આવ્યા, આ વાતજ ઉભયપક્ષની પ્રધાન ચિંતા બની રહી હતી. વ્યાપાર વાણિજ્યની રિદ્ધિસિદ્ધિ ચાલી જતાં જેને ફાવે તેમ લુંટફાટજ કરતા. આજકાલ લુંટફાટ વધી ગઇ હતી. કોઇ ધણીજ નહોતું. જ્યાં આધિપત્ય રાખવાનો દાવો કરનાર સ્વયં ફિરંગિ વણિકજ લુંટફાટનો ધંધો કરતો હતો તો પછી સાંભળે કોણ. ભારત વર્ષની કોઇ રાજ્ય શક્તિ રક્ષણ કરવા બહાર આવી નહિ. આ વખતે મોગલ અને પઠાણ વચ્ચે ભારત વર્ષ કોને વરમાળ આરોપે તેજ જન સમાજ જોતી હતી.

---

* સોલોમન પાશાના એક કાગળમાં આ વાતનો પરિચય થાય છે. "રિયાઝ"ના સુયોગ્ય અનુવાદક ટીકા સંયોગે તેનો ઉલ્લેખ કરી ગયો છે કે—*It denounced the aggressions of Christians of Portugal, and warned an Indian Prince that if he held back, his soul would decend into hell.*

૧૫૧૫ ની સાલમાં ફિરંગિ વીર આલબુકાર્ક આ જગત છોડીને ચાલ્યો ગયો. તે મૃત્યુ પામ્યા પહેલાં તેની બદલીમાં બીજો અધિકારી નીમાઇજ ગયો હતો. પરંતુ નિમાયેલ અધિકારી આવી રાજ્ય લગામ હાથમાં લે તેટલામા ફીરંગી ઓ ના પ્રાંણ ઉપર મુસલમાનની પ્રબળ થતી શક્તિએ કુહાડો સામો ધર્યો હતો. દિવ નગરી નજીક ફિરંગી વણિકનો જય થયા પછી તેણે પોતાનો ઉદેશ બર લાવવા અથાગ મહેનત કરવામાંડી હતી. રાત અને દિવસનાં ઘડીભર પણ તે નિશ્ચિંત થઇ બેઠો ન હોતો. સુદર એડન બંદર તેણે સર કર્યું પરંતુ લાંબા વખત સુધી તેને સંપુર્ણ રીતે જીતી શક્યો નહિ. બારત વર્ષનો લાંબો સમુદ્ર કાંઠો પોતાના અધિકારમા તો આવ્યો પણ તેને દરેક જગ્યાએ એડન સુધી પહોંચી વળી સાચવવો તે કાંઇ સહેલવાત નહોતી. મિસર સુલતાનની વાણિજ્ય શકિત કાંઇક પરીમાણે ભાગી પડી હતી. તોપણ સંપુર્ણ રીતે તે પરાસ્ત થયો ન હતો. માત્ર આલબુકાર્કના અસાધારણ સાહસ અને પ્રબલ પ્રતાપે ચબીજ જઇ તેને ચાંલ્યા જવાનીજ માત્ર રાહ જોતા બેઠા હતા. સેંકડો માઇલના વિસ્તાર વાળા પ્રદેશોના કાંઠા ઉપરનું આધિપત્ય મેળવ્યું, એટલે અંદર પ્રદેશની ચાલુ પોષણ શક્તિને પહોંચી વળવું એ ધીર વીર આલબુકાર્ક જ પહોચી શકયો હતો. તેનો જીવનવાયુ ઉડી જતાં, મુસલમાન શક્તિએ પ્રાધાન્ય લાભ માટે સગવળાટ કર્યો. તુર્કસ્તાનનો સુલતાન જ્યાં સુધી મિસરના સુલતાન સાથે વિગ્રહમાં હતો ત્યાં સુધી મુસલમાન પોતાનો પ્રબળ પ્રતાપ ફિરંગિ વણિકની ગતિને ખાળવા તૈયાર નહોતો. એક તરફ મિસર તુર્કસ્તાનના હાથમા આવ્યું અને વાણિજ્ય માટે તુર્કસ્થાને પોતાની નજર ફેંકી અને બીજી બાજુ આલબુકાર્ક

પોતાના બંધુઓને છેલ્લી સલામ કરી ચાલ્યો જતો હતો. હવે મુસલમાન શાક્ત પોતાના બાહુ બળની પરીક્ષા આપવા તૈયાર થઇ હતી ફિરંગિ વણિકને હવેજ ખરેખર મામલો સાચવવાનો હતો. અત્યાર સુધી કલીકટ અને કોચીનનાં નાનાં નાનાં રાજ્યો સામું થવાનું હતું. મુસલમાન વ્યાપારીઓનાં વહાણો સામી લડાઇ થતી હતી, મીસર પણ ગૃહ કલેશમાં ગુથાયેલું હતું તેની પ્રાણહિન શક્તિ સામે થવાનું હતું. પણ હવે તુર્કસ્તાન અને મિસરની એકત્ર શક્તિ પ્રધાન મુસલમાનના હાથો હાથ આવવાનું હતું એટલે ફિરંગિ વણિકને આ ગંભીર મામલો ઉભો થયો હતો. આવનાર અમલદાર વસ્તુ સ્થીતિ થી પુરતો જાણીતો નહોતો. આલુબુકર્ક આવ્યા જતાં બરાબર અણીવાણીના વખતે ફિરંગિ વણિક વર્ગે એક શુરવિર ગુમાવતાં તેમને સખત આઘાત લાગ્યો હતો. ધર્માંધ ફિરંગિ હવે વધુ શોક ન કરતા સામે આવેલ મામલાને સાંભળવા કમર કસવા માંડયા.



## પ્રકરણ ૧૫ મું.



### વાણિજ્ય વિસ્તાર.

*The main object of the Portuguese in Asia was a monopoly of the Indo-European trade.—Sir W. Hunter.*

ભારત વાણિજ્ય એક આધિપત્યે કરવા માટે જ ફિરંગિ વણિકનો આ સર્વ યુદ્ધ પ્રયાસ હતો. જેટલો વખત જલ માર્ગે તેને

બાહુબળ વિસ્તારવાની જરૂર હતી તેટલે સુધી આ ઉદ્દેશ બર આવ્યો, અને ત્યાં સુધી જમીન માર્ગે આગળ વધવાની જરૂર જણાઇ નહોતી. આલ્બુકર્ક આ ઉદ્દેશે આગળ વધવામાં પહેલો માણસ હતો. તેઓ વાણિજ્ય વિસ્તાર માટે જ રાજ્ય વિસ્તાર કરતા હતા.

વાણિજ્ય રક્ષા એ જ મુળ લક્ષ્ય ધારવામાં આવ્યું હતું, તેમાં ગાંડા જેવા થઇ બીજું જે કાંઇ કરી બેસતા, અનીતિ યુક્ત અને ધર્માંધતામાં જે કાંઇ અનિષ્ટો કર્યા, તે ફિરંગિ વણિકના નામે કલંક ક્હેવાયાં હતાં. પરંતુ જમાનાને અનુસારી કોઇયે તેમાં એબ ગણી નહોતી. ઉપરાંત આ કાર્યમાં જેણે પ્રાણ ત્યાગ કર્યા છે, તેઓ તેમના દેશના ઇતિહાસમાં પોતાની કીર્તિ અમર કરી ગયા છે. ઇતિહાસમા પોર્ટુગાલના કલ્યાણ માટે આવા કેટલા નરાધમ, લુંટારૂ, અને તસ્કરો મહાવીર તરીકે માન પામી ગયા છે.

બાહુબળથી જ ફિરંગિ વણિક આત્મશક્તિનો આટલે સુધી વિસ્તાર કરી શકત નહિ. માત્ર તેમને ભારતવર્ષના રાજાની નબળાઇ તેમના છિદ્રો અને તેમના ગુણોનો ગેરલાભ લેવાની નીતિ જ તેમને પ્રધાન સાધનભુત નીવડી હતી. કલિકોટના ઇતિહાસમાં તેનું પ્રમાણ મળી આવે છે. કલિકોટના રાજાએ પોતાનો ધર્મ માની વાણિજ્ય રક્ષા માટે પ્રાણ જતાં સુધી બનતું કર્યું હતું. પોર્ટુગલના બાહુબળના પ્રચંડ પ્રવાહ સામે તેણે જે ભોગ આપ્યો હતો, તેના પુત્રે પોતે જીવતો રહ્યો ત્યાંસુધી તો પરાભવ સ્વીકાર્યો જ નહોતો. તેને રાજ્ય-સિંહાસનની લાલચ નહોતી પણ પોતાની સ્વતન્ત્રતા અને ધર્મ માટે જ આ ફિરંગિ વણિકનો જુલમ અને માર સહન કરતો અડગ ઉભો રહ્યો હતો.

કલિકોટના રાજાના ભાઇના હૃદયમા પાપનો સચાર થયો, અને તેને રાજ્યનો લોભ લાગ્યો હતો તેથી આલ્બુકર્કનો માર્ગ સહ જ મોકળો થઇ ગયો. આલ્બુકર્કે તેનાથી ખાનગી પત્ર વહેવાર ચલાવ્યો અને તેમા તે જો તેના ભાઇને ( કલિકોટના રાજાને ) ઝેર દઇ મારી નાખે, તો આલ્બુકર્કે તે ભાતૃઘાતકને રાજ્યસિંહાસને બેસાડે આ મર્મ ગુપ્ત કરાર નક્કી થયા પછી, કલિ

---

- *In 1513 the Zamorin of Calicut was hostile, his brother friendly to Portugal. Albuquerque offered, if the brother would poison the Zamorin, to secure for him the threone and the compleet was duely carried out—Sir W Hunter's History of British India Vol 1 P. 16,*

પહેલા સધિ સુત્રે કલિકોટ માટે ૬૨ વર્ષે ચાર વહાણ આરબ દેશે મોકલવાનો અધિકાર આપવામા આવ્યો હતો "રિયાઝે" લખ્યુ છે કે પોર્ટુગીઝે ફિરેનો નિર્ણય કરના તેનો આ અધિકાર પણ બદ કર્યો હતો *In a short while the Portuguese left their promise and word, but when the act was completed, they prevented his trading in aforesaid articles and commenced various malpractices and oppositions on the Musalmans—Rai -us-Salaten P 405.*

કોટના રાજાના દેશદ્રોહી અને રાજ્યદ્રોહી ભાઇએ ભ્રાતૃહત્યા કરી લોહીમાં હાથ ધોયા. આ પ્રમાણે તે સ્વતંત્ર રાજ્યને પરતંત્ર કરી તે કલિકોટના રાજ્યનો માલેક બન્યો. તેણે ૧૫૧૩ અને ૧૫૧૫ ના સંધી પત્રોથી પોતાનો આત્મવિક્રય કરી કલિકોટને સદાનું ફિરંગિ વણિકની ગુલામી બેડીમા શૃંખ્લાબદ્ધ કર્યું.

છેલ્લાં સન્ધિપત્રે કલિકોટનો રાજા પોર્ટુગાલનો સામન્ત રહેવા કબુલ થયો અને નીચે પ્રમાણે સરતો તેણે કબુલ કરી.

(૧) પોર્ટુગાલનો કોઇ પણ શત્રુ કયારે પણ કલિકોટમાં આશ્રય લાભ મેળવી શકશે નહિ.

(૨) ખ્રિસ્તિઓ જગાત વગર વ્યાપાર કરી શકશે (એટલે જગાત માફ)

(૩) દેશી ખ્રિસ્તિઓને પણ તે લાભ આપવામાં આવશે.

(૪) કલિકોટને જે જગાત બીજા વ્યાપારિઓ પાસેથી પ્રાપ્ત થાય તેનો પણ અરધો ભાગ પોર્ટુગાલને આપવો. *આ પ્રમાણે સન્ધિપત્ર લખાયા પછી, કલિકોટના જુના બંદરે પોર્ટુગીઝની કોઠી અને બંગલાઓ બાધવામા આવ્યા. કલિકોટના રાજાએ પ્રાણાર્પણ જેને માટે આટલો ભોગ આપ્યો હતો અને લડયો હતો તે ભાતૃઘાતક રાજભ્રાતાએ ફિરંગિ વણિકને સહજમા બધું આપી દઇ દાસ બની સિંહાસન મેળવ્યુ.

કોચિનરાજે પ્રલોભને-પડી વખત ઉપર ફિરંગિ વણિકને જો આશરો ન આપ્યો હોત તો, ફિરંગિ વણિક પરે ભારત વાણિજ્યનું

* *Treaty dated 26th February 1515.*

એકાધિપત્ય કયારે પણ સંભવિત નહોતું. ફિરંગિ વણિકે બાહુબળે જેમ કલિકોટ મેળવ્યું તેમ ક્રમે ક્રમે સર્વે રાજ્યો જીતી લઇ ભારત-વર્ષ એક છત્ર સમ્રાટ થઇ જશે, એ લોભે કોચિનના રાજ્યે સ્વદેશ દ્રોહ કર્યો હતો. વિચાર કરવાનો સમય હતો દીર્ઘ દ્રષ્ટિથી જોતાં વ-ણિકથી આટલું મોહાઇ જવા હજી કારણ નહોતું. પરંતુ તે સ્વાર્થ-પરાયણ હૃદયે સર્વત્ર અંધારૂં જ જોયું. જોયું અજવાળું માત્ર ફિરંગિ વણિકના વહાણ ઉપરજ. કલિકોટના રાજ્યબંધુ એ પણ રાજ્ય લોભે જ સહોદરની હત્યા કરી હતી. લોભવશ જનોને લાલચ આપવામાં ફિરંગિ વણિક પાછો હટયો નહોતો.

કોચીનરાજે કલિકોટ વિરૂદ્ધ અસ્ત્ર ધારણ કર્યા હતા. ઉદેશ પાર પાડવા માટે ફિરંગિ વણિકે તેને લોભાવવામા પાછુંવાળી જોયું જ નહોતું. આ પ્રમાણે ઉદેશ સિદ્ધ થતા, કોચિન રાજના હાથમા કાંઇ ન આવ્યું. કલિકોટનું સિંહાસન તો બીજા દેશ દ્રોહીને ભ્રાતૃદ્રોહીને જ આપવામા આવ્યું હતું. કોચીનરાજે ઘણા માથા પછાડયા અને પોર્ટુ-ગાલના અધિશ્વરને કાગળ પણ લખ્યો હતો. સ્વાર્થ સિદ્ધિ માટે વિ-દેશી મુસદીઓ મોટી મોટી આશાઓ આપી અનેક વ્યક્તિઓને સ્વાર્થ પરાયણ બનાવી લોભાવી, તેની સહાયતાથી પોતાની શક્તિનો વિસ્તાર કરી તેઓને જુના કપડાની માફક બેદરકારીથી હડસેલી મુકે છે. તેના અનેક દાખલાઓ ઇતિહાસમા ફરી ફરી લખાયા છે, છતાં લાલચ વશ થઇ અનેક પૂર્વ દ્રષ્ટાતો જાણતા છતાં ફસાતા ગયા છે, તે જગપ્રસિદ્ધિ છે. કોચીનરાજ તેઓમાનો એક પ્રથમ પહેલા જ મૂર્ખ બન્યો હતો, તેનો આવેદન પત્ર ઉલ્લેખ કરવા લાયક છે. ૧૫૧૩ ની સાલમાં કોચિન રાજે યથાયોગ્ય સન્માનપુર્વક પ્રબળ પ્રતાપિ શ્રી

સુલ્ત પોર્ટુગાલના રાજાને લખ્યુ છે કે-આપે મને સમગ્ર ભારતવર્ષનો સમ્રાટ સ્થાપી ઉપહારરૂપે સુવર્ણ મુગટ મોકલ્યો છે. આપના પ્રતિનિધિ મહાશયે મને રાજ્યતિલક કરી, મને સમગ્ર ભારતવર્ષનો અધિપતિ બનાવવાના સોગન લીધા છે. મારા સામુ કોઈ માથુ ઉંચુ કરે તો ફિરંગિ વણિકે સહાય કરવી એમ પરસ્પર આપણે બંધાયા છીએ તે વચનને વળગી રહી અમે પણ દરેક કામમા તમોને બનતી સહાય આપી છે, અને શત્રુ સામે એકત્રિત થઇ ઉભા રહ્યા છીએ. મારૂં રાજ્ય અને સર્વ સંપત્તિ તમોને મદદ કરવામા જીંદગીના ભોગે તૈયાર અને તત્પર જ રાખ્યુ છે તેમા કદાચ મારા પોતાના પ્રાણ વિસર્જન કરવા પડે તો તેના સમયે પાછુ નહિ હટવા હુ જે પ્રમાણે વચનથી બંધા યેલુ તે પ્રમાણે જ મે આચરણ કરી બતાવ્યુ છે

આ સર્વ વચનો ધર્મની દોહાઇ સાથે ધર્મ મંદિરમા તમારા પ્રતિનિધિએ આપ્યા હતા.

"તમારા પ્રતિનિધિએ તમારા ધર્મની દોહાઇ સાથે ધર્મ મંદિરમા આ વચનો માટે શપથ લીધા હતા, તેનું શુ આ પરિણામ આવ્યુ ?" *

---

* *Your Highness sent me a golden crown, as a sign that I was crowned the chief King of the whole of India And your Governor specially crowned me as a King, and he declared on oath that he would make me the Chief of all India, and assist me against any one who should come*

તેનું શું પરિણામ આવ્યું તેનો જવાબ માનવંતા સદ્ હૃદય ઇંગ્રેજ લેખકો એક ટૂંકા વાક્યમાં જ પતાવે છે તેનું હવે શું થાય, જે થવાનું હતું તે થયું **गतम् न शोचामि** આ વાત વાતને ઠેકાણે રહી. બાર વર્ષે કોચિન રાજ્યના સર્વ નાશ સુચક સાન્ધપત્રે, કલિકોટના રાજાથી ફિરંગિ વણિકની મૈત્રી સુસ્થાપિત થઈ.

ફિરંગિની આ ધર્મ પ્રતિજ્ઞા યથાધર્મ પ્રતિપાલિત થઇ નહિ. કોચિન રાજને આવો વિશ્વાસઘાત ઘડીભર માનવામાં ન આવ્યો પણ આખરે આ વચનોના કાગળ ચીંથરા સમાન માની કાતરકંઠે આર્તના કરી બેસી રહ્યો. આ કોચિનના રાજાની પેઠે ભારતવર્ષમાં અનેક રાજાઓએ હાય હાય કરી છે પોતાના ભુતકાળના કર્મોને યાદ કરી અસહ્ય વેદનાની યંત્રણામાં પીલાઇ પીલાઇ ઇશ્વરના દરબારે જવાબ દેવા ચાલ્યા ગયા છે ફિરંગિ વણિકનું એક રુવાડું પણ ફરક્યું નથી.

---

*upon me. And I also promised to assist him again whoever should come upon them and to stand to the defence of your fortress until death, and in the manner they swore to it by oath in the Church Letter dated II December 1513*

*Yet after twelve years these fine promises remained empty words, and here was Albuquerque in 1513 making treaties with Calicut to the detriment of Cochin—Sir W Hunters History of British India, VI 144*

સુરાની અખાત એક પુરાણા વાણિજ્ય પંથ તરીકે સુપ્રસિધ્ધ હતો. તે માર્ગે પણ ફિરંગિ વણિકનો અધિકાર વિસ્તારને પામ્યો. ૧૫૧૫ ખ્રિસ્તાબ્દે અરમઝ બંદરે ફિરંગિનો કિલ્લો બંધાયા પછી જહેરસ્થલે ફિરંગિનીજ આણ વર્તવા માંડી હતી. અરમઝ બંદરનો અધિપતિ પણ કલિકોટના રાજાની માફક બેઆબરૂ સન્ધિસૂત્રે બંધાઇ આત્મારક્ષા કરી હતી. ૧૫૨૩ ખ્રિસ્ટાબ્દે જે કરાર થયા તેમાં અરમઝ બંદરના અધિપતિએ આત્મવિક્રય કર્યો અને સંપુર્ણ પરતંત્રતા ગ્રહણ કરી હતી. તેનું રાજ્ય ખરી રીતે પોર્ટુગાલને આધિન થયું. પોર્ટુગાલ આ રાજ્યને ગમે ત્યારે હસ્તગત કરી અરમઝ અધિપતિને કહાડી મૂકી શકતો હતો. રાજા નામ માત્રનું પુતળુંજ રહ્યો હતો, તે ફિરંગિને વગર જગાતે વેપાર કરવા દેવા બંધાયેલો હતો. ઉપરાંત બીજા કોઇ વ્યાપારીની જકાત આવે તેનો અર્ધો અર્ધ હિસ્સો પોર્ટુગાલને આપતો હતો. જે સર્વે ફિરંગિએ રાજ્યમાંથી નાશી જઇ સ્વદેશદ્રોહ કર્યો હતો, તેઓને સર્વને પકડવામાં આવ્યા. અરમઝનો અધિપતિ આજે ધણી નહિ પણ પોર્ટુગાલની દયાઉપર જીવતો અન્ય સામન્ય પ્રજા કરતા પણ કનિષ્ટ સ્થિતિમા આવી પડ્યો હતો.

રાજા અને નગરપાલના સિવાય કોઇ મુસલમાન અશ્વ વ્યવહારે એટલે કે અશ્વ લઇ બહાર નીકળી શકતો નહિ, અર્થાત અરમઝ બંદરમા હથીયારની બંધી હતી જો કોઇ બીજીવાર આ હુકમ તોડે તેને ફટકાનો માર મારવામા આવતો પણ જો ત્રીજીવાર ગુન્હો કરે તો તેને પ્રાણ દંડ જ કરવામા આવતો.

મુસલમાનને માટે વાણિજ્ય વ્યાપારે જવાન હતી, આ પ્રમા-

ણેની રાજઆજ્ઞા મુસલમાન રાજાને પોતાને હાથે લખી બહાર પાડવી પડી હતી.*

આ પ્રમાણે ભાગ્ત મહાસાગરમા મુખ્ય વ્યાપાગ્ના માર્ગે આધિપત્ય વિસ્તાર થયો તે વખતે, રાતા સમુદ્રમા વાણિજ્ય માર્ગ સ્વાધિનમા લેવાનો પ્રયત્ન ચાલુ હતો પરંતુ આ માર્ગે ફિરંગિનું બાહુબળ અગર શાસન કૌશલ્ય સહસા વિજય મેળવી શક્યુ નહિ એડન બદર આ માટે ચિરસ્મરણીય થઇ ગયુ છે આ બદર આરબ વેપારીઓનું મુખ્ય આશ્રય સ્થાન તરીકે જાણીતું હતું. મિસરે એડન બદર હસ્તગસ્ત કરવા વારવાર પ્રયત્નો ર્ક્યા હતા તેમ ફિરંગી વણિકે પણ એડન બદર માટે કેટલો કેટલો ભોગ આપી પ્રયત્નો ર્ક્યા હતા. આલુસુકાર્ક પોતે એડન બદર લેવા આવ્યો હતો પણ તેને નિરાશ થઇ માર ખાઇ ચાલ્યુ જવુ પડ્યુ હતું ફરી ફરી અનેકવાર પ્રયત્નો નિશ્ફલ જતા આખરે તે પ્રયત્ન મુકી દેવા તૈયાર થયો.

૧૫૧૩ ની સાલમા આલુસુકાર્ક પ્રબળ વેગથી એડન દુર્ગ ઉપર ચડી ગયો, અસખ્ય તોપોનો અસહ્ય મારો ર્ક્યા છતા એડનનો કિલ્લો જીતાયો નહિ

૧૫૧૫ ની સાલમા મિસરના હુમલાથી પણ એડનના કિલ્લા એ આત્મરક્ષા કરી હતી. પરંતુ વારવાર બે સબળ શત્રુના ઉપરા ઉપરી

---

* આનો ઉલ્લેખ કરતા સર વિલયમ હન્ટરે એક ફુટ નોટમા લખ્યુ છે કે *This agriment made at Madina July 15, 1523, affords a striking illastration of the process by which the Portuguese demands were increased.–Hunter's History of British India, Vol. I. P 145 note 2.*

આક્રમણો આવતાં હોવાથી એડનના કિલ્લા માટે લાંબો વખત આત્મરક્ષણ કરવું કઠીન લાગ્યું. તે વખતે એડનના અધિપતિએ "શઠં-પ્રતિ શાઠ્યં કુર્યાત્" તે સૂત્રને અનુસરી ક્યારેક ક્યારેક ફિરંગિ વણિક સાથે સંધિ પણ કરી લેતો, અને વખત આવે કે સ્વતંત્ર થઇ બેસતો. આ પ્રમાણે વારંવાર અનેક મુશ્કેલીયો સહન કરવી પડયા છતાં આખરે એડનનો કિલ્લો કોઇના હાથમાં તો આવ્યો જ નહિ. પરંતુ ભારત સાગરનાં મુખ્ય બંદરો અને નાના નાના ટાપુઓ પોર્ટુગાલને આધિન થવાથી, ભારત વાણિજ્યનું અધિપત્ય ક્રમેક્રમે પોર્ટુગાલને હાથ જ જતું રહ્યું.*

એડન સ્વતંત્ર થતાં વારંવાર ફિરંગિ વણિકના કાફલાને ત્યાં આવવું પડતું હતું. કોઇવાર પરાજય ન થતો, તો કોઇવાર સંધી થતી પણ સંપૂર્ણ વિજય ન થવાથી પોર્ટુગાલની આંખમાં એડન એક કાંકરી રૂપે ખુંચેલું હતું.

ફિરંગિ વણિકની વાણિજ્ય યાત્રાના પ્રથમ પ્રયાસ સાથે ધર્મ આડંબર સંયુક્ત જ હતો. તેને માટે પોપના આજ્ઞાપત્રો તેમને વારં-

* "રિયાઝ" વાચતાં જણાય છે કે તેના મતઅનુસાર ફિરંગિ વણિકે જુદી જુદી જગ્યોએ કિલ્લા બાધવાથી તે પ્રબળ થઇ શક્યો હતો. મુસલમાનોએ તેનો ગતિ રોધ કરવા માટે મહેનત કરવામાં બાકી રાખી નહોતી કેટલોક વખત જયની આશાએ તેઓનો ઉત્સાહ રહ્યો હતો. *At this time, Sultan Sulaimari son of Sultan Salim of Turkey, planned to turn out Portuguese from the ports of India and take possession there of himself.—Riez-us-Salaten P. 405.*

વાર મલતા. કોઇ કોઇ વખતે ધર્મોન્મત્ત ધર્મ પ્રચારકો પણ ભારત-વર્ષ માટે પ્રચાર કાર્યો માટે નીમવામાં આવતા હતા. પરંતુ ફિરંગિ વણિકનું પ્રધાન લક્ષ વાણિજ્ય જ હતું તે કોઇપણ રીતે અસ્વિકાર થઇ શકે તેમ નથી. ખ્રિસ્તિ ધર્મ પ્રચાર થયાં પહેલાંથી જ ભારતવર્ષ માટે વાણિજ્ય સંપર્કના જ બીજ યુરોપ જન સમાજના હૃદયમાં હતાં ભારત વાણિજ્યમાં ધર્મ કલહ પ્રબળપણે જાગ્રત થયો અને આ કલહથી ફિરંગિ વણિકનો સર્વ નાશ જ થાત. પરંતુ નીતિ કુશલ ફિરંગિ વણિકે સમય સમજી લીધો. અને કાંઇપણ અનિષ્ટ થવા પામે તે ઘડી સુધીના સમયમા ફિરંગિ સાવધાન થઇ ગયા. જે ધર્માન્ધ-તાથી એક વખત તેઓ ઉત્તેજીત થઇ મુસલમાનના ધર્મ મંદિરોને ચૂર્ણ કરવા તત્પર રહેતા હતા, તે ક્રમેક્રમે શાન્ત થયુ અને હવે તો હિંદુ મુસલમાનના ધર્મ મંદિરોની રક્ષા કરવાની વાત રાજ્ય શાશનના કાયદામાં એક કાયદા રૂપે ગ્રહણ કરવામાં આવી* આ પ્રમાણે "સમય વર્તે સાવધાન" થયા. ફિરંગી વણિકે જોયું કે હવે વાણિયા થઇ જવું જોઇયે એટલે વાણિયા થઇ ગયા. બીચારા ઉદાર હૃદયી ભારતને તો ગુન્હેગારના ગુન્હા ભુલી જવાનો અને માફ કરવાનો સ્વભાવ છે.

*ઇંગ્રેજ વણિક ભારતવર્ષે આવ્યા પહેલાંજ આ "ઉદાર નીતિ" પોર્તુગીઝે દાખલ કરી હતી. આ નીતિમાં પોતાના સ્વાર્થની ગંધ નથી. એમ ગણાવી યુરોપવાસી પોતાની "ઉદારતા" રૂપે ઓળખાવી પોતાનું ગૌરવ મનાવે છે. પરંતુ આ સ્વાર્થ રક્ષા માટેનું એક કૌશલ્ય જ છે, તેમ આ અકૃત્રિમ ભારત પ્રીતિજ છે તેવી રીતે ઇતિહાસ લેખકોએ આ નીતિને ઓળખાવી નથી. આ "ઉદારતા" મુસે કદા ક્રાન્તિનો જ હિસાબ છે. વાણિજ્ય વિધાનો અનુપમ નમુનો જ છે.

એટલે આ પ્રમાણે ફિરંગિ વણિક ભારત વાણિજ્યના અધિપતિ માટેના દરેક પ્રયત્નો સફળ થતાં વિલંબ લાગ્યો નહિ.

પૂર્વ તરફના બેટોનો માલ હવે સિંહલદ્વિપમા આવતો હતો. તે તો હવે હિંદુ કે મુસલમાનના હાથમા રહ્યો નહિ. ભારતવર્ષથી જે સર્વે માલ જલમાર્ગે મુસલમાન રાજ્યે જતો તે વ્યવહાર પણ બંધ થઇ ગયો. એડનનો કિલ્લો સંપુર્ણ રીતે પરાજીત ન થયા છતા ભારત વાણિજ્ય ફિરંગિને એક હાથેજ થઇ ગયું હતું.

આટલા પ્રબળ આધિપત્યમા મૂળ નૌકાશકિત જ પ્રાધાન્ય છે તે ફિરંગિ વણિક બરાબર સમજતો હતો. વહાણો બાંધવાનું અને તેને ચલાવવાનુ કૌશલ્ય તેમજ જલયુદ્ધના કૌશલ્યે પૂર્વ અને પશ્ચિમ માનવસમાજ સમક્ષ એક સરખા જ સમતોલ ઉતર્યા હતા.

જેતુ આ કૌશલ્ય ઉત્કર્ષ પામે તે જ ભવિષ્યમા ભારતવાણિજ્ય ઉપર આધિપત્ય અધિકાર કરી શકશે, આ વાત નિર્વિવાદ હતી ભારતવર્ષના લોક વહાણો બાંધી ન શકે અને વહાણો બાંધવાનો અભ્યાસ ભૂલી જાય, તે માટેના ઉપાયો ફિરંગિ વણિક શોધતો હતો. તે વખતે વહાણોની સંખ્યા અધિક નહોતી. જે વહાણો હિંદુ મુસલમાનનો માલ લઇ આવજા કરતા હતા તેનો જો નાશ કરવામા આવે તો સહસા બીજાં વધવા સંભવ નહોતો. યુદ્ધ પ્રસંગે ફિરંગિ વણિક ભારતીય વહાણોનો નાશ કરી, હજુ પણ ધરાયો નહોતો, જે થોડા ઘણા હતા તે પણ તેને ખુંચતા હતા, તેનો નાશ કરવા માટે વિચાર કરતો હતો અને વહાણુ બાંધવાની કારીગરી પણ ભારતવર્ષમાથી નષ્ટ કરવા, એકપગે થઇ રહ્યો હતો. આ પ્રમાણે ચારે બાજુથી ભારત-

વાણિજ્યના પગો ભાગી લંગડું બનાવી નીરાધાર ભારતવર્ષે એકચક્રે આધિપત્ય કરવા અને વાણિજ્ય ભોગવવા એ તેનો આશય હતો.

ભારતવર્ષના વહાણોની મજબુત બાધણી યુરોપની બાધણી કરતા અનેક ગણી ઉત્તમ હતી. ફિરંગિ વણિકોને મુસલમાનોના વહાણોથી જેટલો વખત પ્રસંગ પડયો તેટલે સુધી તેના વહાણો અને ચલાવવાની કુશળતા માટે તેને કાઇપણ થયુ ન હતું. દિવનગર સન્મુખ ફિરંગિ વણિકે ભલે વિજય મેળવ્યો હતો છતા તેના હૃદયમા એક પ્રકારનો નવો પરાભવ ઘર ઘાલી બેઠો. તે યુદ્ધમા ભારતવર્ષના વહાણોની બાધણીએ અને યુદ્ધમા ચલાવવાની કુશલતાએ તેના હૃદયમા પ્રબળ પ્રભાવ પડયો હતો. ખરારૂપે કહેતા તેને એક પ્રકારની ચિંતાજ ઉત્પન્ન થઇ હતી યુરોપ કરતા ભારતવર્ષની ચડીયાતી બાધણી માટે તેણે પોતાનો પરાભવજ માન્યો હતો. સન્ધિ વખતે આવાત વિસ્મૃતીમા રહી નહોતી. કલિકોટ અને ગુજરાનના વહાણની બાધણી તે જમાનામા બહુ પ્રસિદ્ધિને પામી હતી સધીમા પહેલેજ સપાટે કલિકોટ અને ગુજરાતમા વહાણો તૈયાર કરવાનું સદાને માટે બંધ કરવામા આવ્યું. આખરે ૧૫૩૪ ની સાલના કરારમા ગુજરાતનો ભવિષ્યમા વહાણુ બાધવાનો અધિકાર પણ નષ્ટ કરવામા આવ્યો. * સમસ્ત પૂર્વ કિનારો મિસર અરબસ્તાન અને પરસ્યન ગલ્ફ સુધીના વહાણવટીઓ ગુજરાત-

* *The same unsparing policy which flogged and sentenced to death the Arabs of Ormaz who ventured to carry arms, also put an end to naval construction at alien Indian harbours— Hunter's History of British India, Vol. I. P. 151*

આજ વહાણો બંધાવના હતા. આ ઉત્તેજન પામેલી કારીગરી દીનપ્રતિદિન ઉત્કર્ષને પામી હતી, તે આજે કલમના એક સપાટે મૃત્યુને પામી.

ખ્રિસ્તિ પંદરમોના પ્રારંભમાં યુરોપ કરતાં ભારતવર્ષનું વહાણવટું ઘણું ઉત્કૃષ્ટ ગણાતું હતું. સો વર્ષમાં ભારતવર્ષના વહાણવટા ઉપર, તેને ઉત્તેજન આપનાર આલ્કો ઉપર, અનેક પ્રકારનાં સંકટો આવ્યાં. ફિરંગિ વણિકના વિલાયતી કુહાડાથી તે વૃક્ષ ઉપર ઘા પડવા માંડયા અને આ સૈકો પુરો થતામાં તો તે ઝાડને કાપી નાખવામાંજ આવ્યું. વહાણો બાંધવાનો અધિકાર પણ ન જ રહ્યો. આજે આ વાતો માત્ર સ્વપ્ન જેવી જ ઇતિહાસમાં આપણને દેખાય છે.

નાના મોટા દરેક બંદર ભારતવર્ષમાં વ્યાપાર ઉપર જ હતાં, અને તેને અંગે વહાણો બાંધવાની કુશળતા પરાપુર્વથી ભારતવર્ષે સંપાદન કરી હતી. ગોવા, વસઇ, દમણ અને દીવ આ ચાર બંદરની વહાણોની બાંધણી બહુ વખાણવાલાયક હતી. કલિકોટનું બહદ્ જંગલ હજારો વર્ષ માટે વહાણોનું લાકડું નીપજાવતું હતું અને નીપજાવે છે. આ મુખ્ય બંદરોએ પોર્ટુગાલના મુખ્ય કિલ્લાઓ સ્થાપવામાં આવ્યા હતા, એટલે ખાનગી રીતે કોઇ પણ વહાણ બાંધી શકે તેવો સંભવ રહ્યો નહિ જે કારીગીરી ક્રમે ક્રમે ઉત્તેજીત થઇ વહાણો બાંધવાનું કૌશલ્ય અધિકતર ઉત્તમ નમુના બનાવી શકત અને જળ માર્ગના રક્ષણ માટે ભારતવર્ષ જે કાંઇ કરી શકત તે હવે હમેશને માટે વિલુપ્ત થઇ ગયું.

દરાની અખાત તરફથી જે વહાણો આવતા તે ભારતવર્ષ

આવતાં પ્રથમ દીવ બંદરના નાકાનું લક્ષ્યબિંદુ લેતા, તે સિવાય બીજું કોઇપણ બિંદુ ભારત સાગર માટે સલામત માર્ગદર્શક નહોતું.*

આ ચારે બંદરોના કિલ્લાઓની મદદથી વાણિજ્યની ઘણી ઉત્તમ રીતે રક્ષા થઇ શકતી હતી.×

આ વખતે બીજાપુર રાજ્યનો પ્રતાપ સૂર્યાસ્ત થતો હતો. આદિલશાહના મૃત્યુ પછી તેના બાળરાજાના સિંહાસનનું રક્ષણ કરવું તે મંત્રિવર્ગનું પ્રધાનલક્ષ્ય હતું. વિજાપુરના અધિકારયુક્ત ગોવા ટાપુ આ વખતે તેઓ અધિકારમા લેત તો ફિરંગિ વણિકને અધિક ઉદ્વેગ સહન કરવો પડે તેમ નહોતો. આ દ્વિપ જેણે બતાવ્યો તેનું નામ "ટિમોજા" હતું. તે ભારતવાસી હોવા છતા સ્વાર્થ લોભે ફિરંગિને

---

* આ માટે પ્રચલિત દંતકથાઓ કાઠીયાવાડના પશ્ચિમ કિનારા ઉપર આવેલ હર્ષદના એક ડુંગરની ટોચને તે જમાનામા વહાણવટિઓનું લક્ષ્ય સ્થાન હતું તેમ કહે છે. વિચાર કરતા દીવ કાઇક અંદરના ભાગમા રહી જાય છે જ્યારે હર્ષદની કોયલી (ડુગરની ટોચ) કાઠીયાવાડના કિનારાનું પશ્ચિમમા બહુ બહાર નીકળતું સ્થાન છે.–લેખક.

× આ બદરોની ખાડી કુદરતી રીતે એવી તો રક્ષાએલી છે કે ગમે તેવા તોફાનમાં વહાણો સલામત રીતે રહી શકે છે. તોફાનમા પણ બહુધા સંકટમા આવેલા વહાણો આ બંદરેજ ખેંચાઇ આવે છે. તો કુદરતી રક્ષાએલી ખાડીયોને અગ્રેજોએ પહેલી પસદગી આપી હોવાનું આ કારણથી કલ્પી શકાય છે લેખક

*The Pirate chief Timoja proposed to Albuquerque that, as the Lord of Goa is dead (in reality absent) they should seize the place this they easily did in March 1510.–Sir W. W. Hunter*

સહાયત કરતો હતો. તેમને સૈન્યથી મદદ પણ જો ન કરી હોત તો, ગોવા ફિરંગિના અધિકારમાં આવી શકત નહિ. ટિમોજા જ્યારે જન્મ્યો ત્યારે ભારતવર્ષમાં અરાજકતા જેવું જ હતું. તે સમયે અનેક માણસો બાહુબળથી તેમ અન્ય ઉપાયોથી કેટકેટલાં રાજ્યો ઉભાં કરવામાં પ્રવૃત્ત થયેલા હતા. ટિમોજામાં સાહસ હતું, લશ્કર હતું, જલમાર્ગે આધિપત્ય પણ હતું, પોતે તે બળે સમુદ્ર કાંઠે રાજ્ય સ્થાપી શકત. પણ તેણે તે પ્રવૃત્તિ ન જ કરી તેણે જલદસ્યુ રૂપે વહાણો લૂંટવાનો ધંધો મહણ કર્યો અને આજ લાભે લોભે તેણે પોતાના મિત્ર અને સહાધ્યાયી ફિરંગિ વણિકને સહાયકારી ગોવા અપાવ્યું હતું. અત્યારે તેનું નામ કોઇ યાદ કરતું નથી. પરંતુ ગોવાનગરી તેના સ્વદેશ દ્રોહની સાક્ષી પુરતું હજી વર્તમાન છે. ટિમોજાએ કૃતઘ્ન ફિરંગિ વણિકના આધિનમાં જાગીર અને રાજપદ પણ આખરે પ્રાપ્ત કર્યું હતું.

પરંતુ તે એક વર્ષ કરતાં વધારે રાજ્ય ભોગવી શક્યો નહિ: એક વર્ષમા જ પ્રાણ તજી આ લોકનો સબંધ છોડી ચાલ્યો ગયો.

આલ્બુકર્કની વાણિજ્ય નીતિ અને ટિમોજાના બાહુબળે ગોવા નગરી તૈયાર થઇ હતી. તે હજી જુના શહેર તરીકે પરીચિત છે. ત્યાં આજે જુના વખતના ભાગેલા મકાનો, જીર્ણ મંદિરો. અને શ્મશાન રૂપ અનેક શોક ચિન્હો હજી પણ તે શહેરમા મૌજુદ છે* એક

---

* *There is a modern account of Goa, written in English by the Ren-Cotteneau de Kloguen and published at Madras in 1851, This contains a complete historical sketch of Goa from 1509 to 1812 and gives a discription of all the churches, convents and the pablic buildings accompained by a map. It is in feet a modsrn guide to Goa.*

દિવસ ૧કતુ ગોવા નગરી " સુવર્ણ પુરી " નામે યુરોપના સર્વ દેશો-મા પ્રખ્યાત થયું હતું પોર્ટુગીઝો તે વખતે કહેતા કે જેણે " ગોવા જોયુ હોય તેને પાટનગર લિસ્બન જોવા પ્રયોજન રહેતુ નથી "

ગોવાનગરી પૂર્વ અને પશ્ચિમ સભ્ય સમાજનુ પહેલુ સન્મિલન ક્ષેત્ર છે એક વખતનુ ગોવાનગરી ફિરંગિ વણિકનુ પ્રથમ પરાક્રાન્ત રાજ્યધાની તે આજે પોર્ટુગાલના અભ્યુદય અને અવનતિનું વિસ્મયાવહ વિચિત્ર ક્ષેત્ર ભારતવર્ષના ઇતિહાસની ચિરસ્મરણીય શ્મશાન ભૂમિ છે. આ શ્મશાને સેંકડો ભારતવાસીના ઉજ્જવલ ભવિષ્યો અને અભ્યુદયોને ભસ્મીભૂત કરવામા આવ્યા છે આ નગરીમા સેંકડો ભારતવાસીઓને પોતાના દેશના રક્ષણ કરવાના ગુન્હા માટે પકડી લાવી બુરા હાલે મારી નાખવામા આવ્યા છે આ ભૂમિ ઉપર જ ભારતવર્ષનુ ભાવી ચક્ર ઉત્પન્ન થયુ છે

એક વખતે ગોવાનગરી સમગ્ર ભુમડલમા સર્વોત્કૃષ્ટ વાણિજ્ય સ્થાન તરીકે વિખ્યાત થયુ હતું તે ફિરંગિઓના હાથમા આવ્યા પહેલા તે વાણિજ્ય માટે પ્રધાન બદરની કક્ષામા આવ્યુ નહોતું આ બદર ફિરંગિ વણિકને જ રચના કૌશલ્યથી અને વાણિજ્ય વ્યવહારથી જ ઉપયોગી બનાવ્યુ હતું મલબારના કિનારે બીજા અનેક વાણિજ્ય સમૃદ્ધ શહેરો તે સમયે વર્તમાન હતા, પરતુ ગોવા જેટલુ કોઇપણ બંદર સદ્ભાગ્યની પ્રાપ્તિ કરી શક્યુ નહોતું ગોવામા ફિરંગિઓ આ યા, રાજ્યધાની સ્થાપી વ્યાપારને વધારવા ગોવા તરફ જ દરેક વાણિજ્ય વ્યવહાર ખેંચી, ટુક સમયમા તેને વ્યાપારનું કેન્દ્ર અને સર્વ શ્રેષ્ટ શહેર બનાવ્યુ.

ફ્રિઝોર બંદરે જામી ગયેલાં વાણિજ્ય બંદરો ગોવા આગળ ઝાંખાં પડવા માંડ્યાં. તે બંદરોને ખાસ ભાંગી નાખવા માટે જ ફિરંગિ વણિક ગોવામાં પોતાનો વેપાર કરતા હતા. કેટલોક સમય તેના પ્રબળ પ્રતાપે સમસ્ત જગતની દૃષ્ટિ ગોવા ઉપર જ ઠરી રહી હતી. સમય જતા સમય પણ બદલાયો આજે તે સ્મૃતિઓ વિસ્મૃત પડમાં લય પામી ગઇ છે.

## પ્રકરણ ૨૬ મું.

---

### વાણિજ્ય નીતિ.

*Ask of me, and I shall give thee the heathen for thine inheritance and the uttermost parts of the earth thy possession. Thou shalt break them with a rod of Iron, thou shalt dash in pieces like a potter's vessel.—Psalm II. 8–9.*

ફિરંગિ વણિકના અભ્યુદયનો સમય, યુરોપના ઇતિહાસમાં અશાન્ત ધર્મોન્માદનો યુગ હતો. તે યુગમાં ખ્રિસ્તિ યુરોપે ધર્મને નામે જે સર્વ અત્યાચાર અને ત્રાસ જનક રસ્તે વર્તાવ્યો હતો, તે યાદ કરતા કંપારી છુટે છે. તે પુરાકાળની વાત યાદ કરતાં જ આધુનિક ખ્રિસ્તિ હૈયામાં એકદમ કંપન થાય છે. તે જમાનામાં કોઇને પણ આવા વર્તનની અરે નહોતી.

ધર્મોન્માદ પોર્ટુગલ વણિકે "કેપ ઓફ ગુડહોપ" ની બીજી તરફ જવાની આશાએ પોર્ટુગાલથી જ જ્યારે વહાણો હંકાર્યા ત્યારે જ

લૂંટવાની વૃત્તિ સંયુક્ત થતાં તેમની સર્વ વૃત્તિઓ બિભત્સ બની ગઇ હતી. આ કર્મોનો બચાવ કરવા માટે ખ્રિસ્તિ ધર્મનું સુત્ર સામું ધરવામાં આવતું હતું. આ પ્રમાણે ફિરંગિની વાણિજ્ય નીતિ ધર્મોન્માદ દ્વેષ અને લૂંટવાના લોભયુક્ત બની રહી હતી.*

વાણિજ્ય માટે પ્રધાન કેન્દ્રો મલબારનાં જ હતાં, પૂર્વસુદૂર દ્વિપો સુધી ફિરંગિ વણિક્નું આધિપત્ય જામ્યું હતું એટલે મલબાર સિવાયના બીજા કાંઠા ઉપર જ્યા ફાવે ત્યા પોર્ટુગીઝો લુંટફાટ કરી આવતા. ગુલામી વ્યાપાર આ સમયે યુરોપમાં ધમધોકાર ચાલતો હતો તેમ પોર્ટુગીઝો ભારતવર્ષમાં પણ ગુલામોનો ધંધો કાંઇ ઓછો કરતા નહોતા. મલબાર સિવાયના અન્ય કિનારે પોર્ટુગીઝે જે જે અમાનુષિક વર્તાવ કર્યો છે તેની વાતો જુના વખતની રાક્ષસોની વાતો જેવી સ્વતંત્ર નાના નાનાં પુસ્તકોમા લખાયેલી છે. આ ઐતિહાસિક વિષયમાં તે ઘટનાઓ લખાઇ નથી તે માત્ર જનશ્રુતીઓની જ વાતો છે. પરંતુ તે બીન પાયાદાર નથી. યુરોપના અનેક મુસાફરો ઘણે ઠેકાણે પોર્ટુગીઝ માટે લખી ગયા છે તેમા તેના આ કાર્યો માટે પણ પોતાની ઘૃણા દર્શાવ્યા સિવાય રહી શક્યા નથી ×

* એક પોર્ટુગીઝના રાજ્ય પ્રતિનિધિએ પોતેજ લખ્યુ છે કે–*The Portuguese entired India with the sword in one hand and the crucifix in the other, finding much gold, they laid aside the crucifix to fill their pockets. Jano-de-castro.*

× એક ફ્રેંચ મુસાફર લખી ગયો છે કે, "*Their ordinary pursuit and occupation was theft and piracy. With*

કોઇ કોઇ ઇતિહાસ લેખકો ફિરંગીનો દોષ ધોવાની આશાએ લખે છે કે "તેઓએ જે સર્વ કામો કર્યાં છે તે આજે આ જમાનામાં સભ્ય સમાજને નિર્દય લાગે છે અને તે માટે આજે તેઓ નિન્દાય છે, પરંતુ તે સકારણ થતું હતું. તે કાલ ધર્મ હતો. કારણ કે તેઓ અસહાય હોઇ નિષ્ઠુર ભાવ જ તેઓને આત્મરક્ષા માટેનો એક માત્ર ઉપાય હતો. તેઓની સંખ્યા એટલી અલ્પ હતી, તે તેઓ એવી મુશ્કેલીમા આવી પડયા હતા, કે તેઓ જો નિષ્ઠુર થયા હોત તો તેઓ આત્મરક્ષા કરી શકતજ નહિ. આ બચાવ બહુ જ લુલો છે કારણકે એક માણસ એકલો ભારતવર્ષ આવે તે પણ કોઇનો ભય ન ઉપજે એવા પ્રકારનું જ્યા વાતાવરણ અને વ્યવહાર હતો, ત્યાં આત્મરક્ષા કરવાનો પ્રસંગ જ ક્યા આવે. ઓ વેપારિ હથીયાર રાખતા નહોતા, ઘણે લાંબેથી વ્યાપારિઓ અત્યન્ત

---

*a small and light half galleys called "galeasses" they swept the sea coast. Entering all rivers, canals and arms of the Ganges and passing between the island of lower Bengal—often even penetrating as far as forty or fifty leagues into the interior—they surprised and carried off whole villages, and harried the poor gentiles and other inhabitants of this quarter at their assemblies, their markets, their festivals and weddings, seizing as slaves both man & women, small and great, perpetrating strange cruelties and burning all they could not carry away.*

પ્રદેશમાં આવના, તેમાંનો કયા દેશનો કયો વ્યાપાર, ક્યારે ભયમાં આવી પડ્યો હતો, તેનો કોઇ પણ દાખલો તેઓએ આપ્યો નથી તો ફિરિંગિને જ ભારતવર્ષમાં ભમ લાગ્યો? જેની આંખમાં કમળો હોય તેજ પીળું દેખે. ઇતિહાસ લેખકોએ જે બચાવ કર્યો છે તે માત્ર કલ્પનાઓ અને કલ્પના પ્રસુત ઉપાખ્યાનો જ છે. તે વખતના ઇતિહાસ લેખકો આવો બચાવ એવા જમાનામાં પણ કરી ગયા નથી. આ જુલમો કેવા હતા, ફિરંગિ વણિકને શું યાત્રાળુઓના વહાણોનો ભય લાગ્યો કે અસહાય મહિલાવર્ગ અને બાળકોને જલસમાધિ આપી. અલંકારો લૂંટવાના લોભે નિર્બળ નારીઓના નાક કાન કાપવામાં પણ જેમણે પાછું વાળી જોયું નથી? આવા નિષ્ઠુર વ્યવહારનો બચાવ કરવો વ્યર્થ છે. આ બર્બરતા હતી, જે જમાના સુધી યુરોપ આ પ્રમાણે બર્બરતા છોડી શક્યું નહોતું, જ્યાં જ્યાં ફિરંગિ ગયા છે ત્યા ત્યા, ફિરંગિઓએ આવો અસહ્ય જુલમ અને ત્રાસ વર્તાવી પોતાની બર્બરતાથી, માનવસમાજના હૃદયો હચમચાવી મુકયા છે

આ સ્વભાવસુલભ બર્બરતા માથે ધર્માંધતા આવીને મળી હતી, તેને સ્વાર્થ ચિંતાએ ઉત્તરોત્તર બીભત્સ મૂર્તિમંત બનાવી.

સેનાપતિઓ યુદ્ધ વિજય પછી જે કાગળો લખતા તેમા અમ્લાન વદને લખતા કે—"કુનરાઓને કતલ કરવામા આવ્યા છે તેઓને બીજું શું હોય"? ત્યારે એકે લખ્યું છે કે "અમે એક જણને છોડયો નથી, સ્ત્રી શુ કે બાળક શું સર્વેને ઠેકાણે કર્યાં છે." આજના એક સુપ્રસિદ્ધ ઇતિહાસ લેખકે લખ્યું છે કે પોર્ટુગાલ આ પોતાની

શક્તિ ઉપરાંતના દિગ્વિજય કાર્યમાં પડયું હતું, તેથી જ આવા અયોગ્ય ઉપાયોનું અવલંબન કર્યું હતું.*

આ સર્વે " અયોગ્ય ઉપાયો " માટેજ ફિરંગિનું નામ ભારતવર્ષના જનસમાજમાં નીન્દાને પાત્ર થયું છે. લોકો ફિરંગિની નિન્દા કરતાં શિખ્યા, ભક્તિ કરી શક્યા જ નહિ. જેઓ તેમનાથી બીધા નહિ, તેઓ નિષ્ઠુર આચરણનો બદલો લેવા તત્લીન કરવા માંડયા.

ફિરંગિ વણિકે ભારતવર્ષ આવી જે વાણિજ્યનીતિ અવલંબન કરી હતી, તેમાં ભારતવર્ષે યુરોપથી કાંઇપણ માલ વેચવા લાવવો શરૂ કર્યો નહોતો. યુરોપના કોઇપણ માલે કે શિલ્પે હજી ભારતવર્ષની બજારમાં પગ પેસારો કર્યો જ નહોતો. આ જમાના સુધી યુરોપે કાંઇ પણ કારીગીરીમાં કર્યું નહિ હોય કારણકે સમસ્ત યુરોપ અને એશિયામાં પૂર્વ શિલ્પનુંજ એકાધિપત્ય વર્તાતું હતું.

આ શિલ્પ દ્રવ્યોના સંગ્રહ અને વિક્રયને એક હાથ કરવા માટે પોર્ટુગાલે આટઆટલું કર્યું હતું. તે વખતના કાગળપત્રો જોતાં જણાય છે કે રોમન સામ્રાજ્યની ગાયક પોર્ટુગાલના લોકો પણ રૂપું આપી, ભારતવર્ષથી વિવિધ કૃષિ અને શિલ્પદ્રવ્યો લાવી યુરોપમાં તેનો વિક્રય કરતા. તેમાં બહુ મુલ્ય મણિમુક્તા અને હીરા આદી વસ્તુઓ પણ ભારતવર્ષની જ જતી. શિલ્પની ઉન્નતિ કરી કારીગરો

---

* *Tor rorism had to take the place of strength. It was a device to which the Portuguese were compelled by plans of conquest beyond their national resources—Sir W. Hunter's History of British India, Vol. I. 141.*

તૈયાર કરી, ભારતવર્ષ જેવી કારીગીરી યુરોપમાં જ તૈયાર કરી ભારતવર્ષ સાથે હરીફાઇ કરવાની આકાંક્ષા સુદ્ધાં યુરોપમાં જનસમાજને ઉત્પન્ન થઇ નહોતી.

હિંદની સરખામણીની ગણનામાં તેમજ યુરોપના બીજાં રાજ્યો કરતાં પોર્ટુગાલ ઘણું નાનું હતું. તે જોતાં ભારતવર્ષમાં દરિયાઇ બળ કે ખુશ્કી સૈન્યથી આધિપત્ય મેળવવાનું કાર્ય સુસંપન્ન કરવા માટે સંભાવના નહોતી. આ કાર્ય પાર ઉતારવા પોર્ટુગાલ દેશનું લશ્કર, સમસ્ત લશ્કર પણ પુરૂં પડે જ નહિ. ભારતવર્ષમાં જ લશ્કર ઉભું કરી કેળવવા તેઓને જે યુક્તિ સુઝી તે યુક્તિના પરિણામે જ તેઓ આટલા મજબુત થયા હતા. જે સર્વ કાંઇ થયું તેમાં ફિરંગિ વણિકે ભારતવર્ષના લોકોના બાહુબળે જ ભારતવર્ષના લોકોનો પરાજય કર્યો હતો. ખ્રિસ્તિ સોળમો સૈકો ભારતવર્ષનાં ઇતિહાસમાં વિપ્લવ યુગજ લખાયો છે. તે વખત સુધી મહા પ્રતાપી મોગલ રાજ્ય સ્થપાયું નહોતું. દક્ષિણમા હજી અંદરો અંદર કલેશોની આગ પ્રબળ જ્વાળામા સળગતી હતી.

સર્વત્ર જલે કે સ્થલે બાહુબળ પ્રાધાન્ય હતું. ફિરંગિ વણિકે પણ તે પ્રયોગથી ભારતવાણિજ્ય અધિકારમા હસ્તગત કર્યું હતું.

પોર્ટુગાલનો અધિશ્વર ભારત વાણિજ્યનો સવમય પ્રભુ તરીકે યુરોપમા પ્રસિદ્ધને પામ્યો હતો. પોપના ફરમાન પ્રમાણે પોર્ટુગાલનું આ આધિપત્ય કોઇ અસ્વીકારી શકતુ નહિ. પોર્ટુગાલનું આ પ્રમાણે સ્થાપિત થયેલું વાણિજ્ય એક પ્રકારે રાજકીય વાણિજ્ય જ ગણી શકાય, કારણ કે સર્વે કામ રાજાને નામે જ થતું હતું. જેઓ ભારતવર્ષ જતા તેઓ પોર્ટુગાલના કર્મચારિરૂપે નિયુક્ત થઇને જ જતા.

તેઓને પોતાની ફોજમા ઉત્સાહિ બનાવવાની આશાએ પોર્તુગાલે તેમને માટે એક મોટી લાલચ તૈયાર કરાવી હતી. જેઓ પોર્તુગાલથી જતા તેઓ રાજકીય વાણિજ્ય વિસ્તાર કરતા તે ઉપરાંત ભારતવર્ષની પોતાની મરજિ પ્રમાણે નવો કોઇ વેપાર પણ કરી શકતા હતા. આ પ્રમાણે રાજા તરફથી કે રાજ્ય તરફથી લાલચ મળતા સઘળા જન સમાજ ભારતવર્ષ જવા ઉલટી પડી હતી, નવો કોઇ જવા માટે આતુરી બન્યુ હતુ આમા પ્રથમ પોર્તુગાલ રાજ્યનો લાભ હતો તેમ પહેલી દ્રષ્ટિએ રાજાને લાગ્યુ. પરંતુ લાલચ કે લોભને થોભ હોતો નથી લોભ, નીતિ અને દાનતને સાફ રહેવા દેતો જ નથી આનુ પરિણામ બહુ ખરાબ જ આવ્યુ.

રાજા પ્રમાણે રાજ્યમંત્રિ વર્ગને પણ ભારત વાણિજ્યનો લોભ લાગ્યો, અને કમાવા માટે ભારત જતા અધિકારીઓ મારફત ખાનગી રીતે માલ મગાવવા માંડ્યા. જેઓ પ્રથમ અધિકારી થઇ ભારતવર્ષ આવવા માંડ્યા તેઓ પહેલા પોતાનુ પેટ ભરવા માંડ્યા. રાજકિય વાણિજ્ય હવે રહ્યું નહિ. રાજા કે પ્રધાન સૌનો વ્યાપાર, નાના મોટા માણસ સૌ પોતાની મરજી પ્રમાણે વેપાર કરે મોટા અધિકારીઓ લોભે ઘસડા જઇ, નાના માણસો ગમે તેવા ગે લાભ લે, તે માટે કોઇ બોલી શકે નહિ. આ પ્રમાણે વ્યાપારમાં એક પ્રકારની લાંચે અનાચારનો જન્મ આપ્યો હતો. નાના મોટાનું રહી નહિ, રાજ્ય તરફથી મળતો પગાર ઉપલક્ષ માત્ર હતું ભારત વાણિજ્યનો અઢળક લાભ જ હોકે એઓનો. કર્મચારીનું મૂળ લક્ષ્ય બન્યુ હતું. ગમે તેમ કમાવુ એટલે અમલદારો ગમે તેમ લુંટવા માંડ્યા. સતા અગર ચાબુકનુ શું કામ લાગે. જેઓ રાજ્યના રક્ષક અને પ્રજાના રક્ષક

કહેવાય તે હવે ભક્ષક બન્યા હતા. સ્વાર્થે બુદ્ધિ અને વિચારશક્તિને સદાને માટે રજા આપી દીધી હતી. પોર્ટુગાલથી વહાણોના વહાણો માણસોથી ભરાઇ આવવા માંડયા, સર્વેને સત્તા હતી અને વ્યાપાર કરવાની પણ છુટ હતી. આવનાર કોઇ પ્રજારૂપે નહોતું સર્વે ગુપ્ત વ્યાપારમા મશગુલ હતા તેઓ થોડા દિવસમા ધનોપાર્જનના નવા નવા ઉપાયો શોધતા હતા વહાણના કપ્તાન કે ખલાસીયો પહેલા પોતાનો લાભ સાચવતા, રાજાનો લાભ જોવાતો જ નહિ. કોઠીવાલાઓએ પણ તે જ નીતિ ગ્રહણ કરી હતી. આમ ખાનગી વ્યાપાર ભારતવાસીઓના નામથી પણ ધીમે ધીમે શરૂ થયો અને આખરે "બીજાને નામે" વેપાર કરવાની રીત સૌએ જાહેર રીતે શરૂ કરી હતી ભારતવર્ષના વ્યાપારીઓને પોતાને વેપારની બધી હતી તે હવે આવી રીતે પોતાનો વધુ લાભ સાચવવાને અવસર મળતા, અમલદારોની માફક તેઓએ પણ બને તેટલો લાભ લીધો.

આ પ્રમાણે ગુપ્ત વ્યાપારથી પોર્ટુગાલના રાજાને યોગ્ય નુકશાન પહોચ્યુ પરતુ આમને આમ ચાલવા જ માંડયુ ભારતવર્ષના લોકો "સર્વ નાશે સમુત્પન્ને અર્ધંત્યજતિ પન્ડિત" આ જુના સુત્રને યાદ કરી, ફિરંગિ આધિને જે થાય તે વ્યાપાર કરવા માંડયા સ્વદેશનો ખરો સ્વાર્થ તો ભુલી જ ગયા.

રાજા અને પ્રજા, અધિકારી અને ભીખારી, સૈનિક કે કલાર્ક સમસ્ત પ્રજાના નાના મોટા માણસો જે હથીયાર લઈ રણે ચડતા, તે હવે હથીયારને મ્યાનમા કટાવા દઇ અર્થોપાર્જનના સડેલા માર્ગે ચડવા માંડયા. ભારતવર્ષમા પોતાના સ્વદેશીની સત્તા હતી, પોતાના જ સાધનો હતા, આખુ યુરોપ ગ્રહાક હતું, સર્વ કાઇ તૈયાર હતુ એટલે

પોર્ટુગાલની પ્રજાને સોનાની ખાણમાંથી સોનું ઘેરે લઇ આવવા માટે ચાલવાની જ તકલીફ ઉઠાવવાની હતી. અત્યારે તો પોર્ટુગાલની પ્રજાને આંગણે સોનાની જ નદી વહેવા માંડી હતી

પોર્ટુગાલને લડાઇમાં જવું પડતું ત્યાં જય અને પરાજય બેઉ હતા, જ્યાં સૈનિકને મરવાની, પણ આશંકા હોય, ઘાયલ થઇ પીડાવું પણ પડે, પણ આ કાર્યમાં વગર મહેનતે ભારતવર્ષમાં માલ મળે તે કોણ જવા દે ભારતવર્ષ માટે સેંકડો ઉમેદવારો નોંધાતા હતા, સેંકડો માઇલ મહિનાના મહિના દરિયો ડોળી સોનાની લડાઇ લડવા સૈનિકની ભરતી થતી જ જતી હતી. જનારાઓને વધુ ઉત્સાહ આપવા માટે ભારતવર્ષમાં વિવાહ કરવાની રજા મળી વિવાહ કરવાથી કર્મચારીઓ શાન્ત અને શિષ્ટ થશે એ આશાએ રાજાએ તે વ્યવસ્થા કરી પરંતુ તેનું ધાર્યા કરતા ઉલટું ફળ આવવા માંડ્યું જેઓ ભારતવર્ષ વિવાહ કરવા માંડ્યા, તેઓ અયોગ્ય ઉપાયોથી અર્થોપાર્જન માટે વધુ અને વધુ જુલ્મી બનતા ગયા

જે કાંઇ નવું કરવામાં આવતું તેમાં ખ્રિસ્તિધર્મપ્રચાર તો પ્રબળ ઉત્સાહ જ ધરાવતો જરે સ્થરે વિજયગૌરવની ઉન્મત્ત આકાંક્ષા હવે ધીમે ધીમે ઠંડી પડી ગઇ, સૌના પેટ તો ભરાઇ ગયા હતા પહેલા ભારતવર્ષના લોકો ફિરંગિ અમલદારોના ખાનગી વાણિજ્યમાં સહકારી થઇ કાંઇક પેદા કરતા હતા, પણ હવે તો અમલદારો તેને પણ પજવવા માંડ્યા હતા ધીમે ધીમે રાજકિય વાણિજ્ય લાભ ઘટતો ગયો છેવટે તે લાભ અદ્રશ્ય થતા તેના કારણો અને મુળ શોધવા માંડ્યા, તેમાં જોયું તો, રાજાને કર્મચારીઓને શિક્ષા કરવી અસંભવીત લાગી. મંત્રીમંડળ આખું લાલચમાં કર્મચારીઓના ક્રીતદાસ બની ગયું હતા

આ બંધ કરવા માટે રાજાએ એક નવી યુક્તિ શોધી, કે હવે રાજકિય વાણિજ્ય હાલ બંધ રાખવું. રાજ્ય ભંડારના ખર્ચે વ્યાપારને ઉત્તેજન આપે એવી દરેક સગવડ કરી, વ્યાપાર માટે અમુક ધનાઢ્યોની કંપની બનાવવી અને તેને જ માત્ર વ્યાપાર કરવાનો અખત્યાર આપવો. આ પ્રમાણે પોર્ટુગાલમાં "કંપની" નો જન્મ થયો પરંતુ અનેકોના લાભ રીસાઇ ગયા, પ્રધાનો, અમલદારો, સિપાઇઓ અને વહાણના ચલાવનારાઓ રાજા સામુ જોઇ રહ્યા. પરંતુ એકંદરે કંપનીની ગોઠવણ સફળ થઇ નહિ.

આ પ્રમાણે રાજાની મહેરબાનીનો લાભ લઇ "કંપની" થઇ. ધનાઢ્યો વેપાર કરવા માડયા પરંતુ તેઓ કાઇ લાભો લાભ મેળવી શકયા નહિ. કેટલાક લોકો ધનાઢ્ય થઇ ગયા, પરંતુ દેશનો ઘણો ભાગ હજી નિર્ધન હતો. તેઓ નાના પ્રકારના દુષ્કર્મોમા રત રહી દેશના તિરસ્કાર પાત્ર બનતા અને જેઓ ભારતવર્ષ જતા, તેઓને પુરતો પગાર મલતો નહિ, જે કાઇ મલતો તેથી પેટ ભરાતું નહિ. આવા લોકો ભારતવર્ષ આવી, ગમે તે ઉપાયે અર્થોપાર્જન કરવા જતા પોર્ટુગાલના સર્વ નાશનુ સાધન કરવા માડયા.

આ પ્રમાણે પોર્ટુગાલની આ વાણિજય નીતિ લાબો વખત જય લાભ કરી શકી નહિ ફળ એ જ આવ્યુ કે, વિશ્વાસ એ જ વાણિજ્યનુ જીવન છે, તે વિશ્વાસ સંપુર્ણ રીતે ઉડી ગયો. ભારતવર્ષના લોકોને હવે ફિરંગિ વણિક ઉપર વિશ્વાસ રહ્યો નહિ. પોર્ટુગાલનો રાજા પોતાના માણસોનો વિશ્વાસ કરી શકયો નહિ; કર્મચારીઓને પણ એક બીજા ઉપર વિશ્વાસ રહ્યો નહિ. આ પ્રમાણે સર્વ

ચોર અને સ્વાર્થી બની ગયા, તેના સામે ભારતવર્ષનો વ્યાપારી શું વ્યાપાર કરે?

છેવટે ભારતપ્રવાસી ફિરંગિ સજ્જનોએ પોર્ટુગાલના અધિશ્વરને આ નિવેદન પત્ર મોકલી આર્તનાદ પહોંચાડયો કે-"રક્ષાકર-રક્ષાકર." ગોવાનગરીના મહા ધર્માધિકારી અને તેના સહકારીઓએ ૧૫૫૨ ખ્રિસ્તાબ્દિમા ૨૫ નવેંબરે સ્પષ્ટાક્ષરે એક નિવેદન પત્ર મોકલ્યું જે "ભારતવર્ષમાં સદ્વિચાર નથી, ન્યાય નથી, રાજ્ય પ્રતિનિધિ હો કે કોઇ રાજઆજ્ઞા પરિપાલક રાજ્ય કર્મચારી હો, કોઇ પાસે સદ્વિચાર નથી કે કોઇ પાસે ન્યાય નથી. કોઇ ભારતવાસી કે કોઇ મુસલમાન પોર્ટુગીઝનો વિશ્વાસ કરતું નથી. આદિ સ્વાર્થે અંધકાર ફેલાયો છે. હે રાજાધિરાજ અમે બે હાથ જોડી ભિક્ષા માગીયે છીયે કૃપા કૃપા કૃપા, કૃપા કરી રક્ષાકર, હે રાજાધિરાજ! રક્ષાકર, કારણ, અમે હવે ડૂબના જઇયે છીયે."

આ પ્રમાણે ભારતવર્ષની કળકળતી આંતરડી ચીરીને પોર્ટુગાલના રાજાને બતાવવામાં આવી. *

---

* *In India there is no Justice, either in your Viceroy, or in those who are to mete it out. ...... There is no Moor who will trust a Portuguese... ...Senhor, we beg for mercy, mercy, mercy. Help us Senhor, help us; for we are sinking–Letter of the Judge and Alderman of Goa to the King 25 November 1552.*

બહુ દુર બેઠેલ રાજા કોઇ રક્ષણ કરી શક્યો નહિ ધીમે ધીમે હાથમાથી સરતી લગામ હવે હાથથી ગઈ હતી હવે પોર્ટુગાલને નામે ગન્ય ચાલતું હતું એટલુ જ માત્ર પરંતુ તેમની આજ્ઞા કે શાસન, ગોવા નગરીના અધિકારીના ખીસામા જ મરજી પ્રમાણે ચાલવા માટે કોઇ પણ હરકત કર્યા સિવાય પડી રહેતું. જે ભારતવર્ષ આવતા હતા તેઓ આગળ આપણે વાચી ગયા તે પ્રમાણે હલકી શ્રેણીના વરૂઓ જ હતા જે ભુખ્યા વ્યાઘ્રોની માફક ભારતવર્ષમા ઉતરવા માડયા હતા, તેઓના ઉપદ્રવે સમગ્ર ખ્રિસ્તિ સમાજના નામને કલંક લગાડયુ હતું ફિરંગિના નામે બિષણ મૂર્તિ ધારણ કરી હતી, ભારતવર્ષમા ત્રાહી ત્રાહીના પોકાર થઇ રહ્યા હતા, જ્યા ઇશ્વર પણ અત્યારે આડો ફરી શકતો ન હતો ×

જે વાણિજ્ય નીતિ કેવલ સ્વાર્થ પરાયણ હતી, તે કેટલાક દિવસ વિજયી થઇ, સ્વાર્થ અંધતાતો એક દિવસ જરૂર પરાજયને જ પામે છે

રાજાને આખા ભારત વાણિજ્યનો લાભ પોતાને જોઇતો હતો અને પોતે એકલોજ પોતાનો ભંડાર ભરવા માગતો હતો. રાજ્યાધિકારીઓ પોતે એકલોજ વ્યાપાર કરવા માગતા હતા, પરંતુ માત્ર હરિરાઇની ગેરહાજરી ને લીધેજ ભારત વર્ષનો વ્યાપાર આજે એક

---

× *The ravenous hordes thus let loose on India made a race name of Christian (Firingi) a word of terror,—until the strong rule of the Mughal Empire turned into one of contempts —Sir W. Hunter's History of British India Vol I P. 184.*

ઘેર હતો. ઉજ્જડ પ્રદેશમા એરંડોજ પુજાતો હતો. આવખતે ભારતજનો સહેજ પ્રયાસે ફિરંગિને હાકી કાઢી શકતે, પરંતુ તેઓ પોતાના ગૃહ કલેશમાથી ક્યા પરવાર્યા હતા ? ભારત વર્ષમા ભાઇને ભાઇજ દુ:ખ કરતા થાય છે, પણ ફિરંગિ તો આખમા આવ્યોજ નહિ વ્યક્તિગત સ્વાર્થ ચિંતામાથી ભારતવાસીઓને વખતજ મળ્યો નહિ.

ફિરંગિ વણિકની રાજ્યધાની ગોવાનગરી અત્યારે પિશાચોની લીલા ભૂમી બની ગઇ હતી બહારથી બહુ સુંદર બનેલી ગોવાનગરી લીસ્બન શહેરને ઝાખું પાડી રહી હતી, તે અભ્યંતરે નર્કના બીભત્સ દ્રશ્યે પિશાચ ભૂમિ બની ગયું હતું.

જે પ્રબળ શક્તિ એક દિવસ સન્યાસી રાજકુમાર હેન્રીના અપૂર્વ ત્યાગે, અપૂર્વ પ્રબુદ્ધ થઇ પડી હતી. તે તેઓના સ્વદેશથી આવેલા નરાધમોના અત્યાચારે અને વિષયાન્ધતાની લાલસાએ યોવનમા જરાજીર્ણ થવા માંડી હજી પહેલો પહોર હતો, પહેલી પુણી હતી, હજી પોર્ટુગાલને કરવુ ઘણું બાકી હતુ ? જો સ્વાર્થમા અ ધ થઇ આ પ્રમાણે વાણિજ્યની નીતિ ન ઘડાઇ હોત તો, ધીમે ધીમે આગળ વધતા પોર્ટુગાલ ઘણો પ્રદેશ પોતાના આધિપત્યમા લઇ શકત પોપના શાસને આજે યુરોપની કોઇપણ પ્રજા તેનો હરીફ થઇ આવી શકે તેમ નહતું. ભારતવર્ષ ગૃહકલેશમા પડેલું હતું. અરબ પછેની પ્રાટ માર્ગ રૂપે પોર્ટુગાલ માટે તૈયારજ હતી, કોચીન અને કલિકોટની સ્થિતિ પ્રમાણેજ હતું. પોર્ટુગાલે જે નિતિથી પ્રથમ આદર ક્યો હતો, તેજ પ્રયાસ ચાલુ રહ્યો હતે તો ઇતિહાસમા પોર્ટુગાલનું કોઇ બીજુજ સ્થાન હતે સ્વાર્થપરાયણ રાજાના સ્વાર્થે સૌને સ્વાર્થ પરાયણ બનાવ્યા પોતે પોતાનુ કરવા માંડના સ્વાર્થ લોભે મગ આદર્શ અને લક્ષ્ય બીન્દુ ચુકાઇ જતા

અભ્યુદય સીમાબદ્ધ થઇ ગયો. તે અભ્યુદય ગોવાનગરીની આસપાસના ડુંગરાઓ ઓળંગી નજ શક્યો. આ પ્રમાણે રાજ્યની અને રાજાની સ્વાર્થ પરાયણ નીનિઓજ પોર્ટુગાલના અભ્યુદયને આગળ વધવા દીધોજ નહિ.

---

## પ્રકરણ ૧૭ મું.

### ભોગાભિલાસ.

*An Arsonal in ruins, palaces in ruins, quay-walls in ruins,-all in ruins-Sir W. Hawards Russel.*

ફિરંગી વણિકની જે ઇતિહાસ વિખ્યાત પુર્વ રાજ્યધાની ઐશ્વર્ય ગર્વે એક દિવસ સમગ્ર યુરોપને વિસ્મિત અને ઇર્ષાળુ બનાવ્યું, હતું, તે એક નાના જેવા ટાપુમાં આવી રહેલી છે. તેની પરિસિમા પાંચ ગાઉથી વધારે નહોતી. માત્ર પ્રાકૃતિક સંસ્થાન ગુણે જ આ ક્ષુદ્ર દ્વીપ જગત્ વ્યાપી વિપુલ વાણિજ્ય વ્યાપારનું પુર્વમાં કેન્દ્રસ્થાન બની રહ્યું હતું.

આજે તે દિવસો ચાલ્યા ગયા છે. જેની ચડતી થાય છે તેની પડતી સંભવે જ છે. આજે નવા ભાવે નવી જ રાજ્ધાની વસી ગઇ છે. પરંતુ પુર્વ સ્મરણો ઇતિહાસમાંથી જતા રહ્યાં નથી. આજે મુસાફરો તે દીટનપ્ટન ગોવા નગરી જોવા ગયા વગર ચલાવી શકતા નથી. આજે તે અશ્વશાલા, કે આનંદ મંદિરો, જુના ઐશ્વર્ય પ્રતિ મોહ કે આનંદ જોનારની આંખમાં ઉત્પન્ન કરી શકતાં નથી.

ત્યાં તે વખતે શું હતું? પોર્ટુગલની વિજયદર્શક ગોવા નગરી કેવી હતી, તે માટે ઇતિહાસ લેખકોના ગ્રંથોમાં તેનું વિસ્તારથી વર્ણન આપવામાં આવ્યું છે. પોર્ટુગાલની પૂર્વ વાણિજ્ય સામ્રાજ્યના આધિપત્યના રાજધાનિ ગોવા નગરીની ચારે બાજુ એક સુંદર મજબુત કિલ્લો આવી રહેલો હતો. તે કિલ્લામાં ૭ મોટા બુરજો નગર રક્ષણ માટે બનાવેલાં હતા. સમયની સાનુકૂળતા એ અનેક દેશના વ્યાપારીઓથી આ નગરી શોભતી હતી, અનેક શાસન મંદિરો, દેવળો અને શ્રીમંતોનાં સુશોભિત મકાનોથી તે સ્વર્ગ સમાન દેખાતી હતી.

વ્યાપારની મોટી લેવડદેવડ અને આવજાના વ્યવસાયના પ્રતાપે આ નગરી સમૃદ્ધિમાં, ત્યાં સાક્ષાત્ લક્ષ્મિદેવીનો વાસ હોય તેવી દેખાતી હતી.

પોર્ટુગાલના વિજય વાવટાથી સુશોભિત અને રાજ્યાધિકારીઓના બૃહદ્પ્રાસદોથી શોભતી ગોવા નગરી, ગંજપધાર્તી લીસ્બનને ભુલાવી પોતાને શ્રેષ્ટ બનાવી રહી હતી.

જેણે કેપ ઑફ ગુડ હોપથી રાતા સમુદ્રના મુખ સુધીના આફ્રિકાના પૂર્વ કિનારા ઉપર પોતાનું આધિપત્ય વિસ્તાર્યું હતું; જેણે રાતા સમુદ્રના માર્ગથી પરસ્યન ગલ્ફના મુખસુધીના સામ્રાજ્યનો બીજો ભાગ, મોચાથી મસ્કત સુધી અરબીયન સમુદ્રના વાણિજ્ય બંદરોમાં પ્રભુત્વ સંસ્થાપીત કર્યું હતું; કસ્ટેરીમ સાગરસંગમે આવેલા બસરા બંદરથી ખંભાતના અખાત સુધીમા પરસ્યા, બલુચિસ્તાન અને સિંધુ પ્રદેશનાં બંદરોએ જેણે પોતાની આણ વર્તાવી હતી; ખંભાતથી કુમારિકા-કુમારીકાથી ગંગાસાગર-ગંગાસાગરથી સિંગાપુર-સિંગાપુરથી ભારતદ્વીપ સમુદ્ર સુધી જેણે પોર્ટુગીઝ વાણિજ્ય વિજયના દુન્દુભિનાદે જલમાર્ગ ગજાવી મુક્યો

હતો; પૃથ્વિમાં મોટામાં મોટું વિસ્તૃત વાણિજ્ય જેને ઘેર હતું, તે સમસ્ત ઉપર હુકુમત ચલાવનાર આ ગોવા નગરી જ હતી.

જે મહેલો ચણનાં અગણીત દ્રવ્ય ખર્ચેલું હોય, જે મનોરથોએ રાત્રિઓની રાત્રીઓ લીધી હોય તેનો ધ્વંશ થતાં શી વાર ? સેંકડો પગથીયાં ચડેલો પથિક પાછું વાળી જૂએ અને પગ સરે તો નીચે આવતાં કેટલી વાર ? સુદ્રઢ સામ્રાજ્યો, ચક્રવર્તિ રાજ્યપુરૂષોનો અભ્યુદય થતાં વખત લાગે છે પણ અધઃપતનનો વેગ તેના કરતા કાંઇક ઉતાવળો દેખાય છે. કાળની વિચિત્ર ગતી પાર પામી શકાતી નથી. સૈકાઓ થયાં ઉત્તરોત્તર દર પેઢીએ વધુ પ્રયાસ વધુ ઉત્સાહે, વધુ અભ્યુદયે આટલું વાણિજ્ય વિસ્તાર્યું, પ્રચંડ બાહુબળથી ત્રાહી ત્રાહી પોકરાવી જેમાં અનેક ઉત્સાહી યુવાનોએ પોતાનું આત્મસમર્પણ કર્યું, તે વાણિજ્ય માટે કાળની ગતી કાંઇક નિર્માયેલી હતી, પોર્ટુગાલ માટે અધઃપતન શરૂ થઇ ચૂક્યું હતું, ચરિત્રહિનતા તેનું એક માત્ર કારણ ઇતિહાસમા લખાયું છે, પણ ખરૂં કારણ ચડતિ તેની પડતી એ જ વધારે બંધ બેસશે.

રાજધાનીની રક્ષા માટે વિશેષ પ્રયાસની જરૂર હતી નહિ, ગોવા નગરીની પશ્ચિમે બાગત સમુદ્ર હતો અને બીજી બાજુએ ખાડી કિલ્લાની માફક નગર રક્ષા કરતી હતી. ગોવા નગરીના નૌ સમરકુશળ નાવિકો થોડા વહાણોથી ખાડીના મુખે રહી આક્રમણ માર્ગ બંધ રાખી શકે તેમ હતું. અત્યારે ગોવા નગરી સામુ કોઇ ઉંચું ઉપાડી જોઇ શકે તેમ જ નહોતું કે પોર્ટુગીઝને ભય રાખવો પડે. જેઓ કોઇક સુયોગ મળ્યે આક્રમણ કરી શકે તે વીર વંશી હિંદુ મુસલમાન ફિરંગિનું દાસત્વ સ્વિકારી બીચારા મા' [illegible]

વહાણ નામે કોઈ જનારી શકતું નહિ, કોઈ પણ વહાણ પોર્ટુગીઝ અધિકારીની રજા ચીઠી વગર બંદરેથી આવજા કરી શકતું નહિ. જ્યાં હથીયાર વગરનું પાંચ દશ ખલાસીનું વહાણનું ચકલું સમુદ્રમાં સંચરી શકતું નહિ. ત્યાં આક્રમણનું તો સ્વપ્નું, તો ક્યાંથી આવે. દરેક વહાણ પોર્ટુગાલનો વાવટો લઈ સમુદ્રમાં ફરતું, અને ભારતવર્ષના કિનારા ઉપર પોર્ટુગાલનું જ આધિપત્ય, સુચવતું હતું. સેંકડો માઈલ ઉપર જેની આણ ફરે છે, જેનું ઐશ્વર્ય જગતમાં સર્વ કોઈને આંખમાં ખટકે છે, બીજી બાજુ અસીમ પ્રબળ પ્રતાપ જેનો પ્રવર્તે છે, તે ફિરંગિ વણિક નિર્ભયપણે ભોગવિલાસમાં અને વિષયવાસનામાં લુબ્ધ થવા લાગ્યા હતા.

યુરોપમાં એશઆરામ અને ભોગવિલાસનો આદર્શ મોજુદ હતો, તે પૂર્વના વૈભવ તરીકે ઓળખાતો. યુરોપમાં નહિ પણ એશિયાના દેશોમા પણ ભારત વર્ષના ભાવ આડંબરની નકલ કરવામાં આવતી હતી. વ્યાપારિઓએ ભોગવિલાસ અને એશઆરામની સામગ્રી મો માગ્યે દામે યુરોપને આપી, યુરોપને પણ ભોગ વિલાસ શિખવ્યો હતો. યુરોપમાંથી મુસલમાન શાસન ચાલ્યા ગયા પછી ક્રમે ક્રમે સમસ્ત યુરોપ ભોગવિલાસમાં અધિક ઉન્મત્ત બનતું જતું હતું. ઐશ્વર્ય લાખ મેળવ્યા છતાં ભારતવર્ષના હાવભાવનું અનુકરણ કે નકલ યુરોપ શીખ્યું નહોતું. તે વખતે ભારતવર્ષ માટે યુરોપને માન હતું, ભારતવર્ષને નામે તે વખતે યુરોપ નાક ચડાવતું નહોતું, પરંતુ તેને સ્વર્ગ માની યુરોપથી ઉત્તમ કોટીમાં ગણી, કુબેરનું સ્વર્ગમાંની જનસમાજ આગળ આ ભૂમિ નરક પ્રેમપૂર્ણ દેખાતું આવતું હતું.

ક્રૂરરાજ્ય પોર્ટુગાલ ભારત વાણિજ્યના અસિમ ઐશ્વર્યને

મેળવી, ભોગવિલાસી થતાં; શારીરિક શ્રમ હવે ઉઠાવી શકતું નહોતું. તેથી ખેતીવાડીનો કાર્યભાર ધીમે ધીમે ગુલામો ઉપરજ પડતો ગયો. જે કષ્ટ, સહિષ્ણુ; પરિશ્રમ નિપુણ, સુદ્રઢ, વીરજાતી ગણાતી હતી, તે હવે એશારામી અને નવાબી ભોગવવા લાગી હતી. સર્વે ઐશ્વર્ય વિકાસનો આડાડંબર જ માનવજીવનનો પરમ્ પુર્ષાર્થ માની પ્રાણપણે ઐશ્વર્ય વધારવા સૌ કોઇ પ્રયત્ન કરતા.

રાજ્યનો ગમે તેવો અધિકારી પોતાની નીતિકુશળતા પ્રમાણે વાણિજ્ય ખેડી અગર જુલ્મ કરી શ્રીમંત થઇ શકતો. આ પ્રમાણેની છુટનો વધારે લાભ વધારે હલકા અને નીચ કોટીનો માણસ લઇ શકતો હતો. અધિકારીઓ દરજ્જે નાના મોટા હતા પણ હક્ક અને ઐશ્વર્યવાન થવા માટેના માર્ગને કોઇ સીમા નહોતી ત્યાં માન અને મહોટાઇ એક બીજાનું કોણ જાળવે. નગર જનોની ઉંચી અટ્ટાલિકા રાજ્ય મહેલને પણ લજાવતી હતી. રાજ્યમાર્ગ ઉપર સુશોભીત મહેલોમાંના અમોદ પ્રમોદ અને ગાયનવાદનથી દિગ્મંડલ પ્રતિધ્વનિત થવા લાગ્યા. મોજ શોખ અને એશારામમા મસ્ત રહેલા વિષયાનુરાગીનાં અટ્ટહાસ્યોથી સુંદર માર્ગો ગાજી ઉઠતા હતા જનસમાજ ખુલ્લી રીતે પૂર્વ હાવભાવો પ્રકાશિત કરતા, પૂર્વનું અનુકરણ કરી વસ્ત્રાભુષણનો આડાડંબર કરવા લાગ્યા ગોઆ નગરી અત્યારે મદીરામસ્ત બનતી જતી હતી. આ વર્ણન વિવિધ કાવ્યોનાં રૂપમાં લખવામાં આવે તો પણ " ફિરંગીનું વણિક વિશ્રામ " નું તાદ્રશ્ય સ્વરૂપ ઉતારી શકાયજ નહિ.

ગોવા નગરીના પ્રામાદ સૌંદર્ય કરતાં, કૃત્રિમ અન્ય સૌંદર્ય કાંઇ

ઓછું નહોતું. ત્યા વિશ્વસન્ત ચિત્ત મનોહર ચપલ નરનારિનુ સૌંદર્ય માર્ગ ઉપર સ્વર્ગ જ ખડું કરતું હતું ઐશ્વર્યવાન જનસમાજ એક બીજાથી સરસ દેખાવાની હરીફાઇમા તનતોડ મહેનત કરતા હતા. એક એકથી સરસ રભા મૂર્તિઓ પોતાના કોમળ શરિર ઉપર દેવને પણ ભુલાવે તેવા હિરામાણેકના શણગારો સજી પરસ્પર હરીફાઇમા ઉતરતી હતી, સુંદર મેળાવડાઓ નાટ્યમહો, અને નાચના સમેલનોમા અનુપમ દ્રવ્યો સ્વર્ગને ભુલાવતા હતા. આવા ઐશ્વર્યમા સમસ્ત જગતને આજી નાખનારી સમાજના આતર જીવન અને હૃદયો કેવા હતા? તેમા સમાજનું બધન નહોતું, ત્યા વિલાસ જ પ્રિય હતો ત્યા બિભત્સ વર્તનો અને નિન્ધ આચાર કાઇ બાકી નહોતા. વિષય-લોલુપતામા ખદમદતા આ માનવ ક્રીડાઓનુ વર્ણન આપતા યુરોપના ઇતિહાસ લેખકો લજ્જાથી અધોવદન થાય છે.

ઘરમા પોર્ટુગીઝ સ્ત્રીપુરુષો કાઇ સારા કપડા અને આભુષણો પહેરી રાખતા નહી, તેમ બાળકો ઘર આગણે ધુળમા આઝાદી ગમે તેમ રમતા. પરતુ રાજ્યમાર્ગે બહાર લટાર મારવા નીકળતા ત્યારે આડંબરની અવધિ નહોતી. મહિલાઓ જે પાલખીમા બેસીને નીકળતી હતી, તે પાલખીની છત અને પડદાના ભપકે રાજ્યમાર્ગ ઝમઝમાટ કરતો રહેતો સાથે સાથે મખ્યાબંધ દાસદાસીઓ પણ પાછળ ચાલતી ખમા ખમા કરતી જોવામા આવતી હતી રૂપુ, સોનું અને હિરા મોતી જડીત પોષાક અને આભુષણો ઝુંનાવતી ફિરંગિ સુન્દરીઓનુ હાસ્ય ભુરમ્ય સુગંધ ફેલાવતુ હતું નમ્ર વસ્ત્રો નીચે હીરા માણેક જડીત વિચિત્ર પાદુકાઓ તેઓના ઐશ્વર્યનો પરીચય આપતી હતી. એક કરતા બીજાનો આડબર વધારે દેખાતો હતો

ત્યા ઐશ્વર્ય તુલના જ થઇ શકતી નહોતી.

- પુરષો ઘોડે સ્વાર થઇ બહાર નીકળતા સાથે સાથે સોનેરી છત્ર ચામર ધરી નોકરો તેમની સાથે ચાલતા, જેઓ નિર્ધન હતા તેઓ પણ પોતાના દરજ્જો જાળવવા છેવટ એક છત્ર ઘર ભાડે લઇને નીકળતા. આદ્રસ્ય જોતાં ગોવાનગરીનો પ્રત્યેક ફિરંગિ જાણે એક એક નાનોનવાબ !

ઘરની સ્ત્રીઓ ઘરમા રહે પુરષો ભ્રમરની માફક બહારને બહાર વિલાસ ચરિત્રમાં આ પુષ્પથી તે પુષ્પ ઉપર ફરતા અને ગુંજારવ કરતા હતા. મનુષ્યસ્વભાવ આવાનવાબો માટે નથી એતો " ન્યાય નેમ સૌરંકનાં શ્રીમંત સૌમાફ છે. "

સ્વામિ સહવાસે વંઞ્ચિતા અંતપુરવાસી રમણી નારીધર્મની શીરીતે રક્ષા કરી શકે ? શિક્ષા અને શિક્ષક કે સંસ્કાર તો ગોવાનગરીના દરીયામા પડયા હતા. ધર્મ કર્મ ત્યા કાઇજ નહોતું અને સૌગમે ત્યા જાય દરેક સ્વતંત્ર હતું. આ સર્વે વણુન તે વખતના મુસાફરો જે લખી ગયા છે તે વાચતા વાચતા ગમે તેવો માણસ પણ એક વખત ધ્રૂજી ઉઠે.

પુરષો ઘરની સંભાળ પણ લેવાની તકલીફ ઉઠાવતા નહિ, દિવસોના દિવસો બીચારા આમોદ પ્રમોદમાથી પરવારી શકતા નહોતા. જ્યા પુરષોનું ચારિત્ર્ય આવું હોય ત્યા સ્ત્રીઓને બીજો પાઠ શીખવે કોણ. ત્યજાયેલી પરણેતર સ્ત્રિઓ પોતાનો રસ્તો શોધવામાટે અને કદાચ નવાબ સાહેબ મ્હેલે આવે તો પણ શુ પુછી શકે કે કેમ ઘર ખાલી છે ? સ્વયં પોતે સ્વતંત્ર રહે તો અન્યને બેડી પહેરવવાનો અધિકાર કેમ હાથરાખી જ શકે. ક્યારે ક્યારે સ્વામી મહાજનને મહિલા

સ્નેહપૂર્વક ઔષધ આપી, અચેત બનાવી, પોતાના ઘરમાંજ મોજ માણવા રસ્તો સાફ કરતી. ઘેર ઘેર માટીના ચુલા હતા, સમસ્ત ફિરંગિ સમાજને મોજમજાહ અને વિષય માત્ર જીવન હતું. મનુષ્ય મટીજાઈ પશુ કરતાં પણ કનિષ્ટ આચરણો તેતો અત્યારે ઔહિ આનંદ રૂપેજ ગણાતું હતું. પશુને ભોગની તૃપ્તિ થાય છે ખરી પણ મનુષ્યને તો તે તૃપ્ત થવાને બદલે વધતીજ જાય છે.

જંગલી પ્રજા પણ આટલી હદ સુધી પહોંચી શકતી હશે કે કેમ? મનુષ્ય કેટલે દુર સુધી દાનવ થઇ શકે છે? આજે ગોવાનગરી તેનું પ્રદર્શન ક્ષેત્ર વિદ્યમાન હતું. *

આ સર્વ કારણોને લીધે ફિરંગિનું નામ ભારતવર્ષના સર્વ પ્રદેશોમા તિરસ્કાર અને નિન્દાને પાત્ર થયું હતું. લોકો ફિરંગિને નામે આજે પણ જે સર્વે વાતો કહે છે તે લખી જાય તેમ નથી × સ્વદેશથી હજારો માઇલ દુર આવી મોટી આશાઓ પરીપુર્ણ થતાં, આ પ્રમાણે ફિરંગિનું અધ:પતન શરૂ થયું.

---

* *The travellers who visited Goa during its prime tell strange tales of the hardihood with which the Portuguese matrons pursued their amours,-not scrupling to stupify the husband with drugs, and admitting the paramour into his Chamber.—Sir W. Hunter's History of British India, Vol. I. P. 157.*

× ગોવાના આ જુના સંસ્કારો હજી પણ વર્તમાન છે ગોવાની મુખ્ય સુશોભીત મહાનોની દ્વાર હજી નાયકિણિઓ ગોભાવે છે. . . . . . . . ગામનું નામ છે તેની આસપાસ નાળીયેરી-

આપણે આગળ વાંચી ગયા તેમ પોર્ટુગાલનું યુરોપી લશ્કર ગોવાનગરીમાં કે ભારતવર્ષમાં કાંઇ અધિક પ્રમાણમાં નહોતું. કારણ કે દેશી લશ્કર તૈયાર કરવાની પદ્ધતિ દાખલ થતાં, જરૂર પડતાં ગમે તેટલું લશ્કર ઉભું કરતાં કાંઇ મુશ્કેલી જ નહોતી, આ પ્રમાણે જ તૈયાર કરેલા દેશી લશ્કરથી જ આ સર્વ વિજય પ્રાપ્ત થયો હતો, તેમ હજી પણ આ દેશી લશ્કરથી જ વાણિજ્ય રક્ષા અને નગર રક્ષા થતી હતી. લશ્કર ઘણું ખરૂં દેશી જ હતું, અને તે જ વિજયગૌરવનું પ્રધાન રક્ષક હતું.

ફિરંગિના સસારે ગુલામો જ પ્રધાન હતા. તેઓ ભારતવર્ષ આવીને બહુ સંખ્યામા ગુલામોને પાળતા હતા. આ ગુલામોમા ઘણા ગૃહકાર્યમા નિયુક્ત હતા, તેમાથી કેટલાક સૈન્યમાં પણ દાખલ થઇ શકયા હતા તેઓના હાથમા રાજ્યના કેટલાક કાર્યભાર સોંપી ફિરંગિ વણિકો જ્યારે આલસ્ય અને વિલાસમા ચુ ંથાઇ રહેવા માંડયા, બાદશાહી માણવામા મસ્ત થવા માડ્યા, તે જ વખતે યુરોપમા યુગાન્તરની શરૂઆત થઇ હતી. કોઇ જુદા પ્રકારનાં જ નગારા વાગી રહ્યા હતા. એપરવા પોર્ટુગાલવાસીઓ અને ગોવા નિવાસીઓ પોતાની મસ્તીમા મશગુલ હતા. દુનીયા પોતાનું કામ કરતી હતી, યુરોપ પણ

ઓના સમુહના શીતળ છાયામા નાના નાના ઝુપડાના જુથો હજી નાયકિનિયોના ઘરો થયા છે. કેટલાક ગામો આખા નાયકિનિઓ-થીજ વસાયેલાં છે અને મુંબઇ શહેર સુધી તેમની પ્રખ્યાતિ અને વિસ્તાર પહોચ્યો છે. ફિરંગિ વણિકે જાગતી જીવતી જે યાદગીરી હિંદને સમર્પી છે તે હજી સેંકડો વર્ષ થયા છતા જીવંત છે અને રહેશે.

—લેખક.

રાત્રિ દિવસના ઉજાગરા કરી કોઇ મોટા વિચાર કરતું હતું. નિદ્રાનો કેફ અને આનંદ આજે પોર્ટુગાલને નશીબેજ હતો.

યુરોપવાસીઓ ધીરે ધીરે જાગ્રત થતા જતા હતા. પોર્ટુગાલનો આટલો અભ્યુદય ટુંક સમયમાં જે ભારતવર્ષને પ્રતાપે થયો તે ભારતવર્ષની જ માળા યુરોપ જપતું હતું. યુરોપને બીજો કાંઇ ધંધો નહોતો. ભારતવાણિજ્ય માંથી જ યુરોપને ઐશ્વર્ય લાભ થાય તેમ હતું. તેમ સૌ કોઇને દૃઢ થતું ગયું અને ભારતવર્ષ કેમ જવું, તે જ માત્ર વિચારમાળાના મણકા સરતા હતા.

યુરોપમાં અનેક બીજાં મોટા મોટા સશક્ત રાજ્યો હતાં. પોર્ટુગાલ બિચારૂં એક નાનું રાજ્ય હતું. ભારતવર્ષના વાણિજ્યથી સમૃદ્ધ બન્યું હતું, સિવાય રણાંગણે તો તે કોઇ યુરોપના રાજ્ય સામે ટકી શકે તેમ નહોતું. ભારતવર્ષમાં એકાધિપત્ય મેળવ્યું હતું પણ, યુરોપની અન્ય કોઇ પ્રજા ભારતવર્ષ જઇ શકી હોત અથવા જવા પરવાનગી પામી શકી હોત; તો પોર્ટુગાલ એક ક્ષણ પણ ટકી શકત નહિ. ભાગ્યના બળે એ પોર્ટુગાલ, ક્ષુદ્ર દેશ આટલું સમૃદ્ધ, અને ભારતવર્ષે એક સમયે એકાધિપત્ય મેળવવા શક્તિમાન થયું હતું. સમસ્ત યુરોપમાં શ્રેષ્ઠ બન્યું હતું, વ્યાપારનું એક માત્ર કેન્દ્ર બન્યું હતું.

આ સમય સુધી પોપની આજ્ઞાનું કોઇ ઉલંઘન કરી શકતું નહિ. અને પોપના ખાસ પરવાનાથી આફ્રિકાના પશ્ચિમ કિનારે થઇ, કેપ ઓફ ગુડ હોપને માર્ગે ભારતવર્ષ જવા પોર્ટુગાલને મળેલા હક્કનો સમસ્ત યુરોપ સ્વીકાર કરતું હતું. આ સિવાયનો નવો માર્ગ શોધવા દરેક પ્રજા તનતોડ મહેનત કરતી હતી. પરંતુ તે સર્વ પ્રયત્નો અફળ ગયા. પશ્ચિમ તરફ સમુદ્રમાર્ગે ભારતવર્ષનો માર્ગ શોધતાં અમેરીકા

મળી આવ્યું. છતાં પણ તે માર્ગે વધુ તપાસ યુરોપે ચાલુ રાખી હતી. ઉત્તર દિશામાં સમુદ્રમાર્ગે ભારતવર્ષ જવાના પ્રયત્નો કરતાં અનેક માણસોનાં અકાળ મૃત્યુ થયાં હતા. આ સર્વે કાંકાં હતાં પોર્ટુગાલનું ભારત વાણિજ્ય નિશ્કંટક ચાલુજ હતું, તે તો ધમધોકાર પોતાનો વ્યાપાર કર્યેજ જતા હતા યુરોપના અન્યોઅન્ય દેશના લોકો પોર્ટુગાલથી ભારતવર્ષનો માલ વેચાતો લઇ જઇ પોતાના દેશમા વેચતા હતા, અને એટલા સાકડા વ્યાપારમા જે કાઇ મળે તે માત્રથી તૃપ્ત રહેતા. પોપના શાસનનું ઉલંઘન કરી કેપ ઓફ ગુડ હોપના દીપને ઓળંગી ભારતવર્ષ જવા કોઇ કલ્પના માત્ર કરી શકતું નહિ.

પહેલા જુના જમાનામા તો ભારતવર્ષ કયાં છે, તે કોઇને ખબર જ નહોતી અને તેને શોધી કાઢવાનું ભારે કુતુહલ યુરોપને થતું હતું. પરંતુ પોર્ટુગાલે કૃપા કરી યુરોપને ભારતવર્ષ બતાવ્યું પોર્ટુગાલથી ધાડે ધાડાં ભારતવર્ષ તરફ જવા માંડયા, અસંખ્ય વહાણો, અગણિત સૈનિકો અને હથીયારો ભારતવર્ષ તરફ પાણીના પુર પ્રમાણે જવા માડયું. વહાણો માલથી ભરાઇ પાછા આવતા તે માલ આખું યુરોપ લેતું અને પોર્ટુગાલને આગણે ધનનો ઢગલો થતો હતો. ગયેલા માણસો ટોળે ટોળા પાછા આવતા, તેમા જેને ખાવા ખાખ પણ નહતી તેવા લાયક ગૃહસ્થો, આજે શ્રીમંત ગૃહસ્થો બની પોર્ટુગાલની ભૂમી ઉપર ઉતરતા, અને પોતાના અલૌકિક ઐશ્વર્ય વિસ્તારી યુરોપની જનસમાજને વિસ્મય પમાડતા હતા. લોખંડના ટુકડા વહાણમા ચડતા અને ભારતવર્ષથી હેમના પાસા બની પાછા આવતા. આ સર્વે વગર મહેનતે લોખંડ સોનું બની પોર્ટુગાલમા આવતું હતું.

ભારતવર્ષ ક્યા આવ્યું, કેમ જવાય, તે યુરોપને અજાણ્યું નહોતું. પરંતુ પોપની આજ્ઞારૂપી કાચે સુતરને તાંતણે યુરોપની પ્રજા હાથ જોડી બેઠી હતી. તે રસ્તે કોઇ પણ પ્રજાને જવાનો અધિકાર નહોતો એટલે નિરૂપાય થતાં બીજી તરફ માર્ગ ગમે તેમ શોધવાની કામના ઉત્તરોત્તર પ્રબળ થવા માંડી હતી.

યુરોપની બીજા દેશોની પ્રજા બીજા રસ્તાની શોધમાં અર્થવ્યયે દરિદ્ર થતી જતી હતી, અને પોર્ટુગાલને ઘેર સોનાનો સૂર્ય તપતો હતો, ત્યાં ભારત વાણિજ્યના એકાધિપત્યનો ભોગવટો હતો, અને વાણિજ્યથી ઐશ્વર્ય ગર્વે સમગ્ર યુરોપમાં સર્વથી અધિક સમર્થ થઇ પડ્યું હતું. પોર્ટુગાલ મોટું રાજ્ય હોત તો બીજા દેશના લોકો તેમાં ઘુસી જાત, પરંતુ ત્યાં જગ્યા જ નહોતી માત્ર પોર્ટુગાલની આમાન્યા પોપના પ્રતાપે જ નભતી હતી. તે પોપની આજ્ઞાને માન આપી બીજા માર્ગે જ ભારતવર્ષ માટે પ્રયાસ ચાલુ રાખી, આત્મપ્રતિષ્ઠા સ્થાપવા યુરોપના બીજા દેશના લોકોના ચિત્ત આન્દોલીત થયાં હતાં. તે વખતે પોર્ટુગાલનો રાજા અને પોપ સમજતા હતા કે અન્ય કોઇ પણ માર્ગ હવે ભારતવર્ષ માટે છે નહિ, અને તે વિશ્રામે નિશ્ચિત હૃદયે કાળ વ્યતિત કરતા હતા.

જેઓ આ પ્રમાણે યુરોપને એક અજ્ઞાન પુર્વ ઉત્તેજન સૃષ્ટિ રચી યુગાન્તરનું કારણ બન્યા હતા; તે પોર્ટુગીઝ આજે વિલાસમાં અને મોજમઝામાં નિશ્ચિન્ત મહાલતા હતા. જેમની પાસે સાધન હતું તેઓ પોતાનો અભ્યુદય વધુ અને વધુ ઉજ્જવલ બનાવવાને બદલે તુરત બન્યા હતા. તેઓ દિગ્વિજયમાં કાંઇ અધિક અગ્રેસર થવા આયાસશૂન્ય બન્યા હતા. તેની વીર કીર્તિ વધુ ઉત્સાહ લાભ કરી

શકી નહિ. તેઓ ભોગવિલાસના નવા નવા નુસ્ખાઓ શોધતા હતા, આનંદ મોજમજાહ કેમ વધુ સ્વાદિષ્ટ લાગે, વગર હાથ ચલાવ્યે કોળીયો મોઢામા કેમ આવે તેજ ચિંતા કરતા હતા

યુરોપમા આજે એકજ સમૃદ્ધ બનતો હતો, જ્યારે બીજા દેશના દરેક માણસો માખીઓ મારતા હતા. અશક્ત પણ ગમે તેવા અશક્તના હાથમા દબાયો હોય, તે છેલ્લી ઘડીયે પ્રાણ જવાના સમયે, જીવ ઉપર આવી જાય છે. યુરોપની પ્રજા બીજા માર્ગો શોધી કાઢવા જીવ ઉપર આવી ગઇ હતી

ભારતવર્ષ આ યુગના સન્ધિકાલે અસ્ત વ્યસ્ત થઇ ગયુ હતુ તેની રાજશક્તિ શિથિલ અને નિર્બળ બની ગઇ હતી વાણિજ્ય શક્તિ પણ અન્તર્ધ્યાન થઇ પડી હતી. અરાજકતામા બળીયાના બે ભાગ આજે એક ધણી તો કાલે બીજો એક રાજ્ય સ્થપાયુ તો ત્રીજે દીવસે નવો આવતો આ પ્રમાણે જ્યા દેશની સ્થીતી હોય ત્યા લોકોના શા હાલ ? પઠાણ રાજ્ય ધ્વસને પ્રાપ્ત થયુ, મોગલ શક્તિ હજી પગ માડતી હતી આ પ્રમાણે ભારતવાસિઓ સ્વાર્થમા અંધ બની જાતિગત સ્વાર્થ કે દેશનો પ્રેમ ભૂલી ગયા હતા.

સિકંદરશાહ જ્યારે ભારતવર્ષ તરફ દિગ્વિજયે ચડી આવતો હતો, ત્યારે તેણે સમગ્ર એશિયાને ગ્રીક દેશની માફક એક સપે એકત્ર કરવાનો સંકલ્પ કર્યો હતો તેના તે સંકલ્પના બીજ જ બળી ગયા એશિયાએ ગ્રીક વેશ ધારણ કર્યો જ નહિ પરતુ ગ્રીક દેશે કેટલીક બાબતમા એશિયાના ભાવ પ્રભાવ વિસ્તાર કરવાનો લાભ લીધો હતો. ફિરંગિ વણિકે ભારતવર્ષમા આવી એક નવો જ રસ્તો

કાઢ્યો હતો. ભારતવર્ષની નિમ્ન શ્રેણીની સ્ત્રીઓથી ફિરંગિ સૈન્યના વિવાહની વ્યવસ્થા પ્રચલિત થઇ. રાજાએ ઉત્સાહ વધારવાના ઉદ્દેશે નવદંપતિની કલ્યણ કામનાએ રાજ્ય ભંડારમાંથી વિવાહનો સર્વ ખર્ચ આપી પરણાવવા વ્યવસ્થા કરી હતી, પરંતુ આ રિતે વિપરીત પરીણામ આપ્યું. હલકી પંક્તિની સ્ત્રીઓના સંસર્ગથી ફિરંગિ સેના દિવસે દિવસે અધિક અધોગતીએ પહોચી અને તેમની વર્ણસંકર પ્રજાએ ફિરંગિના નામને ઉત્તરોત્તર વધારે ઘૃણાસ્પદ બનાવ્યું.

પોર્તુગાલના રાજાએ બીજો જ ખ્યાલ કર્યો હતો કે જો સૈનિકોના ત્યાં વિવાહ કરવામા આવે તો ગ્રહસ્થાશ્રમથી બંધાયેલો માણસ સ્થિર થાય, ઉન્મત્ત થયેલો સૈનિક ઠરેલો બને, રાજાના આ ઉપકારથી વધુ વફાદાર બની, ખંતીલો અને ઉમંગી થઇ રહે. પરંતુ તેને ખબર નહોતી ? કે મેં મારા સૈનિકોને કેવા બીજા અમલો ( કેફ ) આપ્યા છે ? આ પરીવર્તને જેઓ ઉદ્યોગી હતા તે વિલાસ તરંગમાં તરતા થયા હતા. જે બન્યું તે બન્યું, બાજી હાથથી ગઇ સર્વે સો ઘોડાનો સરદાર બન્યો હતો. કોઇ ત્રણ રૂપીયાનો પગારદાર નહોતો, સૌને માટે સમૃદ્ધિ મેળવવાનું ક્ષેત્ર ખુલ્લું હતું, કાંચન મળ્યું હતું બાકી રહેલા કામને માટે પોર્તુગાલના રાજાધિરાજે તેમને ઘણી સગવડ કરી આપી. હવે તેમને દુનિયામા કાંઇ બાકીજ નહોતું કે મહેનત કરી તનને તોડે.

જેટલો વખત વાણિજ્ય રાજ્યનું હતું તેટલા દિવસ રીતસર પગાર મળતો, રીતસર સૈનિક તે સૈનિક હતો. રાજાનો લાભ સંકોચાતાં પગાર મળવામાં વાંધા પડવા લાગ્યા હતા. પછી ખાય શું ? એટલે સૈનિક કોઇ ભારતવાસીને બંદુક વેચી નાખતો, તો કોઇ વખત આવે

લુટફાટ કરી આવતો. ત્યારે બિચારો કોઇ ઘેર ઘેર ભીખ માગીને પેટ ભરવા માડતો. જો કોઇ નોકરીમાથી છુટી જતો તો તેના બાલ-બચ્ચાની દુર્દશા થતી હતી. આ પ્રમાણે ગોવા નગરીમા મારે તેની તલવાર હતી. સૌ સરખા નહોતા એક જણો ઐશ્વર્ય ગર્વમા ઉન્મત્ત દશાએજો પહોચતો, તો બીજો પગાર ન મલવાથી ખાલી પેટે ઉપવાસમા બાલબચ્ચાની ચિન્તામા ગાડો બની જતો હતો. જેઓ પાસે ધન સગ્રહ થયો હતો તેઓને સુખશૈયા મળતી હતી. જેઓ દરિદ્ર રહ્યા હતા તેઓ ધનના અભાવે, અન્નના અભાવે ધર્મ જ્ઞાનશૂન્ય બન્યા હતા ધનવાન મોજમજાહમા ભોગવિલાસમા વિષયાન્ધ ધર્મ જ્ઞાનશૂન્ય બન્યા હતા. આ પ્રમાણે ગોવાનગરી ધર્મ જ્ઞાનશૂન્ય થઇ ગઇ હતી.

ફિરગિનું અનુકરણ કરી દેશી સૈન્ય કે જેણે આધિન નિયોગે ફિરગિ દિગ્વિજયમા સહાયતા કરી હતી, તેમાથી કોઇ કોઇ ધનવાન પણ બન્યા હતા. જે આ પ્રમાણે ધનવાન બન્યા હતા તેઓ ફિરગિની નકલ કરતા હતા, તેઓ પણ ભોગવિલાસનો સ્વાદ ચાખતા હતા. જેઓ નિર્ધન અવસ્થામા રાજ્ય તરફના સામાન્ય વેતન અગર લુંટફાટના લોભે સૈન્યમા પડ્યા રહ્યા હતા, તેઓ ઉચ્છૃંખલ થઇ ગયા હતા. શૌર્ય વિર્ય સમર કૌશલ્ય વગેરેમા આખી ભારતીયસેના સર્વાશે ફિરગિ સેના જેવીજ બની રહી હતી. તેઓની પ્રભુ ભક્તિ અગર સમર કૌશલ્ય તેમનું રક્ષણ કરી શકયું નહિ *

---

* *Certify to Your Highness that they are as good as our—Petro de Tavia's letter 18 January 1522*

જે નૌસેનાબળ ફિરંગિ વણિકની પ્રબળ પીઠ હતી તે પણ દિવસો દીવસ દુર્બલ થતી જતી હતી. વહાણના કેપ્ટનો વ્યાપાર કરવા માંડયા હતા અને અર્થોપાર્જન માટે બન્દરે બન્દરે જતા આવતા થતાં દરિયાઇ સૈન્યને પણ વ્યાપારમાં લુબ્ધ બનાવી દીધું હતું. તેઓને પણ વિલાસની લત લાગી, અને ધીરે ધીરે નગરજનોની સમકક્ષ બની ગયા.

## પ્રકરણ ૧૮ મું.

### અણચિન્ત્યો હરીફ.

*The Portuguese soon found that they had other rivals in the East then the Turk—Sir W. Hunter.*

એક વખતે મુસલમાનો ફિરંગિ વણિકના એકમાત્ર પ્રબળ પ્રતિદ્વંદ્વી તરીકે જાહેર હતા. તેઓએ યથાસાધ્ય ફિરંગિ વણિકના ભારત વાણિજ્ય ભાંગી નાખવા પ્રબળ પ્રયત્નો કર્યા હતા. પરંતુ અદ્ધ ક્લેશના સહાયી નિર્બળ બનેલા પદે પદે પરાભવને પામતા છતાં, ફિરંગિ સામેથી હટી જઇ ચાલ્યા ગયા નહોતા. ફિરંગિ વણિકનું ભારતવાણિજ્ય દીનપ્રતિદિન એટલું તો મજબુત થતું ગયું કે સદમા મુસલમાનો માટે તેના ઉપર વિજય મેળવવા સંભવ જ નહોતો. ફિરંગિ વણિકે રાજ્ય વિસ્તાર કર્યો, રાજ્યધાની સ્થાપી, જયે સ્થલે કિલ્લાઓથી મજબુત જામી ભારતવાણિજ્યના એક માત્ર ધણી થઇ બેઠા હતા. તેઓના અભ્યુદયને અટકાવવા અશક્ત થયેલા મુસલમાનો ક્રમે ક્રમે નિરૂદ્યમી થતા જતા હતા. પોર્ટુગાલને ભારતવાણિજ્ય સ્વતંત્ર

થયું હતું. કોઇ શત્રુ સામે નહોતો તેમ આવી શકે તેમ નહોતો. યુરોપ પોતાને માર્ગે એક પગલું પણ આગળ આવી શકે તેમ નહોતો. અન્ય માર્ગના પ્રયાસો નિષ્ફળ જતા હતા, તેમ તેમ પોર્ટુગાલ વધારે અને વધારે ઉન્નત અને પ્રબળ થતું જતું હતું. ઉન્મત્ત બનેલા પોર્ટુગીઝો પોતાના ઉજ્જવલ ભાવિ ઉપર આધાર રાખી, નિર્ભયપણે અભ્યુદયને સીમાબદ્ધ કરી ધર્મચ્યુત થતા જતા હતા. ભવિષ્ય કોઇ પણ પામર પારખી શકતું નથી. ઉગતો પગભર થતો ભાવી હરીફ તેઓ જોઇ શકતા નહોતા. યુરોપમાં અન્ય દેશમાનો એક શ્રેણીનો હરીફ ધીમે ધીમે જાગ્રત અવસ્થામા આવ્યો હતો. અને પ્રબળ બનવા પ્રયાસ કરતો હતો.

પૃથ્વિનો આકાર કેવો છે–તેનુ પ્રાકૃત રૂપ અધિક દિવસ પશ્ચિમ સમાજથી અજાણ્યું રહ્યું નહિ. ધીમે ધીમે જુના વખતથી બ્રહદ્ બાહ્ય જગતના વિવિધ બ્રહદ્ પદાર્થોથી પરિચિત થવાનો સુયોગ મેળવતા મેળવતા, પશ્ચિમ સમાજ પાણી અને જમીનના અંતરીક્ષ વિજ્ઞાન નીરક્ષણ સુધી પહોચ્યો, સર્વાગ્રે પૃથ્વિનું ગોલત્વ સ્વીકાર્યું પરંતુ પાચ સૈકા પહેલા આ વિષયે યુરોપને અજ્ઞાનતાનો પારજ નહોતો. પૃથ્વિ ગોલ છે તેમ યુરોપ કોઇપણ રીતે સમજી માન્ય કરતું નહોતું. જેઓ ભુમધ્ય સમુદ્રમા હલેસાં અને કાઠીથી હોડીઓ હાકતા હતા, કિનારે ક્ષુદ્ર વ્યાપાર સુધી જ આગળ વધ્યા હતા, અને મહાસાગરમાં વહાણ ચલાવવા એક ડગલું આગળ વધવા હિંમત કરી શકતા નહોતા, તેને પૃથ્વિના ગોલત્વનો ગંભીર સવાલ ક્યાથી મગજમાં આવે કે વિચાર કરવાનું કારણ હોય ?

જ્યારે પોર્ટુગાલે સીમા ... ... ... ...

બહાર પગ મૂક્યો, ત્યારે કોણે કયે માર્ગે જાય તે માટે કલેશ ઉત્પન્ન થવાની શંકા ઉત્પન્ન થઇ. આધિપત્ય અને એકહથ્થુ શાસન સ્થાપવા, ધર્માચાર્ય પોપે એક ફરમાન બહાર પાડી બે પ્રતિદ્વંદીઓ માટે જુદા જુદા સમુદ્ર માર્ગો પ્રવાસ કરવા માટે નક્કી કર્યા. તે પ્રમાણે દક્ષિણ પશ્ચિમ દિશા સ્પેનને માટે નક્કી કરવામા આવી, અને દક્ષિણ પૂર્વ સમુદ્રમાર્ગ પોર્ટુગાલ માટે ચિરસ્થાયી વાણિજ્ય યાત્રાનો માર્ગ સોંપવામા આવ્યો. આ પ્રમાણે જ્યારે ભારતવર્ષ યોગ્ય રીતે મળી આવ્યું નહોતું, ત્યારે આ પ્રમાણેની વહેંચણી થઇ હતી. કોઇ એક બીજાને માર્ગે વહાણ લઇ જઇ શકે જ નહિ. તેમ બીજા કોઇ પણ દેશને આ એક માર્ગે જવાનો અધિકાર પણ નહોતો. એકે પુર્વ તરફ નિર્દિષ્ટ પથે જવું શરૂ કર્યું, બીજાએ પશ્ચિમ તરફ પોતાના વહાણો વહેતા મુક્યા

હવે કોઇને એકબીજા સાથે અથડામણ થવાનું કાંઇપણ કારણ કે સભવ નહોતો. આ પ્રમાણે ધારણા વશ થઇ પોપે પોતાનું સુવિખ્યાત શાસન સમસ્ત યુરોપને જાહેર કર્યું સ્પેન અને પોર્ટુગાલ આ પ્રમાણે ઉત્તેજન પામના વહાણવટામા ગુંથાયા. ખ્રિસ્તિ સમાજ પણ પોપની આ ધારણા પ્રમાણે જ અજ્ઞાત ભવિષ્યથી અજાણ હતી.

સ્પેન પોર્ટુગાલથી થોડુ આગળ વધી, એક બીજાને સામે સામે આવી પડોચશે અને કલહ ક્યાહોસે ખ્રિસ્તિ સમાજનું અકલ્યાણ ઉપસ્થિત થશે, આવી શકા કોઇપણ હૃદયમા ઉત્પન્ન થઇ નહોતી પોપની આજ્ઞામા ઉત્તર સમુદ્ર માર્ગ માટે કાઇપણ નક્કી કરવામા આવ્યુ નહોતું. તેમ તે માર્ગે સ્પેન પોર્ટુગાલને આગળ વધવા નો અધિકાર જ નહોતો. તેથી યુરોપની બીજી પ્રજાઓ પૂર્વ દક્ષિણ અને

પશ્ચિમ દક્ષિણ માર્ગને છોડી, ઉત્તરપૂર્વ અને ઉત્તર પશ્ચિમ દિશામાં દોડ કરવા માંડી. આ બેઉ સમુદ્ર માર્ગે ભારતવર્ષ જવા, ભારત વાણિજ્ય લાભની આશાએ વલંદા-ફ્રેન્ચ અને ઈંગ્રેજ તનતોડ મહેનત કરવા લાગ્યા હતા. પુનઃ પુનઃ પાછળ પડતાં મારખાતાં, પુનઃ પુનઃ વિજય લાભની લાલસાથી આ સર્વે ઉદ્યમશીલ પ્રજા હિંમતથી કચવાયા વગર, આત્મ વિર્સજન અને અર્થનો ભોગ આપતી હતી. એક ટોળી પરભવ પામે કે દુખી જાય, એટલે બીજી ટોળી તૈયાર જ હોય. મોતને સામુ જોતા હતા, નિષ્ફલતા પ્રત્યક્ષ હતી, પરંતુ પુર્ષાર્થ વિમુખ ન થતાં સમસ્ત પ્રજાના યુવાનો, કફની ધારણા કરી દેશના અભ્યુદય માટે જીવની માયા છોડી બીજાની પહેલા પોતાનું આત્મ સમર્પણ કરવા એકો એક યુવાન કે વૃદ્ધ એક પગે તૈયાર હતો. સમૃદ્ધ પોર્ટુગાલને જોઇ યુરોપની પ્રજાઓ ગમે તેવા ભોગે પોતાનું લક્ષ્ય સાધવા આખી દુનિયાના પાણી ડોળવા કટીબદ્ધ થઇ હતી. દેશાભિમાન પૂર્ણ પ્રકાશે ઝળહળી ઉઠયું હતુ.

એબિસિનીયાના વ્યાપારિઓ પૂર્વ વાણિજ્યમાં પડેલા સર્વ પ્રથમ યુરોપીજનો હતા. તેઓ ખ્રિસ્તિ હતા છતા મિસરના સુલતાનથી મળી જઇ રાતા સમુદ્રમાર્ગે ભારત વાણિજ્યની લાલચે જાતિ અભિમાન વિસરી ગયા હતા. ચિરપરિચિત જૂના માર્ગને છોડી બીજા નવા માર્ગ માટે પણ પ્રયત્નની મહેનતમા પડયા નહોતા. રાતા સમુદ્રમાર્ગે વ્યાપાર માટેની તજવીજ વિરૂદ્ધ પોર્ટુગાલે ઘણી હરકતો ઉભી કરી હતી, અને વારંવાર તેઓની વિરૂદ્ધ ફરીયાદ પોપ પાસે પણ થઇ હતી. પરંતુ સર્વ કોઇને સંપુર્ણ ભરોસો હતો કે મિસરથી કાઇ બની શકે તેમ નથી.

જેટલા દિવસ યુરોપનો ખ્રિસ્તિ સમાજ ખ્રિસ્તિ ધર્માચાર્યની આમાન્યામા હતો, તેના ફરમાનને માન આપતો હતો, ત્યાસુધી કોઇપણ ખ્રિસ્તિ હરીફ તો ભારત વાણિજ્ય માટે અધિકાર વિસ્તારે તેવી શંકા માત્ર નહોતી. માત્ર સ્પેઇન પક્ષે ક્રમે ક્રમે પશ્ચિમ તરફ આગળ વધતા વધતા ભારતવર્ષ પહોચવા જે સંભવ હતો, તે હજી સંભવ રૂપે જ હતો. તે માર્ગ અત્યંત દુર્ગમ જ હતો અને તે માર્ગે આગળ વધવા સ્પેન રાજ્યમા વિશેશ આગ્રહ દેખાતો ન હતો તેમ પ્રયત્નો પણ શિથિલ પડતા જતા હતા. જેઓ ઉત્તર પૂર્વ અને ઉત્તર પશ્ચિમ માર્ગે ભારતવર્ષ પહોચવા દરિયો ડોળી વ્યર્થ ચેષ્ટામા શક્તિનો ક્ષય કરતા હતા, તેઓનો પ્રયત્ન કોઇ દિવસ સફળ થાય તેમ કોઇને પણ ભરોસો ન હતો. તે માર્ગે થતા યુગ હાલની વાતો સભળાતી તે ઉપરથી તે માર્ગે ભારતવર્ષ પહોચાય એવો સભવ કોઇને લાગતો નહોતો આ પ્રમાણે સર્વેના પ્રયત્નો પોર્ટુગાલના સદ્ભાગ્યે નિષ્ફળ જતા હતા. પોર્ટુગાલ સમૃદ્ધ બની તેઓની મશ્કરી કરતું હતું અને ઐશ્વર્ય વધતા એશારામમા પડ્યુ પડ્યુ નિર્દયપણે હસતુ હતું.

જેઓ આદિથી અત સુધીનુ લક્ષણ કરી વિચાર કરી જોતુ, તે સર્વે એકવચને કહેત ક્રે કે ફિરંગિ વણિકનું પૂર્વ વાણિજ્ય યાવતચંદ્ર દિનાકરો અખંડ જ રહેશે તે કદાપિ પણ શિથિલ થાય કે ફિરંગિના હાથમાથી એ સૌભાગ્ય સરી પડી, બીજા કોઇ પણ હરીફના ગળામા માળા આરોપે તે માટે પોર્ટુગીઝ લેખકો એક દિવસ સ્વપ્નું આનવાની પણ કલ્પના કરી શકતા નહોતા. વર્તમાન સ્થિતિ અને સંજોગો પણ તેના જ હતા યુરોપનો સમસ્ત સમાજ

આ સર્વ વિવેચનો અને વિચારો આખરે આ એક જ જવાબ ઉપર આવતા હતા અને આ સ્વતઃ સિદ્ધાન્ત બન્યું હતું. તે સમય સુધી એક માત્ર પોર્ટુગાલ જ સમગ્ર ભૂમંડળમાં સર્વ શ્રેષ્ઠ નાવિકોની જન્મભૂમિ તરીકે ગણાયું હતું.

વહાણોની ઘડતર, ચલાવવાની કુશલતા, બાહુબળ, નિર્ભયતા અપૂર્વ સાહસ વગેરે દરેક સદ્ગુણો એક પોર્ટુગાલમાં જ આજે દેખાતા હતા. આજે પોર્ટુગાલના પોર્ટુગીઝો અપરાજીત જલદૈત્યોની માફક નિર્ભયતાથી સગર્વ સર્વત્ર વિચરતા હતા. ભારતસાગરના, નાના મોટા અસંખ્ય ટાપુઓ અને ભારતવર્ષના વાણિજ્ય બંદરોમાં જે સુદૃઢ પોર્ટુગિઝ કીલ્લાઓ મગરૂરીથી ઉભા હતા, તેને માટે શું ભાવિ નિર્માણ હશે તે પામર મનુષ્ય ક્યાંથી જોઇ શકે. આજે ખ્રિસ્તિ યુરોપના સર્વ દેશો અને જનસમાજનો ભાગ્યનિયન્તા એક પોપ જ હતો. પોપની આજ્ઞા ઇશ્વરની આજ્ઞા તુલ્ય ગણી, ગમે તેવી હોય તે વિચાર કર્યા વગર માથે જ ચડાવવામાં આવતી. તે ગમે તેટલી કઠોર હોય, ગમે તેટલો અને ગમે તેનો પક્ષપાત દર્શાવનારી હોય, ગમે તેવી નુકશાનકારક અગર અસહ્ય હોય; તોપણ તે આજ્ઞા દરેક મનુષ્ય તેનો વિચાર કર્યા વગર એક શબ્દ ઉચ્ચાર્યા વગર, નીચું માથું રાખી માથે ચડાવવા બંધાયેલો જ હતો. પોપની આજ્ઞા તે જ યુરોપના માણસો જન્મતાં એકમાત્ર વિધિલીપિ હતી. લોકો મહાકષ્ટે મેળવેલ અર્થ વિનિમયે પોપ પાસેથી નરક યંત્રણાથી બચવાની આશાએ, લેખિત મુક્તિપત્ર વેચાતો લેતા અને તેથી જ યુરોપનું સમસ્ત રાજ્યશાસન પોપના અર્ણે ચંપાયેલું હતું. તે પોપની આજ્ઞા

તરફ શિથિલતા ઉત્પન્ન થશે, તે સંપુર્ણરૂપે ઉથાપવામાં આવશે, તેવી કલ્પના માત્રનું સાહસ પણ તે સમયે કોણ કરી શકે? આ નશ્વર જગતમાં જ્યાં કાળનું ચક્ર ફર્યા કરે છે, ત્યાં કાંઇ પણ ચિરસ્થાઇ નથી. સર્વ જીવો આ સુત્ર સમજે છે તેના ઉપર આસ્થા સ્થાપે છે. પરંતુ સામ્રાજ્યના સ્થાયિત્વ માટે સર્વ યુગે સકળ દેશે સમાન ભાવે જનસમાજમાં વિશ્વાસ જોવામાં આવે છે.

સ્વરાજ્ય અને સ્વપ્રજા કામ કરતી હતી, પોપના પ્રચંડ દંડે મર્યાદા બાંધી આપી હતી, ભારતવર્ષના વાણિજ્યમાં મુસલમાન હરિફને નીચે જ બેસાડી દેવામાં આવ્યો હતો, વાણિજ્ય રક્ષા માટે મજબુત કિલ્લાઓ બાંધવામાં આવ્યા હતા. યુરોપની કોઇપણ પ્રજા અન્ય માર્ગે ભારતવર્ષ આવી શકશે જ નહિ તે સુદ્રઢ થયું હતું, તેવા અખંડ અધિકાર અને વિપુલ ધન ભંડારે સમૃદ્ધ બનેલાને આજે કોઇનો ભય કે હરીફ ઉભો થવાનો સંશય ક્યાથી હોય? એજ મદમસ્ત બનેલા પોર્ટુગાલ સામે એક આકસ્મિક ઘટનાએ તેની દરેક અટલ શ્રદ્ધાઓને એક સાથે માટીમાં મળી જતી બતાવી આપી. ઇ. સ. ૧૫૨૧ મા સ્પેનદેશનું એક વહાણ પશ્ચિમ આટલાન્ટિક માર્ગે અમેરીકા પ્રદક્ષિણા કરી, ભારત સાગરે ભુગર્ભમાથી નીકળી આવતું હોય તેવી રીતે પુર્વ કિનારે હાજર થયું. પાર્ટુગાલનો નિસ્કંટક માર્ગ આજે વાણિજ્ય કલહે પુન: ગાજી ઉઠતો દેખાવા લાગ્યો.

જે વીર નરે, જે સુવિખ્યાત નરે, જગતમા અશક્ય શક્ય કરી બતાવ્યું હતું, દુનિયાની આંખો ઉઘાડી હતી અને પોર્ટુગાલની ગગનભેદી આશાઓના પ્રાસાદોને હવામાં મેળવી દીધા હતા, તેનું નામ "મ્યાગેલેન" હતું.

વીર નર મ્યાગેલેન કેટલોક સમય આલ્બુકર્કની નીચે પોર્ટુગાલાધીન ભારત સાગરમાં વહાણો ઉપર અધ્યક્ષ તરીકે કામ કરી ગયો હતો. તે સમયે તે સમજતો હતો કે પોપની આજ્ઞાનું ઉલંઘન કર્યા સિવાય સ્પેન રાજ્ય માટે પશ્ચિમ માર્ગે, બહુ દૂર પણ ભારતવર્ષ પહોંચવા સંભાવના છે અને તેથી જ સુદૂર ભુમંડળની પ્રદક્ષિણા કરી આ બાબત નક્કી કરવા મ્યાગલેનના હૃદયમાં એક ઉચ્ચ આકાંક્ષા ઉદ્ભવી હતી. ફિરંગી વણિક આ વિષયમાં તેને સહાય કરવા સ્વભાવે અસમંત જોઇ તે પોર્ટુગાલનો આશ્રય છોડી સ્પેનને આશરે ગયો. પોર્ટુગાલના હાથમાં સરળ માર્ગ ચાલુ હતો, વળી પશ્ચિમ માટે અનેક ભાગીરથ પ્રયત્નો થઇ ચૂક્યા હતા, તેમ પોતાને તે અખત્યાર પણ નહોતો તેથી મ્યાગલેનની શંકા ખરી જ હતી. છતાં મ્યાગેલને પોર્ટુગાલને પોતાનો ખ્યાલ જણાવ્યો હોત તો કાંતો હાંસીપાત્ર થાત, અગર અન્ય બીજું કંઇ પરિણામ આવત.

ઇ૦ સ૦ ૧૫૧૯ માં સ્પેન રાજ્યનાં પાંચ વહાણોએ મ્યાગેલનના અધિપતિપણા નીચે પશ્ચિમ સમુદ્રમાર્ગે ભારતયાત્રાનો આરંભ કર્યો. મ્યાગેલેન પ્રથમ ફિલિપાનના ટાપુએ પહોંચ્યો, ભુપ્રદક્ષિણા સમાપ્ત કરી, પૃથ્વિના ગોલત્વ પરિણામે પોપની શાસન લિપિને નીરૂપયોગી બનાવી. ભારતવર્ષ થઇ મ્યાગેલન કેપ ઓફ ગુડહોપ આવી પહોંચ્યો. ત્યાંથી સ્પેન દેશે કુશળ પાછો આવ્યો. પૃથ્વિ ગોળ છે પશ્ચિમ માર્ગે સીધા ચાલ્યાં જતાં ગોલત્વ પરિણામે પૂર્વ દિશામાં અવાય છે તે સાબીત થતાં યુરોપને એક બંધ દ્વાર ખુલ્લું થયું. અજ્ઞાન માનવ સમાજને આ એક નવું જ્ઞાન અને નવી શોધ પ્રમાણભૂત જોવામાં આવી. આ દિવસ ઇતિહાસનો ભૌગોલિક શોધનો એક અનુપમ

ચિરસ્મરણીય દિવસ ગણાયો, તેમ સ્પેઇન રાજ્યને પણ ભારતવાણિજ્યનું તોરણદ્વાર આજે ખુલ્યું. પોર્ટુગાલના અભંગ વાણિજ્ય અધિકારમાં એક જબરજસ્ત હરીફ દાખલ થયો–પોપના શાસન એક તરફ જુના કાગળના તોલમાં ચાલી ગયાં. સમગ્ર યુરોપનો આજનો લિપિ દિવસ નવો યુગના પ્રથમ દિવસ તરીકે ચિરસ્મરણીય દીવસ ગણાયો.

પોર્ટુગાલ શું કહી શકે? આટલો વખત કોઇ યુરોપનું વહાણ જો ભારત મહાસાગરમા દાખલ થાય, તો પોપની આજ્ઞાબળે અનધિકાર પ્રવેશ અપરાધે પોર્ટુગાલ પોતાની સ્વાભાવિક નિર્દયતાનો તેને તો સ્વાદજ ચખાડે. સ્પેન રાજ્યનું અન્ય માર્ગે આવેલું વહાણ જોઇ ગોવામાં પોર્ટુગીઝોની આખો ખુલી ગઇ. ગમે તેટલી દારૂની બાટલીઓ ચડાવના કેફ જ ચડતો ન હતો, એવા ઠંડાગાર થઇ ગયા હાડેહાડ શરદી વ્યાપી ગઇ. હવે તો જે સર્વે વહાણો આવવા માંડયા, તેને અનધિકાર પ્રવેશના ગુન્હા માટે પોર્ટુગીઝ શી રીતે હાથ પણ અડકાડી શકે? કારણ કે કોઇ પણ રીતે પોપની આજ્ઞાનું ઉલંઘન થયું નહોતું, ઉલટા પોતાને મળેલા સ્વતંત્ર અધિકારયુક્ત માર્ગે જ તેઓ આવતા હતા.

પોર્ટુગાલનો રાજા કિંકર્તવ્ય મૂઢ થઇ ગયો. સામે પ્રતિદ્વંદ્વી જે ખડો થયો હતો તે સ્પેનનો અધિપતિ મહાબાહુ પંચમ ચાર્લ્સ, તે સમયે સમગ્ર યુરોપમા પોપનો જમણો હાથ હતો. તે આ વખતે સમગ્ર ખ્રિસ્તિ સમાજનો સર્વોપરી સમ્રાટ હતો. ખ્રિસ્તિ ધર્માચાર્ય પોપ અને ખ્રિસ્તિ સમાજનો સર્વોપરી સમ્રાટ ચાર્લ્સ યુરોપના સમસ્ત ખ્રિસ્તિ સમાજના પુજ્ય અને માનનીય પુરૂષો હતા. જેની આજ્ઞા દેવઆજ્ઞા [illegible] તી હતી. આટલા સમુદના

પૂજ્ય જનો વિરૂદ્ધ પોર્ટુગાલ જેવા એક નાના રાજ્ય માટે ખડગ ધારણ કરવું તે અસંભવિત જ હતું.

સમ્રાટ્ ચાર્લ્સ આ વખતે યુરોપના સ્થલ યુદ્ધમાં ગુંચાયેલો રહેતો હતો, અમેરિકાનો એક ભાગ તેના સંપુર્ણ અધિકારમાં આવ્યો હતો. અને ત્યાંથી તેઓ દર વર્ષે અઢળક રૂપું કાઢી લાવતા જે સ્પેઇનના રાજ્યભંડારમાં એકઠું થતું હતું. અમેરીકામાંથી જે રૂપું આવતું તેના સિક્કા પડતા હતા. ભારતવર્ષ બહુ દુર હતું, વાણિજ્ય લાભ જો કે અધિક હતો, વસ્તુઓના ક્રયવિક્રયે લાભ મેળવવો તે અનાયાસ સાધ્ય તો નહોતું જ. આ પ્રમાણે ભારત વાણિજ્ય અધિકાર વિસ્તારનો અવસર પ્રાપ્ત થયા છતાં, સમ્રાટ ચાર્લ્સે તેનાથી કાંઇ વધારે ઉત્સુકતા બતાવી નહિ. પોર્ટુગાલના રાજ્યે અર્થદાને ભારત વાણિજ્યનું એકાધિપત્ય રહેવા દેવાની માગણી કરતાં જ સ્પેનના સમ્રાટે મલ્લાકાના દ્વીપોના વાણિજ્યાધિકારને બદલે તેનો અધિકાર સ્વતંત્ર કર્યો.

મ્યાગેલનનું ભુપ્રદક્ષિણાનું વ્રત સફલ થતા, યુરોપના ઇતિહાસે જે યુગાન્તરનો પ્રારંભ થયો, તેનાથી અનેક જુની વ્યવસ્થાઓ બદલાતી ગઇ. અત્યાર સુધી એશિયા યુરોપ એટલે પોર્ટુગાલ જ સમજતું હતું. તે હવે આફ્રિકાથી મલાકા સુધી પોર્ટુગાલ અને તેનાથી આગળ પૂર્વ તે સમસ્ત સ્પેન ઓળખાવા માંડયું. આટલા દિવસ એશિયાના સાગરજલે કેવળ પોર્ટુગાલનાં જ વહાણો આવજા કરતા હતાં; તે પ્રમાણે સ્પેનનાં વહાણો આવજા કરવા માંડયા. સમય જતા એક મ્યાનમાં બે તલવાર થવાથી કાંઇ પણ સંઘર્ષન થશે તેવી સ્વાભાવિક આશંકા સૌને ઉત્પન્ન થઇ. પણ તેટલામાં એક આકસ્મિક

ઘટના યોગે તે શંકા વાયુમા મળી ગઇ. ઇ૦ સ૦ ૧૫૮૦ ની સાલમા પોર્તુગાલ સ્પેઇન રાજ્ય સાથે જોડાઇ ગયુ. તેથી એશિયાના સમુદ્ર માર્ગે કેટલોક વખત સુધી એક જ યુરોપી રાજ્યના વહાણો આવતા જતા રહ્યા હતા.

પૃથ્વિના ઇતિહાસમા જોઇ શકાય છે કે જે ઇચ્છાનુ ધીમે ધીમે ગોપને ગોપને પોષણ થાય છે, તે સુયોગ મળ્યે અતિ અલ્પ ક્ષણમા જ્વાળામુખે બહાર પડી યુગાન્તરને ઉપસ્થિત કરે છે ખ્રિસ્તિ શોળમા સૈકાના શેષવર્ષ આ પ્રમાણે એક અલ્પક્ષણ પરંતુ અન્પ છતા ચિરસ્મરણીય અલ્પક્ષણમા જે અનેક ઘટનાઓ બની છે, તેનો પ્રભાવ અદ્યાપિ વિલુપ્ત થયો નથી, પરંતુ તેનો પ્રભાવ માનવ ચિત્તને દિવસો દિવસ અધિક સ્વતંત્ર થવા ઉન્મત્ત બનાવી રહ્યો છે આ ટુંક સમયમા રાજા ફકીર બન્યા છે અને ફકીરને રાજમુકુટ હાથ આવી ગયો છે

યુરોપનો જનસમાજ હજી અનેક પ્રકારની પરતંત્રતાની બેડીઓમા જ જકડાયેલી હતી તેની અવસ્થા હજી પ્રશસનીય થઇ નહોતી. કૃષિ અને કારીગીરી હજી યથાયોગ્ય આદર પામી નહોતી શિક્ષા અને સભ્યતાનો પ્રભાવ યુરોપના માનવ સમાજના અંગે અંગમા વિસ્તાર થયો નહોતો. હજી એક તરફ અદમ્ય જ્ઞાનાનુરાગ, બીજી તરફ ચિરનિદ્રા યુક્ત અજ્ઞાનતા, ખ્રિસ્તિ સમાજનો તે ચાલતા જમાનાથી પણ વિપરિત માર્ગે આકર્ષણ કરી રહી હતી સારાશે ધર્મરતા ત્યાગવાના ગમે તેવા પ્રયત્નો જાણે ઉલટા જુના જંગલી ધર્માંધ સ્વભાવને મજબુત જ બનાવતા હતા જન સમુહ હજી લોહી જ માગતુ હતું ક્રૂર વિકાળ હૃદય જ્યા જૂઓ ત્યા વાતની વાતમા

શુલક વ્યાપારમાં તરવાર ખેંચી જલે સ્થલે નરરક્ત રેડવા તલસતું હતું. રક્ત તૃષા તેમ તેમ વધુ પ્રદિપ્ત થતી જતી હતી. બાહુબળ જ એક માત્ર જગતમાં પ્રબળ પ્રાદુર્ભાવે પ્રભાવ વિસ્તારનારૂં જણાતું હતું. ધર્મે આત્મરક્ષાની આશાએ નિષ્ઠુરતાનો જ આશ્રય ગ્રહણ કર્યો હતો, અગ્નિકુંડ જ સર્વ વાતનો ફેંસલો આપતું. ચિતાના ધુમાડાથી ગગનમંડળ છાઇ રહેતું હતું.

માનવ દાનવ બળે વિધાતાની વિચિત્ર વિશ્વરચના તોડી ફોડી નાખવા શુરવીર બન્યું હતું. બાહુબળે બની શકે તો પૃથ્વિને પણ ભુગર્ભમાં પધરાવવા દાંત ભીસતું હતું.

ઝીણો ઝીણો અગ્નિ દરેક હૃદયમા હજી ધુવાડા રૂપે ગુંગળાતો હતો. આખરે તે જાગી ઉઠયો અને ભડકો બહાર નીકળતાં સમગ્ર ખ્રિસ્તિ સમાજમાં, એક નવા આત્મ કલહ રૂપે પ્રબળ જ્વાળામાં ભુભકી ઉઠયો. તે કલહ જુના અને નવા વિચારનો આત્મ કલહ હતો. એક દિવસ જે સમસ્ત ખ્રિસ્તિ યુરોપ ધર્મના એક વાકયે મુસલમાનનું ગળું રેંસવા, જય જયની ગર્જના કરતા તરવાર ધારણ કરી, એકત્ર થઇ જલે સ્થલે ધાર્માનુરાગનો પરિચય આપવા વ્યાકુળ બન્યું હતું, તે ખ્રિસ્તિ સમાજ બે ભાગમા વહેંચાઇ ગયો. હવે મુસલમાનને છોડી પોતાના ભાઇયોને કાપી નાખવા એક બીજા વિરૂદ્ધ ખડગ ઉપાડવા કોલાહલ કરવા માંડયું.

જેઓ જુના વિચારના હતા, પોપનું શાશન તે ધર્મ શાશન અને તેની આજ્ઞા તે ઇશ્વર આજ્ઞા આમ માનતા હતા, તે પોપનો પક્ષ લઇ ધર્માનુરાગે આંખો મીંચી સારાસારનો વિચાર પણ કર્યા સિવાય પોપની ચર્ણરજ માથે ચડાવી ખ્રિસ્તિ સમાજને બાહુબળે

ઘટના યોગે તે શંકા વાયુમાં મળી ગઇ. ઇ૦ સ૦ ૧૫૮૦ ની સાલમાં પોર્ટુગાલ સ્પેઇન રાજ્ય સાથે જોડાઇ ગયું. તેથી એશિયાના સમુદ્ર માર્ગે કેટલોક વખત સુધી એક જ યુરોપી રાજ્યના વહાણો આવતાં જતાં રહ્યાં હતાં.

પૃથ્વિના ઇતિહાસમાં જોઇ શકાય છે કે જે ઇચ્છાનું ધીમે ધીમે ગોપને ગોપને પોષણ થાય છે, તે સુયોગ મળ્યે અતિ અલ્પ ક્ષણમાં જ્વાળામુખે બહાર પડી સુગાન્તરને ઉપસ્થિત કરે છે. ખ્રિસ્તિ સોળમા સૈકાના શેષચર્ણ આ પ્રમાણે એક અલ્પક્ષણ પરંતુ અલ્પ છતા ચિરસ્મરણીય અલ્પક્ષણમાં જે અનેક ઘટનાઓ બની છે, તેનો પ્રભાવ અદ્યાપિ વિલુપ્ત થયો નથી; પરંતુ તેનો પ્રભાવ માનવ-ચિત્તને દિવસો દિવસ અધિક સ્વતંત્ર થવા ઉન્મત્ત બનાવી રહ્યો છે. આ ટુંક સમયમા રાજા ફકીર બન્યા છે અને ફકીરને રાજમુકુટ હાથ આવી ગયો છે.

યુરોપનો જનસમાજ હજી અનેક પ્રકારની પરતંત્રતાની બેડી ઓમાં જ જકડાયેલી હતી. તેની અવસ્થા હજી પ્રશંસનીય થઇ નહોતી. કૃષિ અને કારીગીરી હજી યથાયોગ્ય આદર પામી નહોતી. શિક્ષા અને સભ્યતાનો પ્રભાવ યુરોપના માનવ સમાજના અંગે અંગમા વિસ્તાર થયો નહોતો. હજી એક તરફ અદમ્ય જ્ઞાનાનુરાગ, બીજી તરફ ચિરનિદ્રા યુક્ત અજ્ઞાનતા, ખ્રિસ્તિ સમાજનો તે ચાલતા જમાનાથી પણ વિપરિત માર્ગે આકર્ષણ કરી રહી હતી. સારાંશે બર્બરતા ત્યાગવાના ગમે તેવા પ્રયત્નો જાણે ઉલટા જુના જંગલી બર્બર સ્વભાવને મજબુત જ બનાવતા હતા. જન સમુહ હજી લોહી જ માગતું હતું. ક્રુર વિકરાળ હત્યા જ્યાં જાઓ ત્યાં વાતની વાતમાં

તેના વિધ નિર્મિત અધિકારનો અસ્વિકાર થવા લાગ્યો. ચિત્તની સ્વાધીનતા જ્યારે વાણિસ્વાતંત્ર્યમાં ફેરવાઇ ગઈ, ત્યારે ધર્મની સ્વાધિનતા અનાયાસે પોપના શાસન શ્રંખલાને ફેંકી દઈ જનસમાજને સ્વતંત્ર કરવા પ્રવૃત થઇ તેમ તેમ પોપનો ઉત્તરો ઉત્તર પરાભવ થતો ગયો. ગર્જન તર્જન શામદામ દંડ અને ધર્મને નામે લોકોને ગમે તેવું કરાવતાં છતાં, આળસ છોડી સર્વત્ર દોડી જઇ તનતોડ મહેનત કરવા છતાં, ખ્રિસ્તિ સમાજ તેના પગ નીચેથી સરકી ગયે. યુરોપના નવા વિચારના પક્ષે પ્રબળ આંદોલન ઉપાડયું હતું. જનસમાજને પોતાનો સ્વાર્થ અને સ્વાતંત્ર્યના નવા વિચારો સમજાવી તેમના અંતરમાં ઉતારી પરતંત્રતાની બેડીમાંથી મુકત કરી અભ્યુદયના માર્ગે, નવો કિર્તિ ક્ષેત્ર લાવીને ઉભો કર્યો હતો.

યુરોપના કોઇ પણ રાજ્યમાં કે દેશમાં રાજ્યકારભાર તો પરતંત્ર નહોતો જ. રોમન સ્વરાજ્યના અધઃપતન પછી યુરોપના સર્વે દેશોએ સ્વતંત્ર શાસન સ્થાપ્યું હતું. માત્ર મનુષ્યના ચિત્તક્ષેત્ર ધર્માચાર્ય પોપના વિધિદત્ત અધિકાર માટેની માન્યતા એવી તો ઘરઘાલી બેઠી હતી કે, તેથી સ્વાતંત્ર્ય વિચાર કે સ્વાધીન પ્રયત્નો થઇ શકતા નહિ. આ કારણે રાજ્યકાર્ય ચલાવનારાઓ પણ પરાધિન બની કાળ વ્યતિત કરતા હતા. રાજા કે રાજ્ય ઉપર પ્રજાની આ માન્યતા તે પોપના શાસનની એક મેખ હતી. પરંતુ સમજવા છતાં કોઇ પણ રાજા કાંઇ કરી શકતો નહિ. આ બેડી એક જણથી તૂટે તેવી નહોતી, તેમ સમય આવ્યા સિવાય તે લક્ષ્ય સાધી શકાય તેમ નહોતું. જે પાકું છે તે વહેલું મોડું સમાજ દ્રષ્ટિમાં પોતાનો સમાસ કરે છે. સમાજ જાગ્રત થઈ ગયું અને ધર્મસ્કારોને છોડવા માંડી.

મુક્તિ ક્ષેત્ર તરફ આકર્ષણ કરતા હતા. જે નવા વિચારના હતા તેઓએ પોપના શાસનની ધુંસરી ફેંકી દઇ, પોપના આધિપત્યનો અસ્વિકાર કરી, બાહુબળે માનવ આત્માને સ્વાધિન બનાવવા, પોતાના પક્ષમાં આવવા જન સમાજને સમજાવી રહ્યા હતા. ઉભય પક્ષના આ કલહમાં આધુનિક યુરોપના અલૌકિક અભ્યુદય લાભનું અંકુર ફુટયું હતું. જુના મોહ અને માન્યતાએ યુરોપને ધર્મને નામે પોપના શાસનરૂપી સાંકળમાં જકડી લીધું હતું. યુરોપના નવજીવન માર્ગમાં આ મોટો અવરોધ હતો.

સમસ્ત જગતના જનસમાજમાં જે જ્ઞાન અને સંસ્કારોનો પ્રચાર કરી, માનવના કલ્યાણાર્થે પૂર્વમાંથી પશ્ચિમ સુધી પુર્વના રાજ્યોએ જે પ્રયત્નો કર્યા હતા, તે મુસલમાનના દિગ્વિજયે માટીમાં મળી ગયા. યુરોપના ખ્રિસ્તિ સમાજે સમુજ્જ્વલ ગણિત વિજ્ઞાનના અતિ ઉજ્જવલ આલોક ઓળખવા યોગ્ય દ્રષ્ટિ શક્તિ સંપાદન કરી નહોતી. વિદ્યા કેવલ ધર્મ ગ્રંથનો અભ્યાસ, ક્રિયાકાન્ડ અને મંત્રાર્થ વિચાર; તે પણ માત્ર ધર્માધ્યક્ષો અને ધર્મપ્રચારકો સુધી સિમાબદ્ધ હતી. જનસમાજને આવી કાંઇ પણ વિદ્યા કે શિક્ષણની જરૂર છે કે કેમ તેનો સ્વીકાર તો એક બાજુ રહ્યો, પણ તેનો વિચાર કરવાનું પ્રયોજન પણ હજી ઉપસ્થિત થયું નહોતું.

લાંબા કાળની મોહ નિદ્રા અને જડતાના અવસાને આજે યુરોપ જાગી ઉઠયું હતું, સાચે જ્ઞાન લાભ માટે ઉત્સુકતા ઉત્પન્ન થઇ. તે વ્યાકુલતા એક જ વિષય માટે નહોતી. સમસ્ત જગતના જ્ઞાન માટેની અભિરૂચી હતી. પાણીના પ્રવાહની માફક જ્ઞાન પ્રવાહ સર્વ જગ્યાએ વ્યાપી ગયો, પોપનું અટલ સિંહાસન હલમલવા માંડયું,

તેના વિધિ નિર્મિત અધિકારનો અસ્વિકાર થવા લાગ્યો. ચિત્તની સ્વાધીનતા જ્યારે વાણિસ્વાતંત્ર્યમાં ફેરવાઇ ગઈ, ત્યારે ધર્મની સ્વાધિનતા અનાયાસે પોપના શાસન શ્રંખલાને ફેંકી દઈ જનસમાજને સ્વતંત્ર કરવા પ્રવૃત થઇ તેમ તેમ પોપનો ઉત્તરો ઉત્તર પરાભવ થતો ગયો. ગર્જન તર્જન શામદામ દંડ અને ધર્મને નામે લોકોને ગમે તેવું ઠરાવતાં છતાં, આળસ છોડી સર્વત્ર દોડી જઇ તનતોડ મહેનત કરવા છતાં, ખ્રિસ્તિ સમાજ તેના પગ નીચેથી સટકી ગઇ. યુરોપના નવા વિચારના પક્ષે પ્રબળ આંદોલન ઉપાડયું હતું. જનસમાજને પોતાનો સ્વાર્થ અને સ્વાતંત્ર્યના નવા વિચારો સમજાવી તેમના અંતરમાં ઉતારી પરતંત્રતાની બેડીમાથી મુકત કરી અભ્યુદયના માર્ગે, નવો કિર્તિ ક્ષેત્ર લાવીને ઉભો કર્યો હતો.

યુરોપના કોઇ પણ રાજ્યમા કે દેશમાં રાજ્યકારભાર તો પરતંત્ર નહોતો જ. રોમન સ્વરાજ્યના અધઃપતન પછી યુરોપના સર્વે દેશોએ સ્વતંત્ર શાસન સ્થાપ્યું હતું. માત્ર મનુષ્યના ચિત્તક્ષેત્રે ધર્માચાર્ય પોપના વિધિદત્ત અધિકાર માટેની માન્યતા એવી તો ઘરઘાલી બેઠી હતી કે, તેથી સ્વાતંત્ર્ય વિચાર કે સ્વાધીન પ્રયત્નો થઇ શકતા નહિ. આ કારણે રાજ્યકાર્ય ચલાવનારાઓ પણ પરાધિન બની કાળ વ્યતિત કરતા હતા. રાજા કે રાજ્ય ઉપર પ્રજાની આ માન્યતા તે પોપના શાસનની એક મેખ હતી. પરંતુ સમજવા છતાં કોઇ પણ રાજા કાંઇ કરી શકતો નહિ. આ બેડી એક જણથી તૂટે તેવી નહોતી, તેમ સમય આવ્યા સિવાય તે લક્ષ્ય સાધી શકાય તેમ નહોતું. જે ખરૂં છે તે વહેલું મોડું સમાજ દ્રષ્ટિમાં પોતાનો સમાસ કરે છે. સમાજ જાગ્રત થઈ ગઇ અને કુસંસ્કારોને છોડવા માંડી.

પ્રજા મનુષ્ય અવસ્થામાં આવી જઈ, મનુષ્ય બનવાના આગ્રહે ઘરનું આગળનું છોડી વિશાળ વિશ્વમાં સ્વતંત્રપણે વિચરવા નીકળી પડી. એક દિવસ આ દેશ તો બીજે દિવસ બીજે દેશ એમ નવા નવા જ્ઞાનનો સાક્ષાત્કાર થવા માંડ્યો. નવું નવું જોવાની રૂચીએ યુરોપની ખ્રિસ્તિ સમાજને નવું નૂર મેળવી આપવા માંડ્યું. ગણિત વિજ્ઞાન અને શિલ્પના જ્ઞાનનો સંચય થવા માંડ્યો. પ્રયત્ને ખ્રિસ્તિ સમાજને દિવસે દિવસ જ્ઞાન અને કર્મે સશક્ત બનાવવા માંડ્યા હતા.

આ નવ જાગૃતિ પ્રથમ જર્મનીમાંથી યુરોપમાં આવી હતી. પહેલાં જર્મની જાગ્યું, અને તેનો ચેપ ફ્રાન્સને લાગ્યો. ત્યાર પછી ઇંગ્લંડ અને હોલંડમાં આ વિચારો ફેલાવા માંડ્યા. આવા કેટલાક ઉદ્યમી, દેશના અભ્યુદયના અભિલાષી મુખ્ય મુખ્ય માણસોએ હિંમત કરી નીકળતાંથી પોપના શાસનને અમાન્ય કરવા માંડ્યા. ખ્રિસ્તિ સમાજમાં એક ભિન્ન વિચારનો સંપ્રદાય ઊભો થયો. સ્વાધિન બુદ્ધિ સૌભાગ્યના ફાયદા સમજવામાં આવતા થયા. આ દેશોને આધાર લાભ બિલકુલ મળતો નહોતો. પોપની શાસનપ્રણાલીથી જ મહત્ત થયેલા સ્પેન અને પોર્ટુગાલે પોપની મર્યાદા અને શાસન સત્તા કબૂલ કરવા ધર્મયુદ્ધ પોપનો પક્ષ લીધો હતો. પ્રજા જ્ઞાનશૂન્ય ધર્મ-અંધ જ હતી એટલે જે પ્રમાણે મુસલમાનો સામે હવે ધર્મોન્મત્ત બની હતી, તેમ નવરાગ કાયમ. હવે આગળ પાછળનો કાંઈ પણ વિચાર કર્યા વગર પોતાના એક લોહીથી બનેલા સગા ભાઈઓ ઉપર અત્યારે સ્વેચ્છાચારે, ઉપાધીને ખ્રિસ્તિ સમાજને જુને ખીલે બાંધી રાખવા પ્રયત્ન કરવા લાગી. ધર્મપ્રચાર ધર્મશ્રદ્ધા માત્ર બાહુબળથી જ કરવાં યુરોપની પ્રજા શીખી હતી. આ પણ એક પ્રકારે ઠીક હતું. પાંચ

કાંઇ તેવું જ પ્રકરણ ઉપસ્થિત થયું હતું. એક મનુષ્ય આગળ વધવા માગતો હતો, બીજો ખેંચી રાખતો હતો. ખરૂં તાત્પર્ય કે વાત સાંભળવાની સાફ ના હતી. પોપની આજ્ઞા તે દેવઆજ્ઞા જ હતી. જેઓ પોપનું શાશન અસ્વીકાર કરી સાહસ કરી આગળ આવ્યા, તેઓ નવે માર્ગે નવિન શક્તિ નવા ઉત્સાહે આગળ વધવા માંડયા. અંદરો અંદરનો ઝઘડો માત્ર પોપના શાશન માટે જ ઉભો થયો હતો. ધર્મ જુદો ન હતો માત્ર તેની શાશનપ્રણાલી માટે જ વાંધો હતો. ખરી રીતે પક્ષપાત જ હતો, અને પક્ષપાત કરનારા તે રહસ્ય સમજતા નહોતા '

શું નવું, શું જુનું, આ સર્વ ધાંધલ બિચારા ભારતવર્ષ માટે જ હતી, કારણ કે યુરોપને બીજો કાઇ પણ ધંધો નહોતો. ભારત વાણિજ્ય જ અર્થોપાર્જનનું એક માત્ર સાધન હતું. અને યુરોપ આત્મોન્નતિ ભારતના વાણિજ્યથી જ માનતું હતું. આટલો સમય પોપનું ફર્માન તોડી કોઇ કેપ ઓફ ગુડ હોપ રસ્તે જઇ શકતું નહોતું. સર્વે કોઇ નવા માર્ગ માટેની શોધમાં પડયું હતું. કયારેક આશાનાં કિરણો દેખાતાં, તો થોડી વારમાં તે આશાઓ નિરાશાના રૂપમાં ફેરવાઇ જતી. એટલે ધુંધવાઇ રહેલી સમાજે પોપની મર્યાદા મૂકી દઇ, ઉન્નત આશાઓ ધારનાર દળ કેપ ઓફ ગુડ હોપને માર્ગે ભારતવર્ષ તરફ દોડવા માંડયું.

ખ્રિસ્તિ સોળમા સૈકાના પ્રારંભે પોર્ટુગિઝ ભારત વાણિજ્યમાં બીનહરીફ અધિપતિ થઈ પડયું હતું, એક સૈકામાં સમયનો લાભ લઇ પોતાનું આધિપત્ય દ્રઢ પ્રતિષ્ઠિત કરવા યથાયોગ્ય કરી ચૂકયું હતું.

પણ સો વર્ષ પૂર્ણ થયા પહેલા જ ભારત વાણિજ્યે બહુ સંખ્યામાં પ્રબળ હરીફો દેખાવા માંડયા. એટલે ઇચ્છાએ કે અનિચ્છાએ સર્વ કાઇ જોઇ રહી બેસી રહેવું પડયું,-વીરભોગ્યા વસુન્ધરા.



## પ્રકરણ ૧૯ મું.

### પ્રબળ સંઘર્ષ

*We are of the true faith, what you from the west may be, for we come from the place where the followers of Christ were first called Christians—Reply of the syrians to the Portuguese.*

સ્પેન અને પોર્ટુગાલ બાજુ બાજુમા આવેલ દેશો હતા છતા બેઉ દેશના લોકોમા ચરિત્રગત જુદાઇ કાઇ ઓછી નહોતી. એટલે તે બેઉ દેશો એક છત્ર નીચે આવતાં છતા એકત્ર શક્તિરૂપ થઇ શક્યા નહિ. એકંદરે બેઉ વચ્ચેનુ વૈમનસ્ય શમી ગયું હતું, પરંતુ તેથી ઉલટા બેઉ દેશના લોકો ક્રમશ દુર્બલ થતા ગયા જે ઉત્સાહ જે પ્રયત્નોએ પોર્ટુગાલ સમક્ષ દિગ્વિજયી લાભનો માર્ગ તૈયાર કર્યો હતો, તે ઉત્સાહ આજે શમી ગયો હતો. માત્ર ધર્માન્ધતા જ દિવસો દિવસ પ્રબળ થતી જતી. યુરોપની આ નવી જાગૃતિમા સ્પેન અને પોર્ટુગાલ જાગી ઉઠયા નહિ. યુરોપના નવા વિચારને

સ્પેન અને પોર્ટુગાલે નવજીવન રૂપે સ્વિકાર્યો નહિ. કાલપ્રવાહથી વિપરીત માર્ગે અનુરાગી બનેલા આ બેઉ દેશો જીવનમૃત દશામાં આવી પડયા.

માનવ ચિત્તે સ્થિરતા સ્વાભાવિક છે, તે ઘટના ચક્રે ગતિમા આવે છે. માનવ સ્વભાવ ચિર અભ્યસ્ત સ્થિરતા ત્યજી શક્તો નથી, પરંતુ એક વખત જો ચંચલ થાય તો તો ગતિસ્વાભાવ ઉત્તરોઉત્તર અધિક શક્તિ પ્રાપ્ત કરે છે. યુરોપના જે દેશોમા માનવ સ્વભાવે ચંચળતા ઉત્પન્ન થઇ, તેઓ જુનું વસ્ત્ર તજી સમયવર્તી નવી પ્રગતિ તરફ આગળ વધવા માડયા. જ્યારે સ્પેન અને પોર્તુગાલ યુરોપના હૃદયની ચંચળતાને દબાવવા પોતાની શક્તિનો ઉપયોગ કરતા હતા, ત્યારે હોલેંડ અને ફ્રાંસ તેમ જ તેનું અનુકરણ કરનારા ઇંગ્લંડ વગેરે ઉત્સાહે આત્મોન્નતિ માટે શક્તિ સંચયમાં પ્રવૃત્તિ કરતા હતા

સ્પેન–પોર્ટુગાલ સાથે ઇંગ્લંડની મિત્રતા બહુ મજબુત હતી. ઇંગ્લંડેશ્વર આઠમો હેન્રી તે જુની મિત્રચારીની મર્યાદા જાળવી રાજ્યકાર્ય કરતો હતો. મહારાણી મેરી પણ પોતાના અલ્પ સમયના રાજ્ય શાસનમાં મિત્રતાની ગાઠ વધુ મજબુત કરી ગઇ હતી. મહારાણી એલીઝાબેથના શાસન સમયે તે મિત્રતા કેમ જાળવવી તે વિચારવાનો વખત આવ્યો.

કેટલોક સમય આ ખળભળાટ અતી વેગમા રહ્યો. ઇંગ્લંડના નવજીવન પ્રેમી ઉન્મત્ત નાગરિકજનોએ ભારે ચળવળ ઉપાડી, પરંતુ મહારાણી એલીઝાબેથે કેટલોક વખત સુધી પોતનો ઉત્સાહ બતાવવા સાહસ કર્યું નહિ. આખરે ઇંગ્લંડ અને સ્પેનને વિગ્રહ શરૂ થતાં સર્વે નીતિ અને વિચારો માટેની મુંઝવણ મહારાણી એલીઝાબેથને છોડી ગઇ.

૧૫૮૮ ખ્રિસ્ટાબ્દે સ્પેન રાજના ઇતિહાસ વિખ્યાત "આરમાડા" નામના લડાયક વહાણોએ ઈંગ્લંડ ઉપર આક્રમણ કર્યું; પરંતુ દૈવઇચ્છાએ તે પરાભવને પામ્યું. આજ ઇંગ્લંડ રાજ્યના સૌભાગ્ય લાભનું પ્રથમ દર્શન હતું; કારણ કે આ સ્પેનના પરાભવે ઇંગ્લંડની આત્મશક્તિનું યુરોપને પ્રાકૃત માપ સમજાયું. અત્યાર સુધી ઈંગ્લંડે પોતાની આત્મશક્તિ કે બાહુબળ ઉપર નિર્ભયે કરી એકાએક કોઇ મોટા કામમાં આગળ થવા કે મોખરે ઉભાં રહેવા સાહસ કર્યું નહોતું. જન સાધારણ કોઇ કોઇ વખતે ઉન્મત્ત થઇ જતું, પરંતુ રાજ્યશક્તિ તેને કોઇ પણ વખતે અનુમોદન આપતી જ નહિ. પોતાનું બળ છિન્નભિન્ન ન થાય કે જરા પણ ઘસાય નહિ તેમ યોગ્ય સમયે, યોગ્ય આચરણે ઈંગ્લંડ લગભગ તટસ્થ નીતિ જ અવલંબતું હતું. એ પ્રમાણે ઇંગ્લંડને પણ પોતાની બળની પરિક્ષા કરવાનો વખત મળ્યો નહોતો તેમ ઇરાદાપુર્વક મેળવ્યો નહતો.

બાહુબલ કરતાં કૌશ કૌશલ્ય ઉપર વધારે આધાર રાખી, યુરોપના અન્યોન્ય દેશ સાથેનો વાધો પતાવવાની નીતિ એજ ઈંગ્લંડે પ્રધાન રાજનીતિ તરીકે ગ્રહણ કરી હતી. આ વખતે સ્પેન સાથે પણ વિગ્રહ કે વિવાદ ઈંગ્લંડે શરૂ કર્યો ન હતો, તેમ તે માટે રાજી પણ ન હતું. જન સાધારણની પ્રબળ વિરૂદ્ધતા વખતે મહારાણી એલીઝાબેથે મૌન જ ધારણ કર્યું હતું. આ વખતે જ્યારે "આરામાડા"એ ઇંગ્લંડ ઉપર આક્રમણ કર્યું, ત્યારે નિરૂપાયે ઇંગ્લંડની રાજશક્તિ અને પ્રજાએ આત્મરક્ષા માટે યથાયોગ્ય કર્યું હતું, તેમ આખા દેશમાં એક અશાન્તિપૂર્ણ આશંકા અને ઉદ્વેગે સર્વને એક મતાવલંબી કરી મુકયા. આ પ્રમાણે ઈંગ્લંડમાં એક નવી શક્તિ ઉત્પન્ન

થઇ, તેણે આત્મશક્તિ ઉપર આધાર રાખતાં શીખવી ઇંગ્લંડને ભૌગોલિક ક્ષુદ્રતા ભુલી જવાનો માર્ગ બતાવ્યો. સર્વ કોઇ જાણી શકયા, સમજી શકયા કેઃ—આત્મશક્તિ ઉપર આધાર રાખતાં નહિ શીખે તો, ઇંગ્લંડની પ્રજા બીજી અન્ય પ્રજા કરતાં પછાત રહી જશે. નાવિકો જલ માર્ગની રક્ષા માટે, નગરજનો સંમુદ્રકાંઠાના રક્ષણુ માટે, સમસ્ત દેશની સકલ શક્તિ એકત્ર કરી આત્મરક્ષા માટે તૈયારીઓ કરવા માંડયા. આ આવે છે–તે આવે છે ફલાણો આવે છે એવી ખોટી અફવાઓથી જનસમાજનો જીવ ઉંચો થઇ ગયો. ‘ અજેય અરમાડા’ જીતી શકાય તેમ નથી, એવી ધારણાથી અરમાડા આવ્યા પહેલાં પ્રજાના પેટમાંથી શ્વાસ જ ઉડી ગયો હતો. પરંતુ તે તો અર્ધ રસ્તે જ નિર્બલ થઇ ગઇ. તોફાનનો ભાર સહન ન કરી શકવાથી તેનાં કેટલાંક વહાણો ડુબી ગયાં, અનેક ઉલટા માર્ગે ઘસડાઇ ગયાં, છેવટે ઇંગ્લંડે જય કરવો એક બાજુ રહ્યો પણ ઇંગ્લંડના કિનારા સુધી પહોંચવા આગળ વધવાની મહેનતમાં ન પડતાં “ અજેય અરમાડા ” સ્વદેશ તરફ પોબારા ગણી ગઇ હતી.

પોર્ટુગાલના વહાણોને તોફાન લાગ્યું પણ તેજ ઉલટો પવન તેઓને તેમના નસીબમાં લખાંવેલા બ્રાઝીલના ટાપુએ ઉપાડી ગયો. તે પ્રમાણેજ વાયુની મહેરે ઇંગ્લંડ નિર્બળ બન્યું હતું અને તેજ ઇંગ્લંડનો વિજય હતો.

યુરોપનાં અન્ય રાજ્યો પોર્ટુગાલ અને સ્પેન માટે નિયત કરેલા માર્ગો મુકી બીજી દીશાઓમાં ભારત ’ વર્ષનો માર્ગ શોધવા પ્રયત્ન કરતા હતા. તે પ્રમાણે ઇંગ્લંડ પણ પોપના શાસનની મર્યાદામાં રહી ભારત વાણિજ્ય માટે માર્ગ શોધવામાં શક્તિ અને અર્થ ક્ષય કરતું

હતુ. અત્યારે પોપની શાશ્રન લિપિ લોપાવા માંડી, એટલે પોતો માટે પણ તે પ્રયોજન અનુભવવામાં આ યુ. તે ફરમાન અનુસાર-તે પક્ષ પાત દુષ્ટ-તે સ્વત ન વાણિજ્ય ને અટકાવનાર-અયોગ્ય, અને કેટલાક તો ધર્મની બાબત સિવાય બીજી દુન્યવિ બાબતો અને વ્યવહાર ઉપર ધર્મધ્યક્ષનો હુકમ ચલાવવાનો શુ અધિકાર છે તેમ કહેવા માંડયા આટલા દિવસ ખ્રિસ્તિ નરનારી તેને ઇશ્વરપ્રેરિત અવતારી અને અસાધારણ પુરૂષ માની ભય અને ભક્તિ કરના નીચી મુડે વગર વિચારે તેના હુકમો માથે ચઢાવતા, તેના અનુચર વર્ગ પાસેથી મુક્તિ પત્ર મેળવવામા પોતાનુ પરભવનુ કલ્યાણ માનતા હતા, તે નામા કિત મુક્તિપત્રને સ્વર્ગના દ્વારે પ્રવેશ પત્ર ગણી સયત્ને સચય કરી રાખતા. જે કોઇ તેથી વિપરિત વિચાર કે શબ્દ બોલે અગર પોપ તરફ બેવફા થાય તેને જીવતો બાળી મુકતા હતા આવી શ્રદ્ધાથી આ દેશ ધર્મથી રક્ષા કરતુ હતુ તે વખતે યુરોપ પોપની આમ ન્યામા રહેતું હતું ધર્માંધતાના સાકડા વિચારોએ યુરોપ જન સમાજને પીડયા હતા, કેદમા મોકલ્યા હતા અગ ભગ કર્યા હતા અને અનેક પ્રકારની ઉત્તરોત્તર વધારે પીડનારી શિક્ષાઓની શોધો કરી હતી આવી શ્રદ્ધા અને ધર્મ રક્ષા યુરોપસમાજે પોષી હતી

સમાજ શ્રદ્ધાપુર્વક ધર્મચ્યુત નરનારીને બાંધી અનેક પીડા ઓથી દુખ દઈ તેમને અગ્નિકુડે ભસ્મીભુત કરતી વખતે એ બર્બરે ચિત નૃશંસ અનુષ્ઠાનને ધર્માનુષ્ઠાન માની ભગવાનને નામે જય ધ્વનીથી દીશાઓ ગજાવતું, અતિ આનદ માનતુ હતુ તે સમાજ ખ્રિસ્તિ ધર્મના પ્રકૃત તત્વોથી અજાણ્યું જ હતુ તે જે ભાષામા લખવામા આવ્યુ હતુ તે ભાષા કોઇ જાણતું નહોતુ, કે તે શિખ

વવામાં પણ આવી નહોતી. અર્થોપાર્જન - માટે બેઠેલા ધર્માચાર્યો જ જે વ્યાખ્યા આપે તે જ વેદવાક્ય તરીકે સમાજ ગ્રહણ કરી લેતી હતી, માથે ચડાવતી હતી. માનસિક સ્વાધિનતાશન્ય અગણિત અજ્ઞાને અંધ, અસહાય, કૃપા માટે ભીખ માગતા નરનારી ઉપર પોપનું આવું અયોગ્ય આધ્યાત્મિક પ્રભુત્વ કાયમ ઠોકી રાખવા માટે રાજાઓ પણ પુરોહિતને પોષતા હતા. રાજ્યો પોપ માટે સર્વ સહાનુભુતિ પણ આપતા હતા. કોઈ નવું તત્ત્વ કે વિચાર કોઇને ઉદ્દભવે તો તેનો ખુલ્લી રીતે જનસમાજમા પ્રચાર થઇ શકતો નહિ. ગ્રંથના આકારમા છાપવામાં આવે તો તે પોપના હુકમથી જપ્ત કરવામા આવતો હતો. આવી રીતે મન, વચન, અને કર્મથી પણ સમસ્ત ખ્રિસ્તિ પ્રજા ધર્મરાજ પોપને જ આધિન હતી. ધર્મ પ્રચાર માટે ઠેકઠેકાણે અને ગામો ગામ પોપના પ્રતિનિધિઓ રહેતા હતા જે ધર્મ પ્રચાર અને શિક્ષણ આપતા હતા. પાંચ ઘરની વસ્તી પાંચ ઝુંપડાના જુથમા જ્યા રાજ્યનો માણસ પ્રતિનિધિ કે પટાવાળો પણ ન હોય, ત્યા પોપનો અનુચર તો વિચરતો. આ અનુચરો ખ્રિસ્તિ સમાજના જન સાધારણમા જે શિક્ષા અને વિચારો પ્રચલિત રાખવા માટે પ્રાણાર્પણે મહેનત કરતા હતા, તે જો પ્રચલિત રહેતે તો યુરોપ દિવસો દિવસ વધુ માત્રામાં બર્બરતાની લીલાભૂમિ થઇ પડત. પરંતુ જ્ઞાનના પ્રબળ વેગે અજ્ઞાનના અંધકારને પરાભૂત કર્યું.

સ્વતંત્ર થવું કોને ન ગમે ? અજ્ઞાન જીવજંતુઓ પણ સ્વતંત્રપણે વિચરવાના સુખને સમજે છે. માત્ર મનુષ્ય એક પ્રકારના જ્ઞાને આત્મ નિર્બળતાથી પરાધિન અને પરતંત્ર પડ્યું રહે છે. આત્મબળે

નિર્ભયતાથી બંધનમુક્ત માનવચિત્ત આધ્યાત્મિક દાસત્વની બેડીઓ ભાંગી નાખી સ્વાધિન વિચારે, સ્વતંત્ર કાર્યના મુક્તક્ષેત્રે વિચરવા માંડ્યું. સ્પેનના રાજ્યાધિશ્વરે પોપની શાસનપ્રણાલી અચલ રાખવા માટે અનુદાર પક્ષનો પક્ષ લીધો હતો, અને નવા વિચારના દલ સાથે ક્લેશ ઉભો કર્યો હતો. "આરમાડા" નો પ્રબલ પડી ભાગતાં ઇંગ્લંડ જીતવાનું સુખ સ્વપ્ન ભાંગી પડ્યું હતું. સાથે સાથે જાગ્રત થયેલી ઇંગ્લંડની પ્રજા આત્મશક્તિના વિકાસ માટે કટ થઇ હતી.

સ્પેન અને પોર્ટુગાલ સાથે ગમે તેવી મિત્રાચારી હોવા છતાં ઇંગ્લંડ માટે સ્વાધિન ભાવે ભારત વાણિજ્યમાં આગળ વધવાનો કોઇ ઉપાય નહોતો. જનસમાજ હવે આ પ્રમાણે અધિકાર હાથમાં લઇ વાણિજ્ય શરૂ કરવા રાજ્યનું અનુમોદન બે હાથ જોડી માગવા માંડ્યો, તો પણ મિત્રના સ્વાર્થે પ્રજાવર્ગને વિમુખ કરવામાં આવ્યા. તે વખતે નિરૂપાયે ઇંગ્લંડવાસીઓ પરોક્ષભાવે વાણિજ્ય કાંઇ કરતા હતા. ભારતવર્ષથી જે માલ યુરોપમાં લિસ્બનમાં આવતો, ત્યાંથી એક બે હાથમાં ફરી એન્ટવર્પ બંદરે જતો, અને ત્યાંથી ઇંગ્લંડના વ્યાપારીઓ તે માલ ખરીદી લેતા. આ વેપારનો ઘણો ખરો કસ પોર્ટુગાલના હાથમાં રહેતો. વળી કાંઇક મલાઇ રહે તે વલંદાઓ લઇ જતા. આ પ્રમાણે એન્ટવર્પની પણ વચ્ચે ભાગ્યોન્નતિ થતી જતી હતી. ને તેની પણ યુરોપને વિસ્મય પમાડે તેટલા ઉંચે શિખરે પહોંચી હતી. ભારત વાણિજ્ય માટે યુરોપના વ્યાપારીઓનું એન્ટવર્પ મોટું બજાર અને જાણે શિરતાજ જેવું બની ગયું હતું.

ઇંગ્લંડ એક નાનું રાજ્ય હતું. પૃથ્વીમાં આવા ટાપુઓ કાંઇ થોડા નથી દેશની ઉપજ જોતાં તે કાંઇ ગણત્રીમાં ન હતું. કેમન

સ્વરાજ્યને તાબે ,જ્યારે હતું ત્યારે તે કાંઇ મગુત્રીમા ,નહોતું. ને દેશની પ્રજા માટે ઉન્નત થવું:તો એક બાજુ રહ્યું, પણ માત્ર જીવતું રહેવા,દેવા વિદેશોની કૃપા ,યાચવી પડતી હતી. એક તો મુળ જે પેટ માટે ખાવા જોઇયે તેને માટે પણ ચારે તરફ સમુદ્ર તેથી બીજા દેશોની સહાયની ,વિશેષ જરૂર પડે. અને આ કારણે જ ઇંગ્લંડવાસીઓ તૈયાર થઇ જલમાર્ગે વાણિજ્ય વ્યાપાર માટે વ્યાકુળ બન્યા હતા. હોલાંડ ટાપુ નહોતો પરંતુ તે પણ ઇગ્લંડ જેવું એક ક્ષુદ્ર રાજ્ય હતુ. તેને પણ ઇંગ્લંડ માફક બહારના વાણિજ્યની જરૂર હતી. આ બેઉ દેશના લોકો વાણિજ્ય વ્યાપારે અર્થોપાર્જન કરવા ભુવન ભ્રમણે બહાર પડ્યા. પોપના શાસનને અનુસરી તેઓ માત્ર ઉત્તર સમુદ્રને માર્ગે જ ભારતવર્ષ પહોચવા મહેનત કરતા હતા.

ઉત્તર મહાસાગર રસ્તે જ તેઓ પ્રયત્ન કરતા હતા, પોપના શાસનભંગ માટે તેમને કંઇ પણ નહોતી અને તે રસ્તે તેઓને જો ભારતવર્ષ જવાનો માર્ગ જડી આવત તો તેઓને પોપના શાસન માટે,કાંઇ પણ બોલવા પ્રયોજન હતું જ,નહિ પરંતુ એકદમ તૃષાતુર મનુષ્યને મરૂભૂમિમા જેટલી પાણી માટે નીરાશા થાય તેટલી જ નિરાશાઓ તેમને પોતાના માર્ગમા દેખાતા, પોપના શાસનમા વધુ અને વધુ અત્યાચાર અને અયોગ્યતા દેખાવા માંડી. પોર્ટુગાલથી, ભારત વાણિજ્યનો માલ મળવા માંડ્યો અને તેમા થોડે ક્રમે પણ વખત જતા પોપના શાસન માટેના અન્ય વિચારો અને અનુભવ થો ભિન્નમા પડ્યો પરંતુ પોર્ટુગાલના તેમને એન્ટવર્પનો વ્યાપાર એકદમ નિગ્ન અને ક્રમ વગરનો થઇ ગયો હતો, તે પણ ન્ગમા કોઇ કારણવશાત બંધ થઇ ગયો.

ધર્મ વિપ્લવે વલંદાઓએ ઉદાર નીતિનો પક્ષ લેતાં, જુના વિચારના અનુસાર સ્પેન પોર્ટુગાલ સહિત કલહ ઉત્પન્ન થતાં, લિસ્બનથી એન્ટવર્પ માલ આવતો બંધ થઇ ગયો. એટલે ઇંગ્લંડ અને વલંદાઓ ફિરંગિના વહાણો લુંટના જલમાર્ગે દરપ્રવૃત્તિ અવલંબ કરવા તૈયાર થયા.

કેપ ઓફ ગુડ હોપનો પૂર્વ વાણિજ્ય માર્ગ પશ્ચાદ્વર્તી ખ્રિસ્તિ વણિકોની મારામારી અને કાપાકાપીથી પ્રગટ ઉઠયો. અન્યાયનો ગતિરોધ કરવા અને ન્યાયનું સંસ્થાપન કરવાની લાલસાવાળા વાણિજ્યધર્મ પ્રવૃત્ત થયા. તેઓ પણ રણક્ષેત્રમા ન્યાય અને અન્યાયને વિચારતા નહિ, તો બાહુબળ જ દરેક પક્ષનો ન્યાય આપતું હતું. એક વખતે પોપની આજ્ઞાથી મુસલમાન સામે ખ્રિસ્તિ સમાજે એકત્ર થઇ ખડગ ધારણ કર્યું હતું, તે જ સમાજ આજે એક પક્ષ પોપની આજ્ઞા રક્ષવા માટે અને બીજુ તે ઉલંઘન કરવા માટે સામસામી તરવાર બે પક્ષમાં પેંગી ઉઠ્યું હતું. પોર્ટુગિઝો જ્યારે ભારત જઇ મુસલમાનનો ધ્વંસ કરી કૃતિત્વ પ્રદર્શન કરતું હતું, ત્યારે તેઓનું પૂર્વ વણિજ્યધર્મરાજ્ય અને પૂર્વ વાણિજ્ય નીતિ અને ધર્મયુક્ત છે તેમ યુરોપ કહેતું. આ રીતે પોર્ટુગાલ સાધુ તરીકે ગણાતું હતું. તે જુની ધારણા પરિવર્તનને પામી,—તે જુની મિત્રતા પણ વિનષ્ટ થઇ ગઇ. જે બીજા મેળવું સ્થાન અધિકાર કરે, તે,—ક્ષમાશૂન્ય, સીમાશૂન્ય અને અશાંત બની જાય, તે દયાશૂન્ય, માયાશૂન્ય બાહુબળની સિવા—'

એક તરફ સમગ્ર ઉત્તેજ જાતિની જીવન મરણની સમસ્યા, બીજી તરફ છેલ્લે હાથે આવેલો જુનો મૈત્રિ સંબંધ—મહારાણી એલિ·

ગ્રામેથ લાસો વખત બેઉને પહોચ્યાં શબ્દ નહિ તેઓને છેવટે જાહેર રીતે અનુમતી આપવામા આવી.

પોર્ટુગાલે નવજીવન પ્રાપ્ત કરી, અતિ અલ્પ દિવસમા સમસ્ત યુરોપને એક નવી આકાક્ષા ઉત્પન્ન કરી હતી સૌને પોતાના અભ્યુદય માટે ઉત્સુક અને ચચન બનાવ્યા હતા. નાના રાજ્યને આટલા મોટા વિજય લાભ માટે અધિકાર હોય નહિ, પોર્ટુગાલે તે અધિકાર સાબીત કરી ક્ષુદ્ર માટે અને બૃહદ્ માટે અભ્યુદયે સરખો અધિકાર પ્રતિષ્ઠિત કર્યો. તેથી યુરોપના બીજા નાના રાજ્યો બૃહદ્ વિજય લાભની ઉચ્ચ આકાક્ષા પોષવા માડયા હતા. સર્વે પોતાના ઘરનું આગણુ મૂકી દઇ આગળ વધવા પ્રવૃત્ત થયા અનેકાઅનેક અજાણ્યા દેશો ઓળખવા અને પરિચય આપવાનુ ઉત્તેજન મળવા મડ્યુ હતું. જે દેશના લોકોએ યુરોપ બહાર પહેલા જે નવા દેશો શોધી કાઢ્યા હતા તેઓ તે ઉપરજ સતોષ માની બેસી રહ્યા હતા. ભારત સાગરે પોર્ટુગાલનો અધિકાર કે પ્રભુત્વ છુટી લેવા કોઇની આકાક્ષા નહોતી પરતુ ભારતવર્ષ ઉતરવા જ તે સુવર્ણભૂમીને જોવા અને વ્યાપાર કરવા જ ભુવન ભ્રમણે સર્વ કોઇ નીકળી પડયા હતા જે અજાણ્યો દેશ મળી આવે, તે ભારતવર્ષ નથી એમ સમજતા મળેલા દેશ માટે કાઇ પણ મોહ ન રહેતા તૃપ્તિ થતી નહિ. માત્ર સ્પેનને અમેરીકા મળ્યાથી કાઇક તૃપ્તિ થઇ હતી બાકીના સર્વે ભારતવર્ષ જતા, માર્ગોની તપાસમા ચારે તરફ સીમા વગરનો સમુદ્ર ડોળતા હતા પોર્ટુગાલે ભારતવર્ષથી સમૃદ્ધ બની યુરોપને મુગ્ધ બનાવી ત્યા પહોચવા અને વ્યાપાર કરવાની લગની લગાડી હતી ભારતવર્ષના વાણિજ્ય લાભનો યોગ્ય પરિચય યુરોપને પોર્ટુગાલે જ આપ્યો હતો જુના પુરાણા માર્ગોની

અનેકાઅનેક અત્યચરો મહન કરતા જે વ્યાપાર થતો હતો તે કરતા આ જળમાર્ગ વધુ લાભકર્તા છે એમ સાબીત કરી યુરોપને મોહ નિદ્રામાથી પોર્ટુગાલે જ જગાડયુ હતુ

યુરોપના દેશોની આ આકાક્ષા ઉત્તરોત્તર વધુ પ્રબળ થઈ ગઈ હતી માત્ર પોર્ટુગાલ જ દિવસો દિવસ સુસ્ત થતુ જતુ હતુ યુરોપના અન્ય દેશોના નગરવાસીઓને જ્યારે સવાર પડયુ હતું રગોરગમા નવુ લોહી ધાધમાર ફરતુ હતુ ત્યારે પોર્ટુગાલને ભરેલ પેટે ઊંઘ નીના આવતી હતી

ઇતિહાસ લેખકો કહે છે કે—પોર્ટુગાલનો આ અદ્ભુતપૂર્વ ગૌરવ પોર્ટુગાલની પ્રજાની કિર્તિ તરીકે ગણી શકાય નહિ, તે પોર્ટુગાલના રાજવંશની કિર્તિ અને ઉદ્યમ હતા, તે પ્રજા માટે નહોતો કારણકે એ વાણિજ્ય રાજાનું પોતાનુ જ હતુ તેથી તે જાતિગત અભ્યુદય તરીકે સ્વીકારી શકાય તેમ નથી જે રાજ્યવંશમા જન્મ ગ્રહણ કરી રાજકુમાર હેનરીએ અપૂર્વ આત્મત્યાગ, રાજ્યવંશ માટે નહિ પણ સમસ્ત દેશ માટે પોર્ટુગાલ પ્રજા માટે ( કદાચ યુરોપને પણ તેમના ફળ આપી સમસ્ત ખ્રિસ્તિ પ્રજા માટે ) અપૂર્વ આત્મત્યાગ, જે પ્રાણપ્રતિષ્ઠા કરી હતી, તે રાજવંશના સ્વાર્થી વર્તને માત્ર રાજ્યવંશના ગૌરવ તરીકે ગણાયો રાજકુમાર હેનરીના ઉદાર ભાવોને આના સાકડા અને વ્યક્તિગત ભાવમા ભરી નાખવામા આવ્યા હતા તે રાજ્યવંશ ચાલ્યા જતા તે ગૌરવ પણ અંતર્ધ્યાન થઇ ગયુ રાજાના આ વ્યક્તિગત સ્વાર્થે પ્રજા માટે અને જાતિ માટે અભિમાન લેવા જેવુ કાંઇપણ રહેવા દીધુ નહિ. સ્પેન રાજ્ય સાથે પોર્ટુગાલ જોડાઈ જતા પોર્ટુગાલની પ્રજાનું પોર્ટુગીઝ તરીકે કંઇ ખાસ ગૌરવ

ન રહ્યું. સ્પેન રાજ્ય ધર્મ કલહમાં પડવાથી ભારત વાણિજ્યના રક્ષણ માટે યથાયોગ્ય કાંઇપણ કરી શક્યું નહિ, અને સમય જોઇ તે ધર્મકલહ સાથે વાણિજ્ય કલહને હોલંડ અને ઈંગ્લિંડે મનાવી મેળવી દઇ જલે સ્થલે કલાહોલ કરી મુક્યા અને પોતાનું લક્ષ્ય સાધી લીધું.

સ્પેન પોર્ટુગાલ તેની ગતી અટકાવી શક્યાં નહિ અને અટકાવવાની આશા પણ દીનપ્રતિદીન ઓછી થવા માડી. પોર્ટુગાલ માટે ભારત વાણિજ્યમાં રાજાનો એક માત્ર સ્વાર્થ ન હોત અને સમસ્ત જાતી અને પ્રજાને લાભ આપવામા આવ્યો હોત તો, આખી પ્રજા સમૃદ્ધ બની જાત અને આમ અલ્પ સમયમા આ પ્રમાણે અધઃપતન સંભવત જ નહિ.

ફિરંગિ વણિકના ભારે અત્યાચારે મુસલમાન શક્તિ કેટલીક વખત સંકુચિત અવસ્થાએ પહોચી, પરંતુ એકદમ નષ્ટભ્રષ્ટ થઇ નહોતી. પરસ્યાના અધિપતિએ ભારત વાણિજ્યનું આધિપત્ય ગુમાવ્યું તો નહોતું જ પરંતુ ફિરંગિ વણિકને બની શકે તેટલી દોડ કરવા દઇ યોગ્ય અવસરની રાહ જોતો દીવસો ગણતો હતો. તેની પ્રજા બહુ લાંબા કાળથી પરશ્યન ઉપસાગર માર્ગે ભારત વાણિજ્ય વ્યાપારે અર્થોપાર્જન કરતી હતી. તે માર્ગ ફિરંગિ વણિકના હાથમા જવાથી તેના પ્રબળ જોર અને સમયને હાલ તો સાચવી સમય આવ્યે પોતાનુ આધિપત્ય ફરીથી સ્થાપવા હવે પ્રયત્નો કરવા માંડયો હતો. આરબ દેશના મુસલમાનો પણ જેને ભારત વાણિજ્યનો એક માત્ર ધંધો હતો તે હાથમાથી ગયા છતાં હાથ જોડી બેસી રહ્યા નહોતા. ફિરંગી વણિકને અભ્યુદય અને આધિપત્ય મેળવવા માટે પુર્વમાં અને ભારતવર્ષમા એ સમય બહુ જ અનુકુળ હતો, કારણકે પરશ્યન અધિ-

પતિ અને આરમોની નજર બીજી તરફ હતી તેથી ફિરંગી વણિક સામું એક હાથે કામ લેવા કરતા ચુપ બેસી રહેવું હિતકર ધારતા હતા એટલે ખાલી પડમાં ફિરંગી ફાવ્યો હતો મિસરનો અધિકાર લેવા એટ્ટોમન મુસલમાન સામે બીજું એક મુસલમાન દળ રણે ઉતર્યું હતું અંદરો અંદર કજીયો હતો તેથી મુસલમાન શક્તિની આ વખતે અન્ય ક્ષેત્રે દૃષ્ટિ હોય કોઇ કરી શકી નહોતી.

ભારતવર્ષમા કિનારા ઉપર તો જુદા જુદા દેશના વ્યાપારાર્થે આવેલા મુસલમાનો હતા, તે કોઇ શક્તિ રૂપે નહોતા ભારતવર્ષમા જે મુસલમાન શક્તિ કહી શકાય તે હજી સમુદ્ર કિનારા સુધી પોતાનો અધિકાર વિસ્તાર કરી શકી નહોતી, તે કારણે આ મુસલમાનોની રક્ષા રાજ્યશક્તિ કરી શકી નહોતી પરાણુ આ તરફ કાઇક હતા ખરા, પણ તે તો ગૃહ વિપ્લવમા જ પડેલા હતા ખરેખરી રીતે સામાન્ય નાના રાજ્યો સિવાય હિંદુઓ પણ ફિરંગિને સામા મળ્યા નહોતા તેમ મુસલમાન રાજ્ય નામે કોઇ ફિરંગિએ હરાવ્યુ નહોતુ આ પ્રમાણે અનુકૂળ સમયે ફિરંગિએ પોતાની હામ ફેરવી હતી સમય જતા મોગલ શાસન શક્તિ પ્રબળ થઇ ગઇ અને તે ભારત વર્ષના પશ્ચિમ કિનારા સુધી આવી પહોચી એટલે હવે ફિરંગિ માટે ફરી જળે સ્થળે ખરી મુસલમાન શક્તિથી બાથ ભીડવાનો સમય સામો આવતો હતો

ભારત સાગરે ફિરંગિ વણિકનો પ્રબળ પ્રતાપ ચુર્ણ કરવા માટે એશિયાના ભિન્ન ભિન્ન સ્થાનોમાં આ પ્રમાણે તૈયારીઓ થવા માંડી હતી તે જ વખતે અંગ્રેજો અને હોલાંડ વાસીઓ ભારતસાગરે આવી પહોચ્યા ફિરંગિ વણિકને એક સાથે સર્વે પ્રબળ હરીફોનું આક્રમણ

સહન કરવાની શક્તિ ન હોઇ, ફિરંગિ વણિક પોતાના કિલ્લાઓમાં જ બેસી ગયો. કારણકે યુરોપમાંથી લશ્કર આવે તેમ નહોતું. મોગલ સામ્રાજ્યનો પ્રબળ પ્રતાપ પ્રવર્તતો હતો, ઉપરાંત યુરોપના દેશોના હરીફો પણ સામે આવી ઉભા; તેમાંથી કોઇ એકની સામે પણ બાથ ભીડવા પોતાની શક્તિ નહોતી. અત્યાર સુધી જે કાંઇ આધિપત્ય ભોગવ્યું, જે વાણિજ્ય લાભ લીધો, તે ઉપર સંતોષ માની પોતાની અખુટ સમૃદ્ધિમાં સંતોષ માની ઘેર મોજમજાહ માણવા બેસી ગયા.

હવે તે દિવસો નથી. આજે રણ કુશલ વહાણવટીઓ વાણિજ્ય મંદરે રાજ્ય મહેલ જેવી ઉચ્ચ અટ્ટાલિકાઓમા વાસ કરી, વિવિધ વિલાસમાં પડતા કર્મભ્રષ્ટ થયા છે. સૈનિકો પણ પોતાની પૂર્વ શિક્ષા ભુલી જઇ મોટાને પગલે ચાલી એક એક સૈનિક સરદાર બની ગયો હતો. સંયમ ચાલ્યો જતા સંભોગ પ્રબળ થઇ સર્વ શક્તિને નષ્ટ કરી ગયો.

યુરોપની અવસ્થા પણ કાંઇ આશાજનક નહોતી. શાન્તિ નષ્ટ થતા પોપની મર્યાદા અને તેનું પદ જાડું જાડું થઇ રહ્યું હતું. ફ્રેંચ-જોએ તેનો અવશ્ય ભાવી પતનકાલ સમજી હોલાંડ વાસીઓની દેખા-દેખીએ ભારત જઇ, ફિરંગિ વણિકના દુર્બલ હાથમાથી ભારત વાણિજ્યનું એકાધિપત્ય ખેંચી લેવા સંકલ્પ કર્યો હતો.

## પ્રકરણ ૨૦ મું.

### પરિણામ.

*From the moment of their landing on the shores of India the first settlers cast off all those bonds which had restrained them in their native villages; they regarded themselves as privileged beings-privileged to violate all the obligations of religeon and morality, and to outrage all the decencies of life. They who went thither were often desperate adventurers, who sought those golden sands of the East to repair their broken fortunes, to bury in oblivion a sullied name; or to wrong with lawless hand, from the weak and unsuspecting, that wealth which they had not the character or capacity to obtain by honest industry at home. They cheated, they gambled, they drunk, they revelled in all kinds of debauchery'— Key's Christ in India, P. 49.*

સત્યનિષ્ટ અંગ્રેજ લેખકો મુક્ત કંઠે કહી ગયા છે કે જેઓ ફિરંગિ વણિકની મારૂફ ભારત વાણિજ્ય અધિકાર લાભે કૃત સંકલ્પ

થઇ ઇંગ્લંડથી વાણિજ્ય યાત્રા માટે બહાર પડયા છે, તે પહેલા ઉતરનારાઓએ જે ઘડીયે ભારત સમુદ્ર તટે પગ મુક્યો તે જ વખતે તેઓએ સર્વ બંધનો તોડી નાખ્યા હતા. સ્વદેશે જે બંધન અને સંયમ માટે શિક્ષણ મળ્યું હતુ તે એક સાથે છોડી દેવામાં આવ્યું હતું. તેઓ સાધારણ મનુષ્ય કરતાં પોતાને વિશેષ અધિકારી-અસાધારણ મનુષ્ય ધારતા હતા, અને ધર્મ અને નીતિથી ભ્રષ્ટ થઇ, માનવજીવનના સર્વે શિષ્ટાચારની મર્યાદા મૂકી બેસતા હતા.

જેઓ ભારતવર્ષ આવતા હતા, તેઓ પૂર્વની સુવર્ણ રિદ્ધિ લુંટી લઇ, તેનો ધ્વંસ કરી સૌભાગ્યના જુના સંસ્કારો બતાવતા હતા ન્યાયમાર્ગે, ચરિત્રબળે અથવા કાર્યદક્ષતાથી સ્વદેશે સદ્દમાર્ગે કમાઈ શકતા નહોતા, તેઓ દુર્બલ અને ગરીબ માણસો પાસેથી જે કાંઇ હોય તે લુંટી લેવા અગ્રેસર થતા હતા. તેઓ મશ્કરી કરતા, જુગાર રમતા, દારૂ પીતા, અને છેવટે વ્યભિચાર પણ કરતા હતા.

પરંતુ આ શ્રેણીના માણસો સિવાય આ સમયે સાહસ કરી, પૂર્વ સાગરે વાણિજ્ય કલેશે આત્મવિસર્જન કરવા તોપોના ગોળા સામુ કોણ દોડી જાય ? એ માણસો ગમેતેવા નિંદાપાત્ર હતા, છતા તેવા માણસો સિવાય આવા ક્ષેત્રે તેઓ જ ચાલ્યા આવતા હતા. ગમે તે ઉપાય લેવાય પરંતુ ફિરંગી વણિકના દુર્બલ હાથમાથી વાણિજ્ય અધિકાર લુંટની લેવા માટે જ્યારે ઇંગ્લંડ વાસીઓએ દૃઢ સંકલ્પ કર્યો ત્યારે આ લોકો જ માથું આપવા બહાર પડયા હતા.

આ સંકલ્પ જાહેર કરવા સાહસ હોત તો ઇંગ્લંડ આખી દુનીઆને જાહેર કરત. પણ હજી જાહેર રીતે ગુપ્ત સંકલ્પ વ્યક્ત કરવા યોગ્ય સમય આવી લાગ્યો નહતો. "આરમાડા" લડાયક

વહાણ પાછું નાશી ગયા પછી, સ્પેન અને પોર્ટુગાલનું નૌકાબળ કાંઈક નબળું પડ્યું હતું. તોપણ ઈંગ્લંડ યુરોપના દરિયામાં સ્પેન અને પોર્ટુગાલને એકદમ પરાભવ આપી શકે તેમ તો નહોતું. ઈંગ્રેજો તે સર્વે સ્થિતિ અને શક્તિ જાણતા હતા,-યુરોપમાં ગમે તેવી સ્થિતિ હોય પણ ભારતવર્ષના કિનારા ઉપર તેમની જે સ્થિતિ અને અને નૌકાબળ હતું તે સર્વ કોઈ જાણતું હતું. એટલે ત્યાંની નિર્બળતા ઈંગ્લંડના ધ્યાન બહાર નહોતી. વળી સમય એવો ગુંચવાડાવાળો આવ્યો હતો કે સ્પેન-પોર્ટુગાલને ભારતવર્ષે વધુ કાંઇ મદદ હાલ તુરત મોકલી શકે તેવી તેમની સ્થિતિ કે નિવૃત્તિ નહોતી, તેમ તેવી કાંઇ તૈયારીઓ પણ જોવામાં આવતી નહોતી. તેથી ત્યાંનું પણ ધણી વગરનું મદદ વગરનું પોલું જોઇ, એશિયા માટે સંપૂર્ણ આશા બાંધી કહેવા લાગ્યાકે—તેઓ હવે વધુ વખત પોપની શાસન લિપિની મર્યાદા રક્ષા કરી આત્મ-વંચિત રહેવા માગતા નથી. પોપને આવું પક્ષપાતિ ફરમાન કાઢવા શું જરૂર છે?

આ સમય પર્યન્ત તેમ આ વચનો બોલતી વખતે ફિરંગિ વણિકના દૃઢ સંસ્થાપિત વાણિજ્ય અધિકારનો અસ્વીકાર તો તેઓ કરતા જ નહોતા. શાસન લિપિ પ્રચારે પોપનો અધિકાર હોય કે ન હોય પરંતુ તેનો સુયોગ મળવાથી ફિરંગી વણિકે જે પર્વ વાણિજ્ય સંસ્થાપિત કર્યું હતું, તેને અનધિકાર પ્રવેશ તરીકે ગણાતી સકાય તેમ તો નહોતું. તે માટે અંગ્રેજોએ તેના વાણિજ્યનો અધિકાર સ્વીકાર કરવો પડ્યો, પોર્ટુગીઝોએ સર્વની પહેલાં ભારત વાણિજ્યે અધિકાર વિસ્તારી જે જે જ્યાંએ કોઠી સ્થાપી હતી તે તે જગ્યાએ જોએ તેની મર્યાદા રક્ષણ કરવા તૈયારી બતાવી.

આ સુત્રથી યુરોપની આંતરજાતીય રાષ્ટ્રનીતિમાં નવીન પ્રણાલી દાખલ થઇ. આટલા દિવસ સમગ્ર ખ્રિસ્તિ યુરોપ અવનત મસ્તકે પોપની શાશન લિપિને વ્યક્તિગત અથવા જાતિગત સર્વાદિ સંમત અધિકાર પત્ર તરીકે સ્વીકાર કરતા આવ્યા હતા. કોઇપણ તેના વિરૂદ્ધ આચરી કાર્યક્ષેત્રે કોઇ વખતે પણ ઉદ્યમ કરી શક્યા નહોતા. તેમ તે અજાતે માન્ય કરતાં સામું બોલ્યા વગર ભોગવવી પડતી. નાના પ્રકારની અડચણો કે નુકસાનીઓ મુગે મોઢે સહન કર્યે જતા હતા. આજે જાહેર રીતે પોપનું સર્વોપરી શાશન અસ્વીકાર કરતી વખતે, પૂર્વ સંસ્થાપિત અધિકાર તે સુત્રે પ્રતિષ્ઠા લાભ કર્યો હોય કે નહિ છતાં નવી પ્રણાલી પ્રમાણે તેને ન્યાયાનુમોદિત અધિકાર તરીકે તો સ્વીકાર કરવામાં આવ્યો.

આ નીતિ યુરોપમા યથાર્થ ભાવે પાલન થયા છતાં, એશિયા આવી, તેની મર્યાદા રક્ષા કરવી એ સર્વ સમયે સર્વ અવસ્થામાં અનુકુળ પડશે નહિ તેમ સમજી શકતાં, ઉંગ્રેજો એશિયાખંડે તેની મર્યાદા રક્ષવા સંમત થયા નહિ.

આ સમયથી યુરોપ અને એશિયાની રાષ્ટ્રનીતિ જુદા પ્રકારનીજ પડાવા લાગી. યુરોપમા ગમે તે હોય, એશિયામાં " અનુકુળતા " જ જોવાતી હતી. તેમ તેના પક્ષ સમર્થનમાં યુક્તિતર્કનો અભાવજ નહોતો ! યુરોપ એશિયા નથી—એશિયા તે એશિયા જે દેશમાં આવી, નીતિની મર્યાદા સર્વદા પાડવાની અગવડ દેખાઇ; કાર્ય સમયે બાહુબળ પાસે ન્યાય ખજાનું બલિદાન આપવામાં આવ્યું; યુરોપનાં સંધિપત્રો એશિયામાં સ્વીકારાયાં નહિ; પણ કચરાની ટોપલીમાં જ પડયાં,

આ નીતિએ જુદાઇને દિવસો દિવસ સ્થાઇ કરવા માંડી. જુદાઇ-દૂર થઇ નહિ, યુરોપની ધર્મ નીતિ પણ એશિયા આવી ભિન્ન મૂર્તિ ધારણ કરવા લાગી. જે યુરોપમાં સર્વાદિસંમત સદાચાર, તે પણ એશિયામાં આવી પગલે પગલે પગ નીચે કચરાવા માંડયો, કારણ યુરોપ એશિયા નથી; એશિયા તે એશિયા.

કેપ ઓફ ગુડ હોપે ભુમંડળને બે ભાગમાં વેંચી નાખ્યું. પૂર્વ ભાગે સ્વાર્થ, સગવડ, બાહુબળ, સ્વેચ્છાચાર વગેરે દિવસો દિવસ પ્રબળ થવા માંડયા. પૂર્વ પ્રતિદિન અધિકાર વધારે દિવસ મર્યાદા રક્ષણ કરી શક્યો નહિ. જે હોલાંડવાસીઓ યુરોપમાં ઇગ્લંડના વાણિજ્યના અગ્રિપદના અને ઇગ્રેજના પૂર્વ વાણિજ્ય વિસ્તારના પ્રયત્નમાં પહેલો પગ ઉપાડનાર હતા, તેમની સાથે એશિયામાં આવી કલહ કરવામાં કાંઇ વાંધો આવ્યો નહિ.

એશિયા પ્રવાસી, વિલાસપૂર્ણ, અરિત્રહિન ફિરંગી વણિકલોકની પાસેથી આત્મ રક્ષામાટે ઉપયોગી સહાય મેળવી શક્યો નહિ. યુરોપમા પોપનું સિંહાસન ડગમગી ગયું હતું, તેની અધઃપતનમાથી રક્ષા કરવા માટે સ્પેન અને પોર્ટુગાલ યુરોપીય કલહ કલાહોલમાં પડ્યું હતું. વખતના અભાવે પોર્ટુગાલ પૂર્વ વાણિજ્યની રક્ષા કરવા યોગ્ય પ્રયત્ન કરી શક્યા નહિ.

ફિરંગીવણિકે પોતાનાસારા દિવસોમાં જલે સ્થલે દુરાચાર વૃત્તિથી એશિયા વાસીઓને જે દુઃખ દીધું હતું, તેથી એશિયામા કોઇની પાસેથી પણ મદદ મેળવી શક્યા નહિ, તેમ કોઇ આપે તેમ ન હોતું.

એક સાથે યુરોપથી અનેક પ્રબળ જાતિઓ એશિયા આવી પડતાં, ફિરંગી વણિકની પૂર્વ વાણિજ્ય મર્યાદાની જે છાયા માત્ર આજે બાકી રહી હતી, તે પણ સહજમાં પાણીમાં મળી ગઇ. હવે પોર્ટુગાલનાં વહાણો લોકો લૂંટવા માંડયા, વાણિજ્ય કેન્દ્ર આક્રાન્ત થવા લાગ્યું, નવી નવી વાણિજ્ય બજારો સ્થપાવા લાગી, જુની બજારો જુનાં કેન્દ્રો ખાલી થવા માંડયાં, છેવટે ફિરંગી વણિકનું પૂર્વ વાણિજ્ય સામ્રાજ્ય ભારત સાગરે જલમગ્ન થયું.

એશિયાને સમજવું હોય તો યુરોપના આ ઇતિહાસનું અધ્યયન કરવું. યુરોપને જાણવું હોય તો એશિયાનો આ ઇતિહાસ મનન કરવો જોઇયે. તાત્પર્યે એશિયાએ યુરોપને નવજીવન દાન કર્યું છે, યુરોપીની પ્રતિયોગિતાએ એશિયાનો છેલ્લો નિઃશ્વાસ અવરૂદ્ધ થઇ ગયો છે. એશિયા ન હોત તો, યુરોપમાં આટલી પ્રભુતા ન આવત, આટલું મોટું ન થઇ શકત; યુરોપ ન હોત તો એશિયા આટલી લઘુ સ્થિતીએ ન પહોચત; આટલું નાનું ન થઇ પડત.



## ઉપસંહાર.

યુરોપ આજે મોટું બન્યું છે, એશિયા નાનું થયું છે–તે સર્વાદિસંમત, ફિરંગી વણિકનો ઇતિહાસ તે વિચિત્ર ભાગ્ય પરિવર્તનનો ઇતિહાસ,–તે સર્વાદિસંમત. પરંતુ તેનું કારણ શું તેનાં મતભેદનો અભાવ નથી.

અદૃષ્ટવાદનો સિદ્ધાંત તેજ એક માત્ર સરલ સિદ્ધાંત છે. તેની સમાલોચનાની આવશ્યકતા જ નથી. અદૃષ્ટવાદ તે એક પ્રકારે આલસ્યવાદ જેવો જ છે,–તે કોઇ ઘટનાના કાર્યકારણ શૃંખલા શોધવા માટે કાંઇ પણ શ્રમ ઉઠાવવા સંભવ થતું નથી.' કારણ જે થવાનું હતું તે થયું. જેવું ભાવિ–આજ તેનું સુત્ર છે.

જેઓને તેના ઉપર આસ્થા નથી 'અર્થાત તે જવાબથી 'સંતોષ પામે નહિ તે તેના જુદા જુદા' કારણોનો વિચાર કરી ગયા છે. તે ઇતિહાસમાં ભારતવર્ષ સર્વ પાસેથી સમાન ભાવે પક્ષપાતશૂન્ય સુવિચારનો લાભ મેળવી શક્યું નથી. ભારતવાસીઓને દુર્બલ, ભીરૂ અને કાપુરૂષ તરીકે વર્ણવવામાં આવ્યું છે. તે પ્રમાણે તેની અયોગ્યતાના કારણે જ તેનું અધઃપતન થયું છે, તેમ લખી ગયા છે. અને તે સર્વત્ર સત્ય સિદ્ધાંત તરીકે સ્વીકારાયું છે. પરિણામ તરફ દૃષ્ટિ કરતાં, અનેક ભારતવાસીઓ પણ આને જ સત્ય સિદ્ધાંત તરીકે માની લેવા તૈયાર થયા છે. તે માટે વિચાર વિમૂઢતા, આત્મશક્તિ માટે એક અંધવિશ્વાસની સૃષ્ટિ રચી ભારતવર્ષવાસીઓને કાળક્રમે ખરેખર દુર્બલ, ભીરૂ અને કાપુરૂષ જ બનાવ્યા છે. ભારતવાસીની આ ચિત્ત-

દુર્બળતા અધઃપતનનું "પરિણામ" આ તેનું "કારણ" તરીકે સ્વિકારી શકાય તેમ નથી.

એશિયા એક મોટો દેશ છે. તે જુદા જુદા દેશોમાં વિભક્ત છે. જેમાં ઘણી જાતી, ઘણી ભાષા અને અનેક ધર્મો વર્તમાન છે. તથાપિ એશિયા અનેક વિષયે જુદું હોવા છતાં, કોઇ કોઇ વિષયમાં એક છે. ત્યારે અને આજે પણ તેનાં પ્રમાણો એશિયાના સર્વ દેશોમાં મોજુદ છે. વાણિજ્ય વિષયે એશિયાના સર્વ દેશો એક જ નીતિને અનુસરે છે. તેનું મૂળ સુત્ર વિશ્વાસ. તેથી જ એશિયાના અન્ય દેશના અધિવાસિઓ પ્રમાણે જ ભારતવર્ષની પ્રજા સર્વ દેશના, સર્વ ધર્મના વ્યાપારીઓનો સરખો જ વિશ્વાસ કરે છે. સમભાવે આશ્રય આપે છે. સમુદ્ર કિનારે વાણિજ્ય ધંધાદારીઓનું રક્ષણ કરવા સૈન્યની મદદ લેવી પડતી ન હતી. જેઓ વાણિજ્ય બંદરે આવજા કરતા, તેઓ પણ તે જ નીતિને અનુસરી, વિશ્વાસની મર્યાદા અખંડ રાખી ભારતવાણિજ્યે અર્થોપાર્જન કરતા. તેઓ સર્વે એશિયા વાસી અનેક વિષયે જુદા હોવા છતા આ વિષયે એક હોઇ એક જ નીતિને અનુસરે છે. કારણ, તેઓ જે ચિર પુરાતન સભ્યતા અને સદાચારના પક્ષપાતી હતા, તેમા સ્વતંત્રતા હતી, સ્વેચ્છાચાર નહોતો; હરીફાઇ હતી, પણ અનધિકારી ચર્ચા નહોતી; જે આવતા તેનું ભારતવાસીઓ સ્વાગત કરતા અને તેમને ચાહતા. સ્વદેશ બહિષ્કૃત યાહુદી, સ્વરાજ્ય બહિષ્કૃત પારસી, સેઇન્ટ થોમસના સંપ્રદાયી ખ્રિસ્તિ, આરબ, મિસર, પરસ્યાના મુસલમાન, ભારત બંદરે સમભાવે જ આશ્રય અને માન મેળવતા, તેમ વખતે વખતે રાજ્યકાર્યમાં પણ લાભ લેતા હતા. આ બાબતમા ભારતવર્ષે જ પ્રકૃત સામ્યનીતિ મર્યાદા લાભ કર્યો છે. ફિરંગી વણિક ભારતવર્ષ આવતા, ભારતવાસીના ચરિત્રગુણનો પ્રચુર

પરિચય પ્રાપ્ત થયો હતો. આમ ન હોત તો ફિરંગીની આ પહેલી મુસાફરી છેલ્લી જ થાત. જેઓ પોતાના દેશથી અપરિચિત સમુદ્ર-માર્ગે વાણિજ્ય માટે આવ્યા હતા, તેઓ માત્ર પણ પોતાના સ્વ-દેશમાં પાછા ન પહોંચત. તો પોર્ટુગાલથી બીજાં વહાણો નાહક આત્મવિસર્જન કરવા સાહસ ન જ કરત.

રોમન શાસન બેડીઓમાંથી મુક્ત થયેલાં યુરોપના રાજ્યસમૂહે જે સભ્યતા અને સદાચારનું અનુસરણ કરતાં શિખ્યા છે, તેમાં વિશ્વાસ કરતાં બાહુબળે જ અધિક પ્રાધાન્ય લાભ મેળવ્યો છે.

દિલ્હીની આસપાસના દરિયામાં વેપાર માટે ઝુકાવતાં જ ફિરંગીઓએ પોતાની ઓળખાણ કરાવી દીધી હતી. ભારતવર્ષ આ માટે તૈયાર નહોતું. અલ્પ સંખ્યક ફિરંગી સેનાના આક્રમણે બહુ સંખ્યક ભારતવાસીઓ પરાભવને પામ્યા. તેમાં બાહુબળના અભ્યાસની જ ખામી દેખાય છે, બાહુબળનો એકદમ અભાવ જણાતો નથી. કારણ કે તે જ ભારતવાસી જ્યારે ફિરંગી સેનામાં ભરતી કરવામાં આવ્યા, ત્યારે બાહુબળનું શિક્ષણ મળતાં અલ્પ અભ્યાસે ફિરંગી સેનાની બરોબરી કરી શક્યા હતા. તેથી ભારતવાસીને દુર્બલ, ભીરુ, કાપુરુષ ગણાવી જે ઇતિહાસ રચાયેલો છે તે ઇતિહાસે સત્ય મર્યાદા સુરક્ષિત કરી કહેવાય નહિ. પોતાનામાં જ તૃપ્તિ માનનારી પૂર્વ સભ્યતા, પરાક્રમમાં આલસ્ય કરનાર, પશ્ચિમ સભ્યતા સામે પડેલા જ સંઘર્ષને પરાભવને પામી હતી. આજ ફિરંગી વણિકના અભ્યુદયનું એક માત્ર કારણ -- જે નીતિથી ફિરંગી વણિકનો અભ્યુદય, તે જ નીતિથી તેનું અધઃપતન તે સમાન ભાવ નહિ પણ સમયને માન હતું, ન્યાયબળ નહિ પણ બાહુબળ હતું, તેને પરિણામે યોગ્ય તેમને જ વિજય-લાભ આપ્યો છે.

સમાપ્ત.